# श्री रुद्राध्याय



કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.

॥ श्री ॥

# श्री रुद्राध्याय.

(અનુષ્ઠાન પદ્ધતિ, સરળ મન્ત્રાર્થ, તથા કાવ્યમય ધ્યાન સહિત).

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા,

કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.

નાગરફળીયા–સુરત.



સુરત–ચૌટાના પૂલ ઉપર ટાકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમા નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યુ.

મૂલ્ય રૂા. ૧–૮–૦

# નિવેદન



વિવેકી વાચકોના કરકમળમાં આ પુસ્તક મૂકતા મને હર્ષ થાય છે અને તે સાથે નિવેદન કરવાની જરૂર જણાય છે કે મારી વૃદ્ધાવસ્થાને લઈ આખે બરાબર દેખાતુ નથી. તેથી આ પુસ્તકનુ લેખન કાર્ય મારાથી થઇ શક્યુ નથી તેમ પ્રુફ પણ જોવાયા નથી. તેથી જે કાઈ અશુદ્ધિ જણાય તો તે હસક્ષીર ન્યાયે સુધારીને વાચવા વિનતી છે વેદના ઉચ્ચારમય કેટલાક ટાઇપો ન હોવાથી તેને બદલે સાદા ટાઇપ ચલાવી લેવા પડ્યા છે તો તે દરગુજર કરશો.

સર્વ સામાન્ય રીતે હાલમા જે યજુર્વેદની રૂદ્રીનુ પુસ્તક બજારમા મળે છે તે આઠ અધ્યાયનુ આવે છે. પણ તેમા પાચમા અને આઠમા અધ્યાયમાજ મુખ્યત્વે કરીને રૂદ્ર સ્તવન છે રૂદ્રાભિષેક કરનારાઓમા પણ આ પાચમા અધ્યાયના પાઠનેજ મહત્ત્વ અપાય છે અને કહેવામા આવે છે કે એ એકલા પાચમા અધ્યાયનોજ ત્રણ વખત પાઠ કરવામા આવે તો એક રૂદ્રાભિષેકનુ ફળ મળે છે આ માન્યતા ખરી છે કે ખોટી તેનો નિર્ણય કરવાનુ આ સ્થાન નથી. પણ તે ઉપરથી એટલુ નક્કી છે કે રૂદ્રના સ્વરૂપનુ મહત્વ જણાવનાર પાચમો અધ્યાયજ છે અમે તેથી આ પુસ્તકમા એ મુખ્ય અધ્યાયનુજ વિવેચન કર્યુ છે અને તે પછી યજ્ઞની ક્રિયાને મહત્વ આપનાર અને રૂદ્રને સર્વ સુખના હેતુ માની તેમની પાસેથી યજ્ઞ દ્વારા સર્વ સુખોની માગણી કરનાર આઠમા અધ્યાયનુ વિવેચન કર્યુ છે જીજ્ઞાસુઓ ફક્ત આ બે મહત્વના અધ્યાયોનુજ મનન કરશે તો ખરેખરી રૂદ્ર કૃપાને પાત્ર થશે એમા સશય નથી

આ પુસ્તક લખવામા વેદનો ૧૬ મો અધ્યાય જે **नमस्तेरुद्र**નો છે. તેનો અને તે પછી ૧૮મો અધ્યાય તેનો આધાર લીધો છે વેદના એ ૧૬મા અધ્યાયને હાલની સર્વ સામાન્ય રૂદ્રીના પુસ્તકમા પાચની સખ્યા અપાઇ છે અને ૧૮મા ને ૮ની સખ્યા અપાઇ છે પણ એ સર્વ પાઠ કરનારની સગવડતા ખાતર છે ખરી સખ્યા તો ૧૬ અને ૧૮નીજ છે આ બે સિવાય પડિત જ્વાલાપ્રસાદની એ અધ્યાયો ઉપર ટીકા, સ્વામી આનદાનદનુ રૂદ્રાધ્યાયનુ પુસ્તક, અને સ્વામી દયાનદનુ ભાષ્ય સર્વ અમને આ પુસ્તક લખવામા ઉપયોગી થયા છે તે સવની આભારસહ નોધ લઈ જે કાઇ યત્કિચિત સેવા થઇ છે તે શ્રી મહારૂદ્રના ચરણકમલે સમર્પવામા આવે છે



**શ્રીયુત્ કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.**

મુંબઈ કસ્ટમ ઓફિસના માજી ડીપ્યુટી એકાઉન્ટન્ટ

નાગરફળીયા—સુરત.

SHANKER PRES SURAT

# સૂચના.

મ્લેચ્છ લુટારા ઇત્યાદિના ભયથી પરચક્રની ધુસરીમા ચપાઇ ગયેલી આર્ય પ્રજાનો ધર્મ નષ્ટ ભ્રષ્ટ થઇ સન્માર્ગ અને ઉન્નતિના માર્ગ તથા પોષણુ પોષણુ રક્ષણુ અને પ્રગતિ બંધ પડવાથી ધર્મ ઉપરની શ્રદ્ધા ભક્તિ અને પ્રેમ ઉડી જવાથી, સાપ ગયા પાછી લીસોટા રહી જાય તે અવસ્થા થઇ ગઈ છે. વૃક્ષ જેમ ફલહિન થાય તેમ ધર્મ જવાથી કલિક્લેશ, કુસંપ, આધળુ આપ મતલબીયાપણુ ઇત્યાદિ દુ:ખ દારિદ્રય પ્રાપ્ત થયા. અને લોકોને ઉદર પોષણુના ફાફા પડવા લાગ્યાં અને વિદ્યાકલા વિગેરે નષ્ટ ભ્રષ્ટ થવાથી છીન્ન ભિન્નતા આવી ગઇ છે તથા સાધન સંપન્નતા જતી રહી છે અને પરાજયતા આવી છે તેથી કરીને ધર્મનુ રહસ્ય સમજ્યા વિના ઉન્નતિ કેવી રીતે થાય? માટે પ્રત્યેક વ્યક્તિ તેમજ જનમડળના નરેન્દ્રોનુ પ્રથમ કર્તવ્ય એજ છે કે સર્વ પ્રકારે ધર્મની ઉન્નતિ કરવી જ્યારે ધર્મનીતિ અને ન્યાયથી લોક પતિત થાય છે ત્યારે રોગ, શકા, પરાજય, પરવશતા, ઇત્યાદિ પ્રાપ્ત થઇ સુખ સમૃદ્ધિ જઈ દિનદિન પ્રત્યે અવનતિ થતી જાય છે અમે આર્યભૂમિ ઉપર અવતર્યા છીએ, ઇશ્વરે અમને આર્યધર્મમા જન્મ આપ્યો છે પરમેશ્વરના ઘરનો સીપાઇનો પટો અમને યજ્ઞાદિક દિક્ષારૂપ નોકરી કરવા માટે પરંપરાથી પ્રાપ્ત થયો છે. જો અમે આટલી જીભ પણુ ન હલાવીએ તો અમારા જન્મનો ફેરો ફોગટ થાય છે.

"હમ કુચ ભી કુચ કર જાયગે"

એમ એક કવિ કહે છે તે અનુસાર આજે અમે કાંઇ અમારી સમજણુ પ્રમાણે આ રૂદ્રાધ્યાયમા લખ્યુ છે તે વિદ્વજનના ચરણુમા મૂકીએ છીએ એક કીડીમા ચટકો ભરવાનુ સામર્થ્ય માત્ર છે અને વરૂણુદેવમા મેઘગર્જના કરી આખા વિશ્વને ડોલાયમાન કરવાનુ સામર્થ્ય છે તે પ્રમાણે અમારી અલ્પબુદ્ધિ અનુસાર અમે લખ્યુ છે અને બ્રહ્માદિની બુદ્ધિ પ્રમાણે બ્રહ્માએ વિસ્તાર કર્યો છે તો આ રૂદ્રના સ્તવનનો વાચકો સ્વીકાર કરશે કેટલાએક શબ્દોના અર્થ સમજવા ઘણુા કઠણુ છે તેથી અમે નીચે પ્રમાણે લોકોની જાણુમા આવે તેથી લખીએ છીએ.

૧ વેદ અનત શક્તિ બ્રહ્મની એક શક્તિ છુટી પાડી મંત્ર દ્રષ્ટાઓને પ્રેરાયલી ઇશ્વરની સંકેત વાણીરૂપ છે વંશપરંપરા યોગ્ય અધિકારીને ઉપદેશ થએલી પ્રાપ્ત થએલી પવિત્ર વાણીથી ચાલવાને બંધાયલા દેવ છે તે વાણીનુ નામ વેદમંત્ર છે.

૨ શાસ્ત્ર જે કાંઇ અદષ્ટ છે અને અજ્ઞાત છે તે વસ્તુને યથાર્થ જણાવે તેનુ નામ શાસ્ત્ર છે શાસ્ત્રથી અજ્ઞાત અને અબાધિત અર્થનું દ્યોતન થાય છે જેમકે ત્રિરાશિમા ત્રણ પદ જાણીતા હોય છે પણ ચોથા પદ વિષે કોઈ જાણતુ નથી. ચોથુ પદ જે અજ્ઞાત છે તે જે શોધી કહાડે અને તે સત્ય હોય તો તેને શાસ્ત્ર કહે છે બ્રહ્મ એટલે ત્રિરાશિમાથી તુર્ય એટલે ચોથુ પદ જે આખા વિશ્વમા સર્વ કોઇને અજ્ઞાત છે. તેને શોધી વિશ્વની સમગ્ર, લક્ષ્મી સમગ્ર શક્તિ, સર્વ સામર્થ્ય, સર્વ ઇચ્છાઓ પારપૂર્ણ થવી સર્વ નિયતૃત્વ શક્તિ આવવી. સર્વત્ર વ્યાપકપણુ સપાદન કરવુ. અને કોઇપણ બધનને અથવા પરવશપણાને અથવા પરતત્રનાને દૂર કરવી, અને તે નડે નહિ વારવાર જન્મમરણ થાય નહિ, એટલે કે જે અહભાવને લીધે જીવ સ્થુલ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ એ કારાગ્રહોમા કેદ થયશે છે તેને પાજરામાંથી છુટો કરી પોપટની પેઠે યથેચ્છ આકાશગમન કરાવવુ એ વેદત્રય કરાવે છે કેટલાએક લોકો ધારશે કે વેદમાથી આગબોટો બનાવવાનુ, આગગાડી બનાવવાનું. વિમાનો બનાવવાનું, આવડશે ? તો તેનો આ તર્ક ખોટો છે એમા કાંઈ કડીયા કામ, સુથારીકામ કે ઇંજનેર ખાતાનુ કામ લખ્યુ નથી. એટલુ તો છે કે બુદ્ધિ કેળવવાને માટે સર્વ વિદ્યાના મૂળતત્વો વેદમાથી નીકળશે કારણ કે એ વેદનો પ્રેરક સર્વ વિદ્યામય છે. અજ્ઞાની નથી આ અખિલ નભમડળ અંધારી રાત્રે જે આપણે જોઇએ છે તે સર્વની રચના કરનાર તેના નિયમને ઘડનાર તેને ચલાવનાર તેનો સ્થિતિ લય અને ઉદ્ભવ કરનાર કોઈ અજબ અને અતર્ક્ય ઇજનેર છે એમા કોઇપણ પ્રકારનો શક નથી અને તેની ઓળખ કરાવવા માટે વેદ અને શાસ્ત્ર, તપ તીર્થ, ધર્માચરણ, યજ્ઞ, દાન, અભ્યાસ, ઇન્દ્રિયદમન, પૂજન. અર્ચન, સ્તવન, પરોપકાર, પ્રાર્થના, ત્યાગ, વૈરાગ્ય–ઉપવાસ ઇત્યાદિ કરવાને પ્રબોધે છે. આ અમે ટુકામા વેદ, શાસ્ત્રનો અર્થ જણાવ્યો છે.

"તુકામણે જગતાચી દોટ"

"માંડલી ભરાયાસ પોટ"

એવા તુકારામનાં અભગ કે અખ્ખાના છપા, સુડા બહોતેરી કે અરબીયન નાઇટસ એને કાંઇ શાસ્ત્રની ગણતીમા લેવાય નહિ

હવે બ્રહ્મ વિષે અમે થોડુ ઘણું લખીએ છીએ.

यथोर्णनाभि सृजते गृण्हयते चः यथा पृथिव्यामोषधय संभवन्ति
यथा पुरुषात् केश लोमानी जायन्ते तथा क्षरात संभवति ह विश्वम्

આ શ્રુતિમા કહ્યા પ્રમાણે જે પ્રમાણે કરોળીયો પોતાના શરીરમાંથી તંતુ કાઢીને આકાશમા જાળ બાંધે છે જે પ્રમાણે પૃથ્વિમાથી ઝાડ, વનસ્પતિ, ઔષધી. ઘાસ, વીગેરે ફુટી નીકળે છે જે પ્રમાણે મનુષ્યના શરીરપર નિમાળા રુવાડા, નખ ઇત્યાદિ ઉગી નીકળે છે તે પ્રમાણે ૐના શરીરમાથી આ અખિલ વિશ્વની સ્થિતિ લય અને ઉદ્ભવ થાય છે. આ ૐ સાતરૂપે અથવા ચારરૂપે ઘણેખરે ઠેકાણે વર્ણવેલો દેખાય છે

अ

उ

म

તુર્ય જેને કોઇ જાણતુ નથી પણ જે સઉ કોઇને જાણે છે. એવું સચ્ચિદાનંદ સ્વરૂપ તે છે.

**अ. अकारात्मक सृष्टि करता स्वयंभु.**—પીળોરંગ, પીતામ્બર ધારી, એટલે તડકાવાળુ આકાશ.

**उ. उकारात्मक पालक चक्रपाणी.**—ચાંદ્દળીરંગ નિલામ્બરધારી કૃષ્ણ-પક્ષની રાત્રિ ધારણ કરનાર.

**म. मकारात्मक शंकर सम तनोती.**—લાલરંગ રક્તામ્બરધારી સંધ્યા સમયનુ આકાશ.

હવે અમે ષણ્માત્રિક (છ માત્રાવાળા) ૐકાર અમારા પાતંજલ યોગ દર્શનમા અને વેદાંતસૂત્રમા, રૂદ્રાધ્યાયની ટીકામા,તેમજ ઠેકાણે ઠેકાણે અમારા કાવ્યમાં વિવિધ પ્રકારે ૐકારનુ સ્વરૂપ દર્શાવવા પ્રયત્ન કર્યો છે તેથી ચર્વિત ચર્વણ તથા પિષ્ટપોષણ નહિ કરતા ટુકમા પતાવીએ છીએ માટે જીજ્ઞાસુઓએ માન્ડુક્ય અને નિરાલમ્બ ઉપનિષદો જોઇ લેવા.

ૐકારના ઋષિ એટલે મન્ત્રદ્રષ્ટા અને મન્ત્રનો સાક્ષાત્કાર કરનાર ઉપાસક બ્રહ્માજી છે એટલા માટે વેદની પ્રત્યેક ૠચામા પ્રથમ ૐકારનો ઉચ્ચાર કરી મંત્ર ભણવો.

महदहंकार पृथिव्या तेजो वाय्वाकाशात्मकेन बृहद्रूपेणाण्ड कोशेन कर्मज्ञानार्थरूपतया भासमानमद्वितीय अखिलोपाधि विनिर्मुक्त तत्सकल शक्त्युपबृंहितम नाद्यनन्तं शुद्धं शिवं शान्तं निर्गुण मित्यादिर्वाच्य चैतन्यं ब्रह्म ॥

અર્થ—મહતત્વ એટલે સામ્યાવસ્થાવાળા પ્રકૃતિના ગુણત્રય સત્વ, રજ, તમ, અહંકાર, પૃથ્વિ, જલ, તેજ, વાયુ, આકાશ, આ આખુ વિશ્વ જાણે એક મોટુ ઇંડુ હોય તેમા વસેલુ ક્રિયા કરતુ જ્ઞાનવાન એટલે કે જ્ઞાન વિના કર્મ અને ક્રિયા થઇ શકતી નથી તેના અર્થવડે જેનાથી ભાસે છે એવુ અદ્વિતીય સર્વ ઉપાધિરહિત એવુ જે છે તે જેની અદર સર્વ શકિત સમાઇ રહેલી છે. એવુ અનાદિ અનત શુદ્ધ કલ્યાણકારક શાતિ આપનારૂ ગુણરહિત નિર્ગુણ ઇત્યાદિ વાચ્ય અને અવાચ્ય એવુ જે પરમચૈતન્ય છે તેનુજ નામ બ્રહ્મ છે.

ઇશ્વરની વ્યાખ્યા નીચે પ્રમાણે.

ब्रह्मैव स्वशक्ति प्रकृत्या विधेयमाश्रित्य लोकान सृष्ट्वा अन्तर्यामिरुपेण ब्रह्मा दिनाम बुद्धिरिंद्रिय आदि नियन्तृतत्वात ईश्वरः

અર્થ—બ્રહ્મજ પોતે જાતે પોતાની શકિત જેને પ્રકૃતિ કહે છે તેનો આશ્રય કરીને લોકને સૃજીને તેમા અતર્યામિ રૂપે રહી બ્રહ્માથી માડી સર્વમાં વસી બુદ્ધિ ઇન્દ્રિયોને નિયમમા રાખનાર જે છે તેનુ નામ ઇશ્વર છે

જીવની વ્યાખ્યા નીચે પ્રમાણે.

ब्रह्मा विष्णु इशान इन्द्रादि नामरुप द्वारा स्थुलोहमीती मिथ्याध्यास वशात जीवद्दा .

शैकोपि देहारमक भदवशात बहु जीवाहः

અર્થ—બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇન્દ્ર, ઇત્યાદિ નામને રૂપ દ્વારા હુ સ્થુલ છું. એવા મિથ્યા અધ્યાસને વશ તેનુ નામ જીવ છે (?) એ જીવ એક છતે વિવિધ દેહના આરભના ભેદને લીધે ઘણા જીવ થાય છે

પ્રકૃતિ એટલે શુ.

ब्रह्मण शकासात नानाविचित्र जगद रचन सामर्थ्यात् बुद्धि रुपा ब्रह्म शक्ति रेव प्रकृति

•

અર્થ. બ્રહ્મના સરખી, વિવિધ વિચિત્ર જગત રચના કરનાર, સામર્થ્ય વાળી બુદ્ધિરૂપા બ્રહ્મશક્તિ તેનુજ નામ પ્રકૃતિ છે.

પુર્ન જન્મ

पुर्नमन' पुनरायुं म आगन पुन: प्राण पुन: रात्मा मआगन पुन चक्षु पुन श्रौत्रम् मआगन वैश्वानरो अहब्धस्तनुपा अग्निः न: पातु: दुरितादवद्यात

અર્થ. હે પ્રભો ! અમોને શુભ સસ્કારવાળુ મન, પૂર્ણ આયુષ્ય, જ્યારે જ્યારે જન્મ આપો ત્યારે આપજો. અમોને પ્રાણ આપજો, અમોને જીવાત્મા આપજો અમોને ચક્ષુ આપજો, કર્ણેન્દ્રિય આપજો, હે વૈશ્વાનર ! આપ નિષ્કપટપણે શરીરના પોષક શુદ્ધ મનથી સર્વ પ્રકારે અમને આરોગ્યવાળા કરજો

પુન'જન્મ ન આવવાનો ઉપાય.

बुद्धौ गुहायां सद् सद् विलक्षणम ब्रह्मास्ति सत्यं परमद्वितीय तदात्मना योत्र वसेत गुहायाम पुन' न तस्यांग गुहा प्रवेशा

અથ શરીરમાં અત કરણ માસ પીંડનુ બનેલુ છે તેના પડદાના પોલાણના આકાશમા બુદ્ધિ છે તેથી તેમા સદ્ અસદ્ભાવ છે એથી વિલક્ષણ બ્રહ્મતત્વ છે તે સત્ય સ્વરૂપ પરમ અદ્વિતીય બ્રહ્મ છે એ બ્રહ્મનુ સમાધિદ્વારા ચિતન કરી બુદ્ધિમા જેનો જીવાત્મા પ્રવેશ કરે છે તે જીવને ફરી અગરૂપ ગર્ભાશયમાં પ્રવેશવાનુ થતુ નથી એટલે પુર્નજન્મ થતો નથી અને મોક્ષ થાય છે.

હવે પાપીઓને પુર્નજન્મ કેવી રીતે થાય છે તે લખીએ છીએ

यत्चित्त ते नैष प्राणमेति प्राणस्तेजसायुक्तह' सहात्मने यथा संकल्पितं लोकं नयति

ચિત્તની વૃત્તિનુ જેમા ધ્યાન હોય છે તેમા પ્રાણ જાય છે. અને પ્રાણ સર્વેન્દ્રિયોને તથા અત કરણ ચતુષ્ટ લઇને એટલે લીંગ શરીર લઇને જાય છે.

કે જેમા કર્મના સરકારો બીજ ભાવે છૂપેલા છે તે સહિત જીવાત્માની સાથે જ્યાં એનો સકલ્પ છે તે લોકમા લઈ જાય છે.

યોગવિના એકલા જ્ઞાનથી મોક્ષ થતો નથી તેમજ એકલો યોગ હોય અને જ્ઞાન ન હોય તો પણ મોક્ષ થતો નથી માટે એ બન્નેની સાથે જરૂર છે.

યોગતત્વ ઉપનિષદ્ મંત્ર ૧૩૨.

यस्माज्जातो भगात्पूर्वं तस्मिन्नेव भगे रमन् ।
या माता सा पुनर्भार्या या भार्या मातरेवहि १३२
य पिता स पुनः पुत्रोयः पुत्र स पुनः पिता
एवं संसार चक्रेण कूपचक्रे घटा इव ॥ १३३

મત્રાર્થ

જે ભગમાથી પૂર્વે જન્મ થયો છે તે ભગમાજ પાછો રમણ કરે છે. જે માતા હોય તે ફરી કોઇ જન્મમા ભાર્યા થાય છે અને જે ભાર્યા હોય તે કોઇ જન્મમા માતા થાય છે. જે પિતા હોય તે ફરી કોઇ જન્મમા પુત્ર થાય છે જે પુત્ર હોય છે તે ફરી પિતા થાય છે આ પ્રમાણે સસાર ચક્રની રેટ માળમા ઘડાની માફક જન્મ મરણ પામી શરીરરૂપી કેદખાનામાં જીવાત્મા ક્લેશ, કકાસ, ભય, રોગ, દુ ખ, દ્રારિદ્રય ઇત્યાદિથી રીબાયા કરે છે.

આ મત્રમા લખ્યા પ્રમાણે હમ્મેશજ થયા કરે છે એમ જો કોઈ સમજે તો તે ખોટુ છે જેનું જેટલા અશે લેણુદેણુ હોય તે પ્રમાણે સબધ અને સગપણ બધાય છે આ નિયમ એક સાધારણ નિયમ તરીકે બતલાવ્યો છે

હવે વ્યભિચારીની ગતિ લખીએ છીએ.

વ્યભિચાર એ મહા વિશ્વાસઘાતનુ વિવિધ પ્રકારના રોગ થવાનુ જેની સાથે ઘર માડયુ હોય તેનો પ્રેમ અને વિશ્વાસ ઉઠાડી નાખવાનુ મહા પાપ છે. જેમ કાચનુ વાસણ ફુટેલુ ફરી કામમા આવતું નથી, તે પ્રમાણે આ વિશ્વાસઘાતક માણસ કદાપિ સત્ય પ્રેમ આનદ અને સસાર સુખ પામી શકતો નથી. જે બીજી સ્ત્રી અથવા પુરૂષની સાથે છુપો વ્યભિચાર કરે છે તેની

સાથે ખુલ્લી રીતે નિશ્ચિતપણે ઘર માંડી રહેવાતું નથી અને પરસ્પર તોષણુ પોષણુ અને ઘરનો નિભાવ થઇ શકતો નથી પશુઓમા લગ્ન વિધિ નથી કારણુકે મન ઉપર બુદ્ધિનો જે અંકુશ છે તે તેમને ઇશ્વરે આપ્યો નથી આ મન ઉપરનો બુદ્ધિરૂપી અંકુશ થોડું સુખ ત્યાગ કરવાથી મળે છે કેમકે પ્રલયાન્ત સુધી સ્વર્ગસુખ પોતાના ધણીની સાથે લેવા માટે લગ્નના કોલ કરારો કર્યા હોય છે. જો વ્યભિચારથીજ સુખ થતુ હોત તો ઋષિ મુનિઓને તે લખતા કોઇ અટકાવનાર નહોતો કે લોકો દારૂ પીને ખુબ વ્યભિચાર કરજો તમને સ્વર્ગ મળશે. ગ્રંથ વિસ્તાર ભયે વધુ લખતા નથી થોડામા ઘણુ સમજી લેવુ

જે પ્રભુએ પ્રેર્યું તે જગન્નિયામક કર્મફળ દાતા અને કર્મની વ્યવસ્થા કરનાર, જન્મ આપી ભોગ આપનાર શ્રી સાંબ સદાશિવની પ્રેરણા અનુસાર લખ્યુ છે

કેટલાએક સાદા શુધા અને સહેલા ઇશ્વરના સૃષ્ટ વૈદિક સૃષ્ટિ નિયમો છે તે અભણુ માણુસને જાણુમા નથી માટે તેમાના થોડાએક નિયમો અમે નીચે મુજબ દર્શાવીએ છીએ

૧ ભારે વસ્તુ તળીએ રહે છે અને હલકી વસ્તુ ઉપર તરે છે. જેમકે જળમા લાકડું તરે છે

૨ સમાન ગુણુ કર્મ સ્વભાવ સમાનની સાથે મળી જાય છે જેમકે દૂધને પાણી એકઠું મળી જાય છે

૩ રસાયની ખેંચાણુ અને સંમેલન Chemical Affinity.

૪ નર માદાના પ્રેમનુ આકર્ષણુ અને તિરસ્કાર (એન્ટ્રેકસન એન્ડ રીપલ્ઝન) Attraction and repulsion જેવી રીતે કે ચુંબક નામનો પથરો હોય ત્યા લોઢુ પોતાની મેળે ખેંચાઇ ચોટી જાય છે અને તેથી અવળી દીશાએ ચુંબક મેલ્યુ હોય તો તેને આઘુ ખસેડી નાખે છે અથવા તો વિદ્યુત વેગનો આકર્ષણુ અને પ્રત્યાકર્ષણુ સ્વભાવ એક બટન દાબીએ તો વીજળીનો દીવો થાય બીજુ બટન દાબીએ તો ઓલવઇ જાય

૫ શરદી અને ગરમી—શરદીથી પરમાણુઓ સંકુચિત થાય છે અને ગરમીથી પરમાણુઓ છિન્ન ભિન્ન થઈ પસરે છે

૬ પ્રાણાપાનગતિ જેને અંગ્રેજીમા (સેન્ટરી ફ્યુગલ એન્ડ સેન્ટરી પીટલ ફોર્સસીસ) કહે છે.

૭ પ્રત્યેક તત્વ રેટમાળની પેઠે ગોળાકારમા ફર્યા કરે છે જેમકે જન્મવુ મરવુ, અને ગર્ભાવસ્થા આ ઉપરથી પુનજન્મ સિદ્ધ થાય છે.

૮ જગતમા અત્યતાભાવ કશાનો નથી પણ પ્રન્ધ્વાસા ભાવ છે જેવી રીતે કે એક ઘડો છે તેના ઉપર એક ડગોરો મારી ફેડી નાખીએ તો ઘડો ભાગી તેની ઠીંકરીઓ બને છે એટને ઘડો નાશ પામ્યો એમ લોકો કહે છે પણ એનુ નામ અને રૂપ એ જતા રહ્યા તેમ છતા ઠીંકરીઓનુ ચૂરણ પરમણુરૂપે તો રહ્યુજ છે નાશ પામ્યુ નથી તે ભાવ રૂપે છે અને, ઘડો એ નામ જતુ રહ્યુ તો પણ માટીના પરમાણુ એ તેનુ બીજુ નામ પડ્યુ છે

૯ ઘડાનુ ઉપાદાન કારણ જે મટોડી છે તેનુ અસ્તિત્વ ભૂત ભાવિ અને વર્તમાનકળમા છે પરમાણુરૂપ મટોડી હતી તે વનમાનકળમા ઘડારૂપે પ્રગટ થઇ અને ભવિષ્યમા પણ એજ મટોડી ઠીકરારૂપે રહી માટે ત્રણે કાળમા એ મટોડીનુરૂપ અમર છે

૧૦ એક વસ્ત્ર વાણા તાણારૂપે સુતર સિવાય બીજુ કાઇ નથી. અને સુતર છે તેનુ મૂળ સ્વરૂપ રૂ છે તો ત્રણે અવસ્થામા એટલે કે રૂ રૂપે. વાણા તાણારૂપે અને કાપડરૂપે રૂ સિવાય બીજુ કોઇ છેજ નહિ તે પ્રમાણે રૂદરૂપ સમજી લેવુ. ગ્રથ વિસ્તાર ભય વિશેષ લખી શકતા નથી. ॐ तत्सत् शिवार्पण मस्तु



॥ श्री गणेशायनमः ॥

# ॥ श्री रुद्राध्यायः ॥

## ઉપોદ્ઘાત.

સગુણ નિર્ગુણ બ્રહ્મનુ સર્વોત્તમ નામ છ માત્રા યુક્ત ૐ છે જેને નામ અને રૂપ નથી જ્યા શબ્દની ગતિ નથી જે અતર્ક અને વ્યવહારમા ન આવી શકે તેવા અનતને અગાધ સર્વ શક્તિ સમુદ્રરૂપ જે કોઇ છે અને જેને કોઇ જાણતુ નથી જ્યા વેદની ગતિ નથી એવા તત્વને નામ કોણ આપી શકે ? અરૂપને ક્યા રૂપની કલ્પના કરી શકાય ? માટે બ્રહ્માદિની શક્તિથી પણ તેનુ સ્તવન થઇ શકતુ નથી દ્રષ્ટા તે દૃશ્ય થઇ શકતો નથી. તેનુ સ્તવન કરવુ તે તન્મય થવાની એક કુચી છે જેના એક અશમાં આખુ દ્રશ્ય જગત નામ રૂપવાળુ છે તેને નમસ્કાર કરીએ તો ક્યા ઠેકાણે કરીએ તે તો વિભુ સર્વત્ર વ્યાપક છે સર્વરૂપ છે ત્યા કોણ કોને સ્તવે ? એટલા માટે વેદમા નિર્ગુણનો વિશેષ છેડયુ નથી ઉપાસના કરવાની છે તે સગુણ બ્રહ્મની ઉપાસના કરવાની છે

*હવે ૐકારની છ માત્રા સબધી વિવેચન કરીએ છીએ*

[1]अ કાર [2]उ કાર, [3]म કાર, [4]અર્ધમાત્રા [5]બિંદુ, [6]નાદ. આ પ્રમાણે તેના જુદા જુદા ભાગ છે જાગ્રત સ્વપ્ન અને સુસુપ્તિ અવસ્થાનો તે સાક્ષી છે બ્રહ્મા વિષ્ણુ અને રુદ્ર સ્વરૂપ છે અને એ ત્રણનુ નામ ઇશ્વર એવુ આપ્યુ છે કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રણ તેને પ્રાપ્ત કરવાના સાધન છે બ્રહ્મમા જે કઇ શક્તિ છે તેનુ નામ પ્રકૃતિ, મહામાયા, વિદ્યા, અવિદ્યા, બુદ્ધિ, ગુહા, વગેરે નામ આપ્યા છે જે કાંઇ ૐના જ્ઞાનમય શુદ્ધ ચૈતન્ય છે તે સ્વરૂપ પ્રત્યેક જીવાત્માને તેની ઉપાસના કરીને પ્રગતિ કરી તદ્રુપતા મેળવવાની છે ચાર દેહરૂપ એક મોટુ કારાગૃહ જીવાત્માને હાથપગમા બેડી નાખી ગળા ઉપર ઝુસરી નાખી જાણે કોઇ રાજા લુટારાનુ રૂપ લઇ સોયા ભોકી તેનુ સર્વ સુખ લુટી લે તેનુ ધન ખુચી લે વાઘની માફક તેની ગરદન ઉપરનુ લોહી ચૂસી લે વેદ વિરુદ્ધ વિપરીત ધર્માચરણ કરવાવાળો અને તેનો

સર્વ દેશ પાયમાલ કરી નાખે તેવો મહા મોહ છે આ મોહનુ મુખ્ય સ્વરૂપ તે ગર્વિષ્ઠપણુ છે ગર્વ વિનાશ કરનારો છે અને અભિમાન જો સત્વગુંયુક્ત હોય તો સન્માર્ગે પ્રવૃત્તિ કરાવનાર છે તેથી સ્થુલ જગતના ઉત્પાદન અને અભિમાની બ્રહ્મા છે સૂક્ષ્મ જગતના અભિમાની વિષ્ણુ છે, કારણ જગતના અભિમાની સાક્ષાત સદાશિવ છે અને ચોથો સમષ્ટિરૂપ દેહ તે મહામાયા રૂપ છે હવે એ ત્રણ ગુણના અભિમાનીઓને નીચે કોઠો બતાવ્યા પ્રમાણે જુદે જુદે સ્થળે જુદા જુદા નામ આપ્યા છે.




આ ત્રણ ગુણના અભિમાની દેવો શુ શુ કરવાથી પ્રસન્ન થાય છે અને કાર્ય સિદ્ધ કરે છે તે નીચે પ્રમાણે છે

પદાર્થવિદ્યાનુ જ્ઞાન મેળવી જડ પદાર્થ વડે કરીને કર્મ કરવાથી બ્રહ્મા પ્રસન્ન થાય છે જેમકે સુથારે વાંસનો વિધાણુ લઇ લાકડુ છોલી ઘર બાંધ્યુ તે આપણને અનંત સુખ આપે છે એટલા માટેજ વેદમા લખ્યુ છે કે — यज्ञेनयज्ञमयजन्तदेवा स्तानि धर्माणि प्रथमान्यासन् तेहनाकम्म हिमान- सचन्तयत्रपूर्वे साध्याक सन्तिदेवा સગુણનિર્ગુણ બ્રહ્મની ઉપાસના યજ્ઞવડે કરવાની છે યજધાતુનો અર્થ યજન કરવુ એટલે પૂજન કરવુ પ્રાર્થના કરવી તે છે. આ ઉપરથી જુદા જુદા માર્ગોને પંથો અને વિધિવડે મનુષ્યને જુદી જુદી રૂચીને અનુસાર એકજ ચૈતન્યનુ યજન કરવાનુ મંત્રદૃષ્ટા ઋષિઓએ યોજ્યુ છે તેમા બ્રાહ્મણ ક્ષત્રીય વૈસ્ય અને શુદ્ર તેમજ અંત્યજના અધિકાર પરત્વે તેમને પૂર્ણત્વ તરફ ઉંચે ચઢાવવા પ્રયત્ન કરે છે.

તેમા સંપૂર્ણ વેદનો અધિકારી બ્રાહ્મણ બ્રાહ્મણીથી ઉત્પન્ન થએલો પુત્ર અને જેને સોળ સંસ્કારવડે કરીને ઉજ્જવલ બનાવેલો છે. તેને વેદાદિશાસ્ત્રનો સંપૂર્ણ અધિકાર છે અને તેણે વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે પંચ મહાયજ્ઞ નિત્ય કરવા એ મુખ્ય કર્તવ્ય છે બ્રાહ્મણને જન્મનુ મુખ્ય ફળ મોક્ષ એટલે આ દેહરૂપી કારાગૃહમા વારવાર જન્મ મરણ થતા અટકાવી સર્વજ્ઞાન, સર્વમલ, સર્વશક્તિ, સર્વસુખ રૂપ પોતામા સ્થિત થવુ તે છે

ક્ષત્રીયને યુદ્ધમા સ્વધર્મ, સ્વદેશ, પૃથ્વિ, ગાય, વેદ, સાધુ સંત ઇત્યાદિનુ રક્ષણ કરી પરોપકારાર્થે પ્રાણ અર્પવા એ કર્તવ્ય છે. અને તેનુ ફળ સ્વર્ગનું અખંડ સુખ છે વૈશ્યનુ કર્મ કૃષિ વાણીજ્ય, ગોરક્ષા વ્યાપાર, દેશાતર ગમન ઇત્યાદિ લોક વ્યવહારના કૃત્યો કરી જનસમુદાયને સુખોત્પાદક કૃત્યો કરવા અને બ્રાહ્મણ ક્ષત્રીએ બતાવેલા માર્ગમા વિચરવુ દાન ધર્મ પરોપકાર ઇત્યાદિ કરવા એ કર્તવ્ય છે તેનુ ફળ તેને ચદ્રલોકની પ્રાપ્તિ થઇ દીર્ઘ આયુષ અને મનવાંચ્છિત સુખની પ્રાપ્તિ એ છે. શુદ્રોએ અને અત્યજોએ ઉપરના ત્રણે વર્ગની સેવા ઉઠાવવી અને શારીરિક બળથી મજુરી કરી ત્રણે વરણોના કામ કરવા કે જેથી તેને આવતો જન્મ ઉત્તમ થાય અને આ જન્મમા સુખ શાંતિ મળે શુદ્રને કથા વીગેરે સાભળવાનો અધિકાર છે પણ તેની બુદ્ધિ ગહન વેદ વિચાર જે અતિ સુક્ષ્મ છે તેમા પ્રવેશ કરી શકતી નથી તેથી તેને વેદ મત્રનો અધિકાર નથી

હવે નીચે પ્રમાણેની વ્યવસ્થાને યજ્ઞ તરીકે કહે છે

બ્રાહ્મણે અગ્નિનો કુડ રચી વેદની રૂચા ભણી હુત દ્રવ્યથી હોમ કરવો તેને યજ્ઞ કહે છે.

ક્ષત્રીએ યુદ્ધમા પરહિતાર્થે મેળાવડાઓ કરી ધન વડે અશ્વમેધાદિક યજ્ઞો કરવા તેમજ રણયજ્ઞમા પ્રાણ અર્પણ કરવા તેને યજ્ઞ કહે છે વૈશ્યોએ ૬૪ કળાઓ તથા યાન વિદ્યાઓ હસ્તગત કરવી દાન કરવુ દેવ દર્શન કરવા. દહેરા બંધાવવા શાસ્ત્ર પુરાણ શ્રવણ કરવાં એ તેના ધર્મ છે

શુદ્રોએ દૂરથી દેવના દર્શન કરવાં પુરાણો સાભળવા. શ્રાદ્ધાદિક કરવાં તથા સસ્કાર યુક્ત થવુ, એ તેના ધર્મ છે

આ પ્રમાણેનુ વર્તન કરનારા મનુષ્યો વૈદિક ધર્મ મર્યાદામા છે અને તેઓ ઉત્તર માર્ગે જેને દેવયાન કહે છે તેમાં પ્રવેશ કરનારા છે આ

સિવાયના તે વેદ બાહ્ય અથવા વામમાર્ગીઓ અથવા અનિશ્વરવાદીઓ તરીકે વૈદિક લોકો માને છે અને તેમને માટે કોઇપણ વૈદિક ધર્મ બંધન નથી પશુઓ અંતર પ્રેરણા પ્રમાણે વર્તન કરે છે વારવાર જન્મે છે અને મરે છે શોક દુખ દરિદ્રય ભય કકાસ અને અશાંત તેમાથી ઉગરવાને માટે તેમને સીધો સહલો અને સ્વચ્છ મગલમય કોઇ માર્ગ નથી. ખ્રિસ્તી પાર્સી બૌધ મુસલમાન એ પણ વૈદિક ધર્મના ગૌણ વિભાગ સરખા છે. તેનુ કારણ કે —

૧ તે ધર્મો વૈદિક ધર્મ પછીથી નીકળ્યા છે

૨ તે તે ધર્મમા જે જે કઇ સારૂ છે તે તે વેદ ધર્મમા છે પણ તે સિવાયનુ જે કાઇ વેદમા છે. તે તેમા વિસ્તાર પૂર્વક નથી.

૩ દેશ કાળ અને પરિસ્થિતિને અનુસરી આ ધર્મના કકડે કકડા પડયા હોય એમ લાગે છે.

જે લોકોની પાસે ધનનો સગ્રહ હોય તેણે કોગ્રેસના જેવા મોટા મેળાવડા કરી લોક કલ્યાણાર્થે અગ્નિનો કુડ કરી ઇશ્વરનુ સ્તવન કરી ભૂત શુદ્ધિ પ્રાણ પ્રતિષ્ઠા વીગેરે કરી બ્રહ્મની કેટલીએક દિવ્ય શક્તિ મત્ર દ્વારાએ એટલે સાકેતિક શબ્દદ્વારાએ અગ્નિમા હુત દ્રવ્ય નાખી તૃપ્ત કરવી તેને યાગ કહે છે. તેનુ ફળ સ્વર્ગ સુખ છે અને લોકનુ તેમા કલ્યાણ છે. કેટલાક લોકનુ કહેવુ એવુ છે કે ઘી નકામુ બાળી ભડકા કરવામા શુ ફાયદો છે પણ આ અણુસમજુ લોકોની સમજ છે. યાગમા નીચે લખેલા ફાયદાઓ થાય છે.

કુડમા જે ઇટો ચણાય છે તેમા દેવનુ આવાહન પ્રત્યેક ઈંટ ઉપર તમારે આ સ્થળે બીરાજવુ એમ કહી મંત્ર સહિત કુડ રચવામા આવે છે. ત્યારબાદ ઇશ્વરની દિવ્યશક્તિ જે અગ્નિ છે અને જેની સ્વર્ગ સુધી ગતિ છે જેનામા શબ્દ કરવાની અને પદાર્થને છીન્નભિન્ન કરવાની શક્તિ છે જે વિદ્વાન છે તેમા આહુતિ આપી અમુક દેવને અર્થે તેને પહોચાડવા માટે આહુતિ આપુ છુ કે જેથી તે દેવ મારા ઉપર પ્રસન્ન થાય. હુત દ્રવ્યમા વૈદ્યશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર તેમજ ભૌતિકશાસ્ત્ર મત્રશાસ્ત્ર ઇત્યાદિ જાણનારા મનુષ્યોને બોલાવી યત્ન કરી તે દ્રવ્ય હોમવામા આવે છે રોગનાશક ઔષધીઓ મીષ્ટ પદાર્થો અન્નાદિક દ્રવ્ય. સુગધી પદાર્થો ઇત્યાદિ હોમવામા આવે છે એક ઘીનુ ટીપુ અગ્નિમાં બાળવાથી આખા ઘરમા જાણે વઘાર કર્યો હોય

તેમ સુગંધી વ્યાપી રહે છે. તેથી હવા શુદ્ધ થાય છે પ્લેગ તાવ કોલેરા સૈયડ તથા કેહોવાણુ અને શરદીથી નાશકારક જંતુઓ પેદા થતા અટકે છે. આ યજ્ઞ યાગનો સુગંધી વાયુ આખા વિશ્વમા ફેલાય છે તેની બાષ્પ થઇ સારી વૃષ્ટિ થાય છે. જે વર્ષે સૂર્યનો તાપ ઓછો પડયો હોય તે વર્ષે વરસાદ પડતો નથી તેથી રસાયની દ્રવ્ય અને અગ્નિદ્વારા જે કાંઇ ઓછી ગરમી હોય તેમા અગ્નિની ગરમી કરી પંચ મહાભૂતનુ સમતોલપણુ જાળવી રખાય છે સલ્ફ્યુરીક એસીડ, નાઇટ્રીક એસીડ, આલકોહોલ ઇત્યાદિ પૃથક્કરણુ અને સંયોજન કરનારા રસાયની દ્રવ્યો એ અગ્નિ આદીનીજ શક્તિ છે યજ્ઞથી ઇશ્વર અને દેવ પ્રસન્ન થાય છે વિદ્વાનોને આશ્રય મળે છે મંડળીથી થતા સર્વ લાભો અને એક સંપી જળવાય છે પ્રાણી માત્રને તુષ્ટિ અને પુષ્ટિ મળે છે સાત્વિક અને શુદ્ધ પરમાણુઓ પેદા કરવાથી યજમાનને તેટલા પરમાણુઓ ઉપર સ્વામીત્વ મળે છે અને સ્વર્ગ સુખની પ્રાપ્તિ થાય છે.

દરેકનુ ભોજન જુદુ જુદુ છે ગાય ભેસને ઘાસ માણુસને અન્ન સિંહ વ્યાઘ્રને માસ અને પિતરોને જળ આપવાથી તેઓ તૃપ્ત થાય છે દેવોને તેમનુ પૂજન યજન અને યજ્ઞદ્વારાએ તેમને તૈજસપરમાણુઓ આપવાથી પ્રસન્ન થાય છે એમનુ ભોજન શ્રદ્ધા ભક્તિ એ છે પરમાત્માનુ ભોજન યોગ અને જ્ઞાન છે તેવડે તે તે દેવો તૃપ્ત થાય છે

રૂદ્રની દિવ્ય સંહાર શક્તિ છે. ગુણના અભિમાની દેવ છે બ્રહ્મા અને વિષ્ણુ સારા સારા ઉપર કૃપા દ્રષ્ટિ રાખે છે પણુ પાપી દુખી અજ્ઞાની હિંસક ક્રૂર સર્પ વીંછુ અને વ્યાઘ્ર જેવા ગંદા પ્રાણીઓ ઉપર કોણુ દયા રાખે છે ખૂનીઓ અને ચોરઉપર પણુ ભોળાનાથ પ્રસન્ન થાય છે અને તેને મનવાંચ્છિત આપે છે. તો પછી સન્માર્ગે ચાલનારા પરોપકારી ઉપર તો કેટલા વહેલા પ્રસન્ન થય એથી કરીને તરત ફળ આપે એવા દેવનાદેવ અને કારણુ શરીરના અભિમાની જીવને સન્માર્ગે દોરવનાર ભોળાનાથ એકજ છે યજ્ઞયાગ વડે કરીને ઇશ્વરની દિવ્યશક્તિ અને મંત્ર જેણે સાધ્ય કર્યા છે. એવા વિદ્વાનો ઇશ્વરનુ યજ્ઞ વડે યજન કરી અને તેની પ્રત્યેક શક્તિઓનુ પૂજન કરી વિદ્યાવડે અને યોગબળથી ધર્માચરણુ દ્વારા મનવાંચ્છિત સ્વર્ગ સુખ મેળવવુ એ સોથી પહેલો ધર્મ છે કર્તવ્યકર્મ પણુ એજ છે દેવો પણુ યજ્ઞ કરે છે સૂર્યનારાયણુ દરરોજ ખાળકુંડી જેવા મલીન સ્થાને રહેલા જળનુ પણુ શોષણુ કરી ગંગાજળ જેવુ બનાવે છે ચંદ્રમા પોતાના શીતલ

ઝીરણોથી વનસ્પતિ વેલો ઉગાડે છે અને પ્રાણીઓનુ પોષણ કરે છે. પૃથ્વી તૃણુ અને ધાન્યથી પ્રાણીના પ્રાણ રક્ષણ કરે છે. ઇત્યાદિ. માટે મનુષ્ય ને યજ્ઞ કરવો એ પ્રથમ કર્તવ્ય છે અને તેથી સ્વર્ગસુખ મળે છે. પૂર્વે ઋષિમુનીઓએ પણ એજ પ્રમાણે કર્યું હતું. દેવો યજ્ઞથી પ્રસન્ન થઇ સિદ્ધિ આપે તેવા છે. જેઓએ મત્ર અને દેવ સાધ્યા છે એવા સિદ્ધ પુરૂષો પૂર્વે થઇ ગયા છે તેજ માર્ગે આ યજ્ઞરૂપી પરોપકારનુ કૃત્ય આપણે કરીએ તો દેવ પ્રસન્ન થાય માટે સહુથી પહેલો યજ્ઞ કરવો એ ધર્મ છે.

ધર્મના અગ ૧૨ છે એ ૧૨ અગ યજ્ઞ કરવાથી સિદ્ધ થાય છે. જે જગતને ધારણ કરે તેનુ નામ ધર્મ કહે છે તેના ૧૨ અગના નામ. ૧ સત્ય ૨ તપ ૩ દમ ૪ શમ ૫ દાન ૬ વિધિપૂર્વક સતાનોત્પાદન ૭ ગાર્હપત્યાદિ અગ્નિત્રયનુ સેવન ૮ ત્રણ વિદ્યા ૯ અગ્નિહોત્ર ૧૦ યજ્ઞ ૧૧ માનમયાગ ૧૨ સન્યાસ

દેવ શબ્દનો અર્થ નીચે મુજબ છે

દાન આપે તેનુ નામ દેવ ૨ પ્રકાશ કરે તે દેવ ૩ વિદ્યાવાન તે દેવ ૪ જગતના પદાર્થો દેખાડ તેનુ નામ દેવ ૫ આકાશમા જેનુ સ્થાન છે તે દેવ ૬ માતા ૭ પિતા ૮ આચાય ૯ અતિથી એ દેવ. ૧૦ શુદ્ધ ચૈતન્ય પરમેશ્વરનુ નામ દેવ ૧૧ પ્રત્યેક ઇન્દ્રિયોનુ નામ દેવ. ૧૨ દિવ્ય-શક્તિનુ નામ દેવ



# પ્રારંભ.



**नमस्ते रुद्र मन्यव उतो त इषवे नमः।**
**नमस्ते अस्तु धन्वने बाहुभ्यांमुत ते नमः॥ १**

આ મંત્રના કસ્યપઋષિ છે. રૂદ્રદેવતા છે. અનુષ્ટુપ છંદ છે ષડ્જ સ્વરે એટલે ખરજમાં ગવાય છે,

સર્વ શાક્ત ચૈતન્ય બ્રહ્મની સંહાર શક્તિના અભિમાની દેહધારી શ્રી શંકર છે જોકે તેઓ નિરાકાર છે તથાપિ તમ પ્રકૃતિના અભિમાની હોવાથી રૂપકાલંકાર વડે કરીને ધ્યાન યોગમાં યોગીઓએ કલપ્યા છે ચૈતન્યમાં સ્થુલ દેહ ધારણ કરવાની શક્તિ છે, તેથી રૂદ્રની ઉપાસના નિરાકાર અને સાકર રૂપે કરવામાં આવે છે.

પરચક્રની લોહ ઝૂસરી નીચે દેશ અને ધર્મ આશ્રયરહિત થઇ ગયા. અને મેઘ વિના જેમ ખેતરો રેતીના રણસમાન ભયંકર લાગે તે પ્રમાણે આર્યાવર્તના સુખ સંપત્તિ ધોવાઇ નીચોવાઇ ગયા બ્રાહ્મણો દરિદ્રય થયા. ક્ષત્રીયો મજુરી કરતા થયા વૈસ્યો સટ્ટા કરતા થયા, અને શુદ્રો ભુખે મરતા થયા તેથી કરીને ઘી દુધ અન્ન ઇત્યાદિ હોમાતા બંધ થઇ ગયા કુંડમાં ઘીની સતત ધાર વડે જે રૂદ્રને અભિષેક થતો તેને બદલે બ્રહ્મણોએ પથ્થરની મૂર્તિ બનાવી અને પાણીનો અભિષેક કરી રૂદ્રિ કરવી માંડી આજકાલ તો રૂદ્રિના મંત્રને બદલે દહેરામાં જઇ ઘંટ વગાડાયછે લોટામાંથી એક ચાગળુ પાણી રેડી બબભેળા બેલ્ના એટલે કૃત કૃત્ય થયા એમ માની લીધું છે તેના ફળમાં મહાદેવે પણ સામો ઘંટા વગાડવા માંડી અને કહ્યું કે જેવું કર્મ તેવું ફળ લો અને દુઃખ દારિદ્રયમાં સડો.

રૂદ્રી કર્યા પછી જેટલો જપ તેટલાથી દશાંશ હોમ કરવાનો છે. હવે મંત્રાર્થ લખીએ છીએ.

હે રૂદ્ર ! તમારા ક્રોધને અમે નમસ્કાર કરીએ છીએ. તેમજ તમારા બાણને અમે નમસ્કાર કરીએ છીએ તમારા ધનુષ્યને અમે નમસ્કાર કરીએ છીએ તમારે ક્રોધ અને આ ભયાનક સ્વરૂપ અમારા* શત્રુઓ ઉપર તુટી પડો અને તેમના નાશ થવા માટે અને ભયભિત થવા માટે નિવડો અને તમારા ધનુષ્ય ઉપર ચઢાવી તાકેલુ બાણ તેમની તરફ વળો.

મેઘની અંદર જે ગર્જના થાય છે તે રૂદ્રનો ક્રોધ છે, ઉલ્કાપાત થવો એ તેના બાણુછે. સમુદ્રના તરંગો અને મેઘની પ્રચંડ જળ ધારાઓ એ એમના ભુજછે.

આ મંત્રોમા સગુણ નિર્ગુણની ઉપાસના છે વિશ્વરૂપ જે મેઘાદિ પદાર્થો તે સંહાર શક્તિના સાધનો છે જ્યા જ્યા સંહાર શક્તિ છે ત્યા ત્યા તે શક્તિ રૂદ્રનુજ રૂપ છે પાળીએ વતી મૂળો સમારીએ અને જે પાળીની ધારથી અને જોરથી મૂળાનો કટકો થયો તે ધાર અને શક્તિ રૂદ્રનુ સ્વરૂપછે. આ પ્રમાણે સર્વત્ર સમજી લેવુ

રૂદ્ર શબ્દનો અર્થ સંસાર દુ:ખને, દારિદ્રયને, ભયને, શોકને, અમંગલને અવિદ્યાને દૂરિભુત કરી સુખ, વિદ્યા, મંગળ અભય, ઇત્યાદિ આપે તેને રૂદ્ર કહે છે

શ્રી વિષ્ણુએ આજ્ઞા કર્યા પ્રમાણે બ્રહ્માએ પંચમહાભૂતમથી પ્રલયંત પૂર્વે પૂર્વ સૃષ્ટના જેવી સૃષ્ટિ રચી અતિ મનોહર તથા સુદંર કાયા યુક્ત મનુષ્યાદિ બનાવ્યા પણ તે બધા કુંભારની મંગોડાના પુતળા જેવા પડી રહ્યા. અને બાપી સૃષ્ટમા મડદા થઇ રહ્યા બ્રહ્માએ વેદ ભણાવા માંડ્યા તો કોઇ ન સમજે ન બોલે ન હાલે, કે ન કોઇ કામ કરે બધાએ મુડદા, તે સમયે બ્રહ્માજી અતિ ખેદ પામ્યા અને વિષ્ણુ ભગવાનની પાસે જઇ સર્વ હકીકત કહી વિષ્ણુ ભગવાન બોલ્યા કે હે બ્રહ્મા! આ મુડદાઓમા રૂદ્ર દવત નથી તેથી સર્વ અમંગલ અને તુરત કોહી સડી જાય એવા છે માટે તમે શંકરને પ્રસન્ન કરો તેઓ એમા રૂદ્ર દૈવત મૂકશે એટલે તમારૂ કાર્ય સિદ્ધ થશે બ્રહ્માજીએ શંકરને પ્રસન્ન કીધા તે સમયે શંકર ભગવાને કહ્યુ કે હે બ્રહ્માજી! આ સર્વ અમંગલ દૂર કરીશ એમ કહી પ્રાણીમાત્રમાં દેવના સહીત ૧૧ રૂદ્રે પ્રવેશ કર્યો. કે તરતજ બ્રાહ્મણીએ થાળી વગાડી અને કહ્યુ કે છોકરો અવતર્યો આવતા વારને બાળકે રૂદન કરવા માંડ્યુ અને જણાવ્યુ કે હુ ચૈતન્યરૂપ અહંભાવ પેદા થયો છુ તેથી મને ભૂખનુ જ્ઞાન થયુ તેથી હુ રડુ છુ! આ રૂદ્રનુ જીવ સ્વરૂપ છે ને મંગલ સ્વરૂપ છે તેમા રૂદ્ર દવત આવવાથી અમંગલનો નાશ થાય છે

૨ નસકોરામાથી શ્વાસોશ્વાસ નીકળવા માંડ્યા અને જણાવ્યુ કે પ્રાણ પ્રતિષ્ઠિત થયા છે

૩. પીશાબપાણી કરવા માંડ્યા તેથી જણાયુ કે અપાનવાયુ પ્રતિષ્ઠિત છે.

૪ હૃદયમા ધબકારા થઇ અન્નરસ શરીરમાં ફરી પોષણ કરવા લાગ્યો. હૃદય ધમક ધમક થઇ રક્તાભિસરણ થવા લાગ્યું. કલ્પનાઓ અને સસ્કારો અદર અને બહાર ભટકવા લાગ્યા તે ઉપરની ઉદાનવાયુ જે નદિને સ્થાને જીવાત્માને લાવ લઇ જનાર કરનાર છે તથા એકમાથી બીજા દેહાતરમાં જીવનો વાહક છે. તે પણ અદર બહાર ઘુમવા લાગ્યો. ઇત્યાદિ ઇત્યાદિ ગ્રથ વિસ્તાર ભયે ટુકવીએ છીએ તેમજ ૫ ઉપપ્રાણ. ૧ નાગ, ૨ કૂર્મ, ૩ દેવદત્ત, ૪ ધનજય, ૫ કૃકલ એ પાચ મળી એકદર ૧૧ રુદ્ર પ્રતિષ્ઠિત થયા આર્યા કરીન છોકરાએ છીંક ખાના માડી ઉઘના બગાસા આવવા માડ્યા. હાથપગ હલાવવા માડ્યા આખો ઉઘાડ મીચ કરવા માડી વીગેરે ઉપપ્રાણોએ પોતાનુ જોર બતાવવા માડ્યુ રાજા આસનપર બેસે તે પહેલા પ્રધાન ઉપ-પ્રધાન સેનાધિપતિ કોશાધ્યક્ષ ચાબદાર સીપાઇ કારકુનો વીગેરે આવી જાય છે તે પ્રમાણે પોતપોતાને સ્થાને બેસી કામ કરવા લાગ્યા શકરનુ ત્રિશૂળ જોઇ ડર પામેના દેવતાઓ અમને મૃત્યુ ન થાઓ અમે અમર રહીએ એમ કહી શકરની સ્તુતિ કરવા માડી સૂર્યનારાયણે આવીને ચક્ષુ ગોલકમા પોતાનુ સ્વરૂપ મૂક્યુ અને આખ ચકર ચકર થઇ આખા જગતના પદાર્થો જણાવા માડ્યા દશ દિશાઓએ કર્ણગોલકમા આવી કાનના ઢોલ ઉપર ટકોરા કરવા માડ્યા. નસકારામા વાયુદેવ પેઠા અને સુગધી દુર્ગંધીના ભેદની પરીક્ષા કરવા માડી અગ્નિદેવે આવીને મુખ અને જઠરમા પ્રવેશ કર્યો તેથી બોલવા માડ્યુ. ભુખ તરસ લાગવા માડી મને આવી સકલ્પ વિકલ્પ કરવા માડ્યા અને જગલમાના વગર કેળવાયના ઘોડાની માફક મૃગ તૃષ્ણા એટલે ઝાંઝવાના જળના જેવા નિષ્ફળ નિવડે તેવા વિચાર સુખ પામવાની આશાએ તમરણમાં દોડી તપેલી રેતીમા મરવા પડી તરફડીયા મારવા માડ્યા અને જો કોઇ સદ્‌ગુરુ શિખામણ દેવા આવે કે ભાઇ? આ તો જળ નથી એ તો મિથ્યા ભાસ છે એથી તારી તૃષા મટવાની નથી ઇત્યાદિ બોધ વચનો કહ્યા તો ઉલટુ મન મૃગ ખીજવાઇને ગુરૂજીના વચનનો તિરસ્કાર અપમાન કરી ઉલટા તેને શીંગડા ગોચવા માડ્યા આવી અજ્ઞાત અવસ્થામા ગુરૂજી નહિ ગભરાતાં મન મૃગનો કાન પકડી બુદ્ધિરૂપી વિઘારણ્યમા ઘસડી લઇ શકરની જટામાથી વહેતી જ્ઞાનગગાનુ નિમળ સ્વચ્છ ઠડુ પાણી પાયુ, તેથી મૃગનુ સર્વ દુખ મટી જઇ ધૈર્યવાન સકલ્પવાન અને સુખી મન થયુ. અને શ્રીગુરૂ તથા શકરને વારવાર પ્રણામ કરવા લાગ્યુ

લીંગ શરીરના ૧૭ તત્વની પ્રતિષ્ઠા થવાથી મનુષ્યોએ વેદભણી ધર્મ કર્મ, યજ્ઞ, પરોપકાર લોક વ્યવહાર મૈથુની સૃષ્ટિ ઇત્યાદિ કરવા માંડયા સર્વ સ્થળે મંગલ અને આનંદ સુખ અને સત્યયુગ સંકલ્પ સિદ્ધિ થવા લાગી. બ્રહ્માએ નિંમાણ કરેલા ૧૦૦ વરસની કુંચીના મનુષ્યદેહરૂપી ઘડીયાળો હતાં. તેની અવધ પુરી થતા અંદરથી ૧૧ રૂદ્ર ઉઠી ગયા તે પહેલાજ ૧૧ ઇન્દ્રિયો તો નાસીજ ગઇ અને લાકડાની પૂતળી પડી હોય તેવી નિશ્ચેષ્ટિત દેહ શબ રૂપ થઇ રહી અને ફુલીને કહોવા માંડી. મંગળ જતુ રહ્યુ એટલે અમંગલ આવ્યુ આજુબાજુના સર્વ સગાઓએ દુઃખી થઇ રોવા માંડયુ. જેની સાથે હસતા બોલતા હતા તે રડવા લાગ્યા. અને હાય હાય કરી સર્વ દુઃખી થયા. સ્નાન અને સુતક આવ્યાં. અને લોકો શબને જોઇ બ્હીવા લાગ્યાં કે જલદી કરો એને બાંધીને સળગાવી મૂકો અને રાખ કરી દો. જેના જવાથી સર્વ કોઇ રડવા લાગ્યા તે ઉપરથી લોકોએ કહેવા માંડયુ કે એમાથી રૂદ્ર ગયા તેથી અમે રડીએ છીએ. આ રૂદ્ર શબ્દનો બીજો અર્થ સમજવો.

હવે અમે રૂદ્ર શબ્દનો ત્રીજો અર્થ કહીએ છીએ.

રૂદ્ર એટલે વ્યવહારમા એક જાતની યુનવર્સીટીની ડીગ્રી (એટલે ઉપાધી) હોય, જેમકે M A. B A. વીગેરે. તેની ડીગ્રીનુ નામ છે વસુ, રૂદ્ર, અને આદિત્ય એ ડીગ્રીઓ છે. જે માણસે ૪૮ વર્ષ સુધી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યુ હોય-ઇશ્વરનો ભક્ત હોય તેને ઓળખનો હોય જે પરોપકારી હોય લોકનો નેતા હોય અને યુદ્ધકળા કૌશલ્યમા કુશળ હોય અન્યાય અને અધર્મ ખમી શકનો ન હોય અધર્મ અને અન્યાય અથવા પર પીડા જોતાં વારનેજ એનુ લોહી ઉકળી આવે અને દયાથી ઉભરાઈ જાય અને ભોળા સ્વભાવનો હોય, સદા આનંદમા રહેતો હોય તેને સેનાનો અધિપતિ સ્થાપી રૂદ્ર નામની પદવી આપવાનો રીવાજ હતો હાલમા તો ગમે તેવો અધર્મી છાકટો છીનાળવો હોય તે ઉપર લક્ષ કોઇ આપતુ નથી તેને લશ્કરમા આંખમીંચીને કેટલેક ઠેકાણે દાખલ કરવામા આવે છે

રૂદ્ર એટલે સેનાધિપતિ તેને ધર્મને ચાહનારા લોકોએ અન્ન વીગેરે સામગ્રી આપવી એ તેમનુ કર્તવ્ય છે. અન્ન ન હોય તો સેનાપતિ હારી જાય અને પ્રપચી લુટારાઓ ફાવી જાય માટે નમ. શબ્દનો બીજો અર્થ અન્ન પણ થાય છે નથી નમસ્તે રૂદ્રનો અર્થ હે સેનાધિપતિ તમે અમારા શત્રુઓને મારો અમે તમારા સૈન્યને અન્ન પુરૂ પાડીશુ એમ લોકો કહે છે.

૧૧૪૨૦



એમાં રાજાનુ કર્તવ્ય પણ સૂચવાય છે કે તેણે સૈન્યાધિપતિને માટે કીલ્લા વીગેરેમા અન્ન કોઠારો ભરી રાખવા અને લડાઈ વખતે સૈન્યાધિપતિને સ્વાધિન કરવા

હવે રૂદ્ર શબ્દનો પાંચમો અર્થ એ છે કે એક જાતના પીતર થાય છે તેને પણ રૂદ્ર કહે છે. જેવી રીતે કે વસુ, રૂદ્ર અને આદિત્યરૂપ પિતરો છે ને તેના ત્રણ પીંડ મૂકાય છે. જ્યારે પુત્રને ઘેર પુત્ર થાય છે ત્યારે આદિત્ય રૂપી પિતર સ્વર્ગમા જાય છે. એટલા માટ છોકરા વગરના વ્યભિચારી વર્ણશકર પ્રજાના પિતાની સદ્ગતિ મળતી નથી આ ઉપરથી એમ લાગે છે કે અહીંઆ મનુષ્ય દેહમા જે દાનેશ્વરી અને પરોપકારી પુરૂષો છે તેજ પુરૂષો મરણ પછી વસુ રૂદ્ર આદિત્ય લોકમા જાય છે અને તેની સજ્ઞા પણ વસુ રૂદ્ર આદિત્ય છે જે માણસ અહીં જે સ્વભાવનો છે તેજ મરણ પછી જે લોકમાં અવતરે છે તેજ સ્વર્ગાદિ લોકમા પણ તેવા સ્વભાવનો રહે છે જીવનો સ્વભાવ કઇ બદલાતો નથી દ્રષ્ટાત તરીકે એક ચોર છે, તેને કોઇ કર્મ સજોગે રાજાએ કોશાધ્યક્ષ નીમ્યો અને મોટો પગાર આપ્યો પ તુ એ કોશાધ્યક્ષને ચોરીની ટેવ હોવાથી રાજાના કોશમાથી પણ ચોરી કર્યા વગર રહેશે નહિ. એક નટવાએ બકરીનો વેશ આણ્યો તે ખેલ પૂરો થયા પછી તેજ માણસ સ્ત્રી થયો તેથી કરીને તે વેષધારી પુરૂષનુ પુરૂષપણુ કઇ બદલાયુ નથી તે પ્રમાણે આ સબધમા સમજી લેવુ

વેદની રૂચાઓના અર્થમા દ્રાવિભુત કરાવે એવુ તેજસ્વી ચૈતન્યસ્વરૂપ તેને રૂદ્ર કહે છે. આ રૂદ્ર શબ્દનો છઠ્ઠો અર્થ છે.

## પુરૂશ્ચરણવિધિ.

આ પહેલા મત્રનુ પુરશ્ચરણ કરવુ હોય તો ઉપવાસ પૂર્વક બાર રાત્રી સુધી ૧૧ હજાર જપ બાર દિવસ સુધી રોજ કરવા જેટલા જપ કર્યા હોય તેના $\frac{1}{10}$ અગ્નિમા આહુતિઓ આપવી

ઉત્તમ તીર્થમા જ્યા શિવાલય હોય એવા પવિત્ર ઉત્તમ સ્થળમાં વિદ્વાન વૈદીક બ્રાહ્મણો સહિત અથવા એકલા રૂદ્રને નમસ્કાર કરી ચિત્તનુ સમાધાન કરી શિવની સાંનિધ્ય બેસવુ તેમને પ્રણામ કરવા અને ૧૧ હજાર જપ કરવા તેથી તેના પાપની નિવૃત્તિ થાય છે. એક લાખ આ મત્રનો જપ કરવાથી સાત જન્મના પાપ નિવૃત્ત થાય છે

કુંડમાં અગ્નિ સળગાવી તે ઉપર એલચી-બદામ વગેરે દ્રવ્યો નાખી દૂધપાક બનાવી તેનો ઘી સાથે હોમ કરવાથી સાક્ષાત સદાશિવના દર્શન થાય છે.

ગાયના ઘીની ૧ લાખ આહુતિ આપવાથી તે માણસ રૂદ્રનું ગણપણું પ્રાપ્ત કરે છે શિવલીંગની જમણી બાજુએ અગ્નિકુંડ કરી વિધિપૂર્વક અગ્નિ મથન કરીને સળગાવી તેને કુંડમા મૂકવો અને રોજ ઘી વડે કરીને દુર્વા અને તદુલ તથા સમી વીગેરે લઇને દરેક બ્રાહ્મણે આઠ સહસ્ત્ર દરરોજ હોમ કરવો અને મહાદેવની સાંનિધ્યમા પાછો જપ ૮ સહસ્ત્ર કરવો. ૮ હજાર દેવાલયની પ્રદક્ષણા કરવી. શિવની આગળ તાંડવ નૃત્ય કરવુ અને જેટલો તિવ્રસવેગ ભક્તિ વિશ્વાસ ભાવ હોય તેને અનુસરી ફળ થાય છે

સાષ્ટાગ દડવત પ્રણામ અને નમસ્કાર ૮ હજાર કરવા આથી કરીને રૂદ્ર દેવ પ્રસન્ન થાય છે.

રૂદ્રનુ ધ્યાન નીચેના વર્ણનને ધ્યાનમાં રાખીને ધરવુ

સૂર્યના તેજ સરખુ દિવ્ય,સુવર્ણના પીનાક ઉપરથી જાજવલ્યમાન વિદ્યુતના વેગ સરખુ બાણ જેણે પોતાના હસ્ત વડે ધારણ કર્યું છે. એવા યુવાવસ્થાવાળા ક્રોધે આરક્ત જેની આખ છે અને કાળના પણ કાળ એવા પાપીઓનો સહાર કરનાર અને ભક્તનુ રક્ષણ કરનાર ક્રોધે જેના મુખ ઉપર લોહી ચઢી આવેલુ છે એવા રક્ત વર્ણવાળા સધ્યા કાળના સરખા ભયાનક કરૂણાનિધિ રૂપ રૂદ્ર છે તેને અમે અનન્યભાવે શરણે જઇને સાષ્ટાગ દડવત પ્રણામ કરીએ છીએ હે રૂદ્ર! તમારા ધનુષ્યને પણ અમે નમસ્કાર કરીએ છીએ હે મગલકર સદાશિવ! તમારા બાણને પણ અમે નમસ્કાર કરીએ છીએ હે ષડ્ ઐશ્વર્ય સપન્ન ભગવાન તમારા પ્રચડ બે બાહુને અમે વારવાર નમન કરીએ છીએ હે રૂદ્ર! અમે તમારા ક્રોધને નમસ્કાર કરીએ છીએ આ સવ સહાર શક્તિના સાધનો અનત શક્તિ ચિદ્રુપ બ્રહ્મખજાનામાંની શક્તિઓછે. અને તે સર્વ આપના જેવીજ ચિદ્રુપ છે નીર્જીવ નથી માટે એ સર્વને નમસ્કાર કરીએ છીએ.

આ પ્રકારે શિવનું ધ્યાન ધરવુ તેથી કરીને યજમાન કૃત પુરશ્ચરણ થાય છે. શિવ પ્રસન્ન થય છે અને ધર્મને આડે આવનાર તેના શત્રુઓ નશ પામે છે.

# ધ્યાન.

સ્રગધરાવ્રત,

હસ્તે પીનાક ધાર્યું, સશર ચઢવ્યુ આરૂણી ઉગ્ર એવું
કાંત ક્રોધેજ રાતી, પ્રલય અનલ આ કાળના કાળ જેવુ.
દાઢો વિકાલ માહે, અસૂર ભચડી ચાવતો ધટી જેવો,
વહેતા ઓષ્ટેથી રકતો, ભીષણ રૂપ આ વીર શિવ સિહ એવો.

વસતતિલકા વૃત.

ઉંચા વિશાલ ગીરીના શીખરેથી જવાલા
લક્ષા વધિ વિશિખ વન્હિ શીખા વિશાળા
વિધુત વેગ ધરી ખડ્ગ તણી તિવ્રધારા
ધાતુ રસો કુપિત ધુમ્ર શિવામ્રી વાળા
હે રૂદ્ર ! રૂદ્રત ભીષણ ભીમકાયા
જોઇ શકુન થથરી અતિ ઉગ્ર માયા
ફાટી ધરા ખીણુ મહા અચળો ઉરાડયા.
ગર્જે બહુ કકડતી વીજ વન્હિ છાયા.

---

यात इषुः शिवतमा शिवं बभूवते धनुः ।
शिवा शरव्या या तव तयानो रुद्र मृडयइति ॥

આ મત્રના શ્રુદેવતા, અનુષ્ટુપ છદ અને અત્રિઋષિ છે. આ મંત્ર બાર દિવસ ભાત ખાઇને જપવો. ૧૧ હજાર આહુતિ તલ, ગોળ અને ભાત એકઠા કરીને આપવી તેનાથી પુરશ્ચરણુ ફળ મળે છે રાજાએ આ પ્રમાણે કરવાથી દુષ્કાળ હશે તે પણ સુકાળ થશે. ધ્યાન અત્યંત તેજોમય ચિન્મુર્તિ અબા સહ વર્તમાન રથારૂઢ થએલા પ્રસન્ન જેનુ વદન છે તેવા પાપીઓને ભય ઉત્પન્ન કરનારા અને પોતાના ભક્તોનુ રક્ષણુ કરનાર જેના હાથમાં દિવ્ય ધનુષ્ય અને બાણુ છે અને સ્વર્ગના દેવ ગાધર્વાદિથી વારવાર સ્તવન થયુ છે જેનું એવા મગલમય શિવ અમને સુખાવહ થાઓ.

---

આ મત્ર સાધારણુ રૂદ્રીઓના પુસ્તકમાં આવતો નથી.

या ते रुद्र शिवा तनुरघोराऽपापकाशिनी।
तयान स्तनुवा शन्तमयागिरि शन्ताऽभि चाकशीहि ॥

આ મંત્રનો ગાધાર શૂર, અનુષ્ટુપ છંદ, કુત્સગ્રઋષિ, અને રૂદ્રદેવતા છે.

આ મંત્ર જપ કરતી વખત શંકરનુ ધ્યાન નીચે મુજબ કરવું. અત્યંત દેદિપ્યમાન ચિન્મૂર્તિ શૌર્યથી ભરપુર દેવી સહિત રથારૂઢ થએલા જેના હાથમા દિવ્ય ધનુષ્ય છે. એવા મંગલમય શિવ જેના કરૂણા કટાક્ષ સ્તુતિ કરતા દેવ અને ભક્તો ઉપર ફેંક્યા છે અને સસ્મિતવદન જેણે કર્યું છે. તે પ્રતિ સર્વે સ્તુતિ કરે છે કે હે રૂદ્ર ? તમારૂ આ કલ્યાણકારક ધનુષ્ય જેના ઉપર તમે બાણ સજ્જ કર્યું છે તે અમારા પ્રતિ શાંત અને સુખાવહ થાઓ. ધર્મકર્મને આડે આવનાર અને તમારા સ્તવનમા વિઘ્ન કરનાર જે અમારા વૈરી છે તે પ્રતિ તમારૂ બાણ પડો હે રૂદ્ર ? તમારી વેદરૂપ સત્ય વાણીથી જન સમુદાયને કલ્યાણકારક માર્ગે પાપનો નાશ કરી દોરવનારા તમે છો. તેમજ મેઘરૂપ વર્ષાની ધારા વાદળાઓને આમતેમ પવન વેગે લઇ જઇ તમારૂ મમષ્ટિરૂપ શરીર જે ભયાનક છે તે અમને સુખાવહ થાઓ. માટે હે કૈલાસ પર્વત ઉપર રહી સર્વ વિદ્યાને પ્રસારનાર તમારી યોગિક કાયાવડે સર્વ વિદ્યા અને શાસ્ત્રોના પ્રકાશક છો તેને અમે નમીએ છીએ

આ મંત્રવડે કરીને ચાર પ્રકારનુ રૂદ્રનુ ધ્યાન છે બ્રહ્મસ્વરૂપ ૨ સમષ્ટિ વાયુ અને મેઘસ્વરૂપ ૩ જીવસ્વરૂપ ૪ કૈલાસ ઉપર વસતી યોગીની કાયા અથવા દેવનુ સ્વરૂપ.

આ મંત્ર ૧૧ હજાર વખત જપ કરવો. તલ અને દૂધપાકની આહુતિ એ હોમ ૧૨ દિવસ સુધી ભાત ખાઇને કરવો.

यामिषुगिरिशंत हस्त बिभर्ष्यस्तवे।
शिवांगिरि त्रतांकुरुमाहिं॒सी पुरुष जगत ॥

આ મંત્રના પરમેષ્ઠિવા કુત્સઋષિ છે અનુષ્ટુપછંદ અને ગાધાર સ્વર છે.

આ મંત્ર જપ કરતી વખત ત્રણ દિવસ હવિષ્યાન્ન જમવુ. ત્રણ રાત જપ કરવાથી પુરશ્ચરણ થઇ શકે છે. ૧૦૦૦૦૦ મંત્રનો જપ કરવો. અહીં મધ અને ધીથી હોમ કરવો રૂદ્રકલશમા જલાદિ બ્રાહ્મણોએ મૂક્યું હોય તે ગાય ભેસ વીગેરેને છાટવુ તેથી તેમની તેમ મનુષ્યની રક્ષા થઇ પુરશ્ચરણ સિદ્ધ થશે.

હે કૈલાસમા રહેવાવાળા શંકર ! હે મેઘમંડલમા રહિ વર્ષાવડે ધાન્યને ઉગાવી સમૃદ્ધિ ભરનાર રૂદ્ર ! હે વેદ વાણીમા રહેલા જ્ઞાન સ્વરૂપ ! હે ચૈતન્ય શક્તિ સહાર કરનાર શિવ ! તમારા હાથમા જે બાણ તમે ધારણ કર્યું છે. તે અમારા પુત્ર પૌત્રાદિકને તથા જગતમા ધર્મને મ ર્ગે ચાલનારને કલ્યાણકારક થાઓ અને અમારા કોઇનો અકાળે નાશ ન થાઓ.

शिवेन वचसा त्वा गिरिशाच्छा वदामसि ।
यथा नस्सर्वमिज्जगदयक्ष्म ँ सुमना असत् इति ॥

આ મત્રના પરમેષ્ઠિ ઋષિ રૂદ્ર દેવના અનુષ્ટુપ છદ અને ગાધાર સ્વર છે.

મત્રાર્થ.

હે કૈલાસમા રહેનારા ! મેઘમા શક્તિરૂપે રહી વૃષ્ટિ કરાવનારા ! હે ચૈતન્ય સ્વરૂપ ! મગળમય વેદ વાણીમા સમાયલા જ્ઞાન સ્વરૂપ ! અતર્યામિરૂપે અને સાક્ષીરૂપે રહેલા સ્થુળ સુક્ષ્મ અને કારણ દેહને નાશ કરનારા ત્રિપુરારી અમે તમારી સ્તુતિ પ્રાર્થના અને ગુણ ગાઇને તમને વારવાર નમીએ છીએ. તેથી આપ પ્રસન્ન થાઓ. આ જગતમા સર્વને રોગ રહિત અને પ્રફુલ્લિત મનવાળા કરો.

ધ્યાન.

સગ્રામને ઉચિત એવુ શરીર જેમણે ધારણ કરેલુ છે અને રથારૂઢ જેઓ થયા છે. એવા સ્થુલ સુક્ષ્મ અને કારણ દેહરૂપી ત્રણ નગર અથવા ત્રણ કેદખાના કે જેમા જીવાત્મા પુરાયો છે. તેને દહન કરી આસુરી મતિ મટાડી દઇ પોતાના કૃપા કટાક્ષ સ્મિત વદને કરી ભક્તને મોક્ષ ગતિ આપનારા એવા ત્રિપુરારી, રાક્ષસોને હનન કરનાર અને કાળના કાળરૂપ એવા શકરનું હુ ધ્યાન ધરૂ છુ તે મને અકાળ મૃત્યુથી મૂકાવો.

આ મત્રનુ ૨૧ દિવસ પુરશ્ચરણ કરવાનુ છે એકવિશ દિવસ સુધી હમેશાં રાત્રિ દિવસ જપ કર્યા કરવો. આ પુરશ્ચરણ કરવાથી કરીને અકાલ મૃત્યુનો નાશ થાય છે. રાજાના રાજ્યમા અકાલ મરણ થતાં નથી. તેથી રાજાએ શુદ્ધ બ્રાહ્મણોની પાસે અનુષ્ઠાન કરાવવુ. એકવીશ દિવસ સુધી જેને મંત્ર સિદ્ધિ થએલી છે એવા બ્રાહ્મણો દ્વારા ૧ લાખ આહુતિ આપવી. આહુતિ તલ. ડગર-ધરૂ અથવા યવ દહીં મધ અને ઘી એ મેળવીને આહુતિ આપવી. નવ દિવસે ઉપદ્રવનો નાશ પામે છે. ૧૮ દિવસે આખા જગતનુ અકાળ મરણનુ સમન થાય છે

**ટીકા.**

આ મત્રમા સાર્વજનિક પ્રાર્થના છે.

**अध्यवोचदधिवक्ता प्रथमो दैव्यो भिषक् अहीं ५ श्च**
**सर्वान् जम्भयन सर्वान च यातु धान्य अधराची परासुव**

આ મત્રના બ્રહસ્પતિઋષિ છે, રૂદ્રદેવતા છે, ભુરગાહિ બૃહતિછદ અને મધ્યમ સ્વર છે

**મત્રાર્થ**

હે વેદાદી સર્વ શાસ્ત્રોના પ્રકાશક સર્વશક્તિમાન શકર તમે સર્વને વિવિધ શાસ્ત્રોના ઉપદેશ કરનારા છો જન્મ મરણાદિ મહારોગની ચિકિત્સા કરી તેથી છોડાવનાર અને સુમુક્ષના પ્રેરક છો હે રૂદ્ર ! તમે વૈદ શાસ્ત્રના જણાવનાર અને રોગની ચિકિત્સા શિખવનાર મહાન ઉપદેશક છો તમે સર્વ દેવોના દેવ છો મહાન છો અને અધોગતિએ જનાર કુબુદ્ધિવાળા રાક્ષસોને દૂર કરનારા છો તેથી તે સર્વને દૂર કરી અમે જે તમારા ભક્ત તમોને વારવાર વિનવી તમારા ગુણનુ ગાન કરીએ છીએ તેનુ રક્ષણ કરો. હે શકર ! તમે સ્વભાવે દેવાદિકને પણ ઉપદેશ કરી કરીને ઉત્તમગતિએ પહોચાડનાર છો. હે ચદ્રમાળી સર્પ વ્યાઘ્રાદિ હિસક પ્રાણીઓના ભયથી અમને મકાવો

**ધ્યાન**

કૃતાત કાળના દુશ્મન , ચદ્રમૌલી, જાજવલ્યમાન અગ્નિના સમાન. દીપ્તીમત કાતિવાળા સપનુ યજ્ઞોપવિત જેણે ધારણ કરેલુ છે એવા ચદ્ર સૂર્ય અને અગ્નીના નેત્ર જેને છે એવા ત્રિલોચન ! ચિદ્રુપ શકરની મૂતિનું અમે ધ્યાને ધરીએ છીએ

**પુરશ્ચરણ.**

અર્ધકૃચ્છ વ્રત કરીને પાચ દિવસ સુધી શાક મૂલ યવ અથવા સીઝેલો ખોરાક આ ગમે તેમથી એક પદાર્થનુ ભોજન કરીને નિરતર આ મત્રનો જપ કરવો. તેથી પુરશ્ચરણ થાય છે તેથી રાજા રૈયતના ઉપર આવેલા સકટો દૂર કરી શકશે સાપ, વીંછી સિહ, વ્યાઘ્ર, રાક્ષસ રોગ ઇત્યાદિના ભય નાશ પામશે. પ્રાણી માત્રની રક્ષા કરવાને માટે ખાડીને સાફ કરેલા ચોખા દુર્વા-યવ વગેરે પદાર્થની ૮થી-૧૦ હજાર સુધી આહુતિ આપવી. તલ ગોળ યવ મિશ્રિત ભાતથી ૮ હજાર આહુતિ આપવાથી રાજા દીર્ઘાયું થાય છે.

असौ यस्ताम्रो अरुण. उत बभ्रुः सुमंगलः
ये चेमा॰ रुद्रा अभितो दिक्षु श्रिता सहस्रशो
वैषा॰ हेड इमहे ॥६॥

આ મત્રના પ્રજાપતિ ઋષિ રૂદ્ર દેવતા નિચદાર્ષિ પકૂક્તિ છદ અને પચમ સ્વર છે

જપ અને પુરશ્ચરણવિધિ આ મત્ર તેમ ૭મો મત્ર એકઠો કરી એક મત્ર હોય તે પ્રમાણે પુરશ્ચરણુ કરવાનુ છે

ધ્યાન

પ્રજ્જ્વલિત અગ્નિ સમાન તેજપુજ રક્ત વર્ણુ જેનો છે, એવા જગતમા કુકર્મ કરનાર પાપીઓ અને જે અધર્મ માર્ગે ચાલનારા છે એવા પુરુષોને નિર્મૂલ કરવાને માટે જેની તાબાના સરખી લાલ કાયા છે પ્રાત કાળ અને સધ્યાકાળના અરૂણોદય તથા અસ્ત થતા સૂર્ય સમાન રક્ત વર્ણ અને દેદીપ્યમાન છે, સત્કર્મ કરનારા અને સત્કર્મમા પ્રવર્તાવનારા ભક્તો ઉપર જે મધ્યાહ્નકાળના સૂર્ય સમાન પીતવર્ણના છે. અને જેના અનત કિરણો જે રુદ્રગણુ સમાન છે અને જેની અષ્ટ મતિ વિવિધરૂપ આ જગતમા સત્કર્મ અને મગલ પ્રર્વતાવે છે એવા ક્રોધવાળા રૂદ્રને તથા પીનાક પાણી શકરને અમે વારવાર વેદ મત્રથી સ્તુતિ કરી તેમના ક્રોધનુ નિવારણુ કરીએ છીએ કે જેથી અમારા કુટુબી જનો, ગાય આદી પશુઓ અને ધર્મનુ રક્ષણુ થાય.

આ પ્રમાણે ધ્યાન ધરવુ મત્રાર્થ પણ એમાજ આવી ગયો છે

असौ योऽवसर्पति नीलग्रीवो विलोहित. ।
उतैनं गोपा अदृश्रन्नदृश्रन्नुदहार्यः । उतैनं
विश्वा भूतानि सदृष्टो मृडयाति नः इति ॥७॥

આ મત્રના પ્રજાપતિ ઋષિ રૂદ્ર દેવતા વિરાડાર્ષી પક્તિ છદ અને પચમ સ્વ૰ છે. પુરશ્ચરણવિધિ રોજ એક કૃચ્છ્ર કરીને ૧૧ દિવસ સુધી આ મત્રનો નિરતર જપ કરવો જપ કરતી વખત કઠ સુધી જળમા ઉભા રહેવુ. તેનાથી અનાવૃષ્ટિ થઇ હોય તો તે દોષ ટળીને વર્ષાદ આવે છે

પાચ અધિકારી બ્રાહ્મણોએ તલ, ચોખા, યવ, દહીં મધ, ઘીની સાત હજાર આહુતિ આ મત્ર વડે કરીને આપવી નેતરની સમિધ કરવી અને ૧૧ દિવસ સુધી હોમ કરવો

કૃચ્છ્ર વીગેરે વિધિને માટે ધર્મ સિધુ પા. ૨૦૨ તૃતિય પરિચ્છેદ જોવો

મત્રાર્થ.

હે નીલકંઠ ! ઉદય અને અસ્ત સમયે જે રક્ત વર્ણના છે દેશ દેશાતરે ગમન કરનારા છે વિદ્વાનો અને અવિદ્વાનો તેમજ જળ ભરી આવનારી સ્ત્રીઓને અને ગોવાળઆદિ અમણુ લોકોને તેમજ પશુ પ્રાણીઓને સ્વમ ડલમા તેજોમય મૂર્તિના દર્શન આપી પાવન કરનારા સૂર્ય સ્વરૂપી રૂદ્રદેવ અમારા પાપ ધોઇ અમને સન્માર્ગે લઇ જાઓ

ધ્યાન.

સૂર્યમડલની અતરગત તપ્ત હેમ સરખી અત્યત દીપ્તીમાન કાતિ-વાળુ શરીર ધારણ કરનાર હે ચિદ્રુપ રૂદ્ર ! અત્યત શોભાયમાન અને પ્રચડ મૂર્તિ મગલમય પવિત્ર જેનુ સ્મિત વદન છે. અને હજારો મુનિઓ જેમની વારવાર સ્તુતિ કરી પ્રણામો કરે છે તેવા પચવદન ત્રિનેત્રવાળા ભક્ત વત્સલ ભગવાન સદાશિવનુ અમે ધ્યાન ધરીએ છીએ

ટીકા.

હે સદાશિવ ! તમારી અષ્ટધા વપુ આ જગતનો સ્થિતિ લય અને ઉદ્‌ભવ કરનારી છે અષ્ટધા વપુ એટલે અષ્ટ પ્રકૃતિ અગ્નિ, જળ, આકાશ, પૃથ્વી, વાયુ, મન, બુદ્ધિ, અહકાર એ રૂપે સર્વત્ર વ્યાપક છે તમારા સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ દૃષ્ય અને અદૃષ્ય, જડ જીવને ઇશ્વર તથા શુદ્ધ ચૈતન્ય ઇત્યાદિ વિવિધરૂપે જગતમા વસે છે. તે અમારૂ રક્ષણ કરો જે પ્રમાણે નાળીયરનુ ઉપલુ રેસાવાળુ છોડુ છે તે નાળીયરનુ એક પ્રકારનુ રૂપ છે તેવી આ અષ્ટધા પ્રકૃતિ એ આપનુ રૂપ છે, તેનુ અમે ધ્યાન ધરીએ છીએ જે પ્રમાણે નાળીયરનુ કાચલુ અદરના કોપરાનુ રક્ષણ કરનાર છે અને બીજને ઢાકી રાખનાર છે તેના સરખી ૧૦ ઇન્દ્રિયો કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય છે તે પણ આપનુ સ્વરૂપ છે તેને પ્રવતાવનાર હે મગલમય શકર ! એ તમારૂ ગોરૂપ એટલે ગો અર્થાત ઇદ્રીયો ચલાવનાર તમારૂ રૂપ તેનુ અમે ધ્યાન ધરીએ છીએ. નાળીયરની અદર જે પ્રમાણે કોપરૂ છે તે પ્રમાણે મન બુદ્ધિ

ચિત્ત અહંકાર રૂપી રથમાં બેઠેલા તેને ચલાવનાર આપનું ત્રીજું સ્વરૂપ તેનું અમે ધ્યાન ધરીએ છીએ હે ! વિશ્વમ્ભર ગો એટલે ગાય અથવા વેદવાણીમા રહી આપનુ મંગલમય જ્ઞાન સ્વરૂપ તેનુ અમે ધ્યાન ધરીએ છીએ તમે મેઘમંડળમા રહી બીજા ભાવે પૃથ્વીમા જળરૂપે પડી વૃષ્ટિદ્વારા ધાન્ય જળ ફળ, તૃણ આદિ અમારે માટે જન્મતા પહેલા તૈયાર કરી રાખો છો એવા અમારા સુખના કર્તા શંકરનુ અમે ધ્યાન ધરીએ છીએ તે અંતર્યામિરૂપે અમારા હૃદયમા કર્મ સંસ્કારાનુસાર પ્રેરણા કરો છો એવા રૂદ્રરૂપ જીવના સખા અને મિત્ર એ આપના સ્વરૂપનુ ધ્યાન ધરીએ છીએ. અમે જ્યારે ઉંઘીએ છીએ ત્યારે આપ વૈશ્વાનર તરીકે અન્ન પચાવી હૃદયમા ધમકારા કરી રક્તાભિશરણ કરી નાડીઓ ચલાવો છો શ્વસોશ્વાસ ચલાવો છો અને અન્ન રસને શરીરના પ્રત્યેક ભાગમા તેમજ આખા વિશ્વમાં ફેરવો છો અને પોષણ કરો છો એવા અનંત શક્તિ અતર્ક્ય અને અગોચર રૂદ્ર સ્વરૂપનુ અમે ધ્યાન કરીએ છીએ હે સર્વ ચૈતન્યરૂપ ! તમારા વિશ્વરૂપ અને તે સિવાયનુ બીજુ અનંત અને અગાધ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ જે બ્રહ્મા પણ જાણતા નથી તેને અમે પામર જીવ તે શી રીતે કલ્પીને જોઇએ તથા નામ આપીએ કે સ્તવન કરીએ અમે કંઇજ જાણતા નથી તમારા કરૂણા કટાક્ષ વિના અમારો હાથ પકડી અમને સન્માર્ગમા દોરવનાર આપ વગર બીજો કોઇ નથી. અમે તમારૂ ધ્યાન ધરવાને અસમર્થ છીએ માટે હે વિવિધ વેષ ધારણ કરનાર મંગલ સ્વરૂપ ! અમે મૌન રાખીએ છીએ આપને ચાહ્ય તો મારો કે ઉગારો. ભારે વાવાઝોડામા ભર દરિયે ભાગી ગએલા સુકાનવાળી હોડીના જેવી અમારી દશા છે અંધકારમા અમને દીવાદાંડી પણ દેખાતી નથી કીનારો તો ક્યાં હશે તે અમે જાણતા નથી એવી દશામાં આપ અમને ધારેલે બંદરે પહોચાડશો તોજ અમે પહોચી શકીશુ.

હે અમારા શત્રુઓને શાશન કરતા ભયંકર અને અમંગલ દેખાતા સ્મસાનમા ભમનારા ભૂતપ્રેતાદિકમા નિવાસ કરનારા હોવા છતાં પણ ગળામા રૂંડમાળ હોવાથી અનંત કીર્તિવાળા, અનંત સામર્થ્યવાળા શુદ્ધ મંગલ જ્ઞાન સ્વરૂપ વ્યષ્ટિ અને સમષ્ટિના દેહવાળા કરૂણાકર શંકર અમે વારવાર આપને દંડવત પ્રણામ કરીએ છીએ અમને તારો અમને ઉગારો. અમે બહુ ગભરાયા છીએ. હે અશરણ શરણ ! મૃત્યુંજય અમને તારો ઉગારો અને મોક્ષ સુખ આપો.

આ પ્રમાણે શભુનુ ધ્યાન ધરવુ

**नमोस्तु नीलग्रीवाय सहस्राक्षाय मीढुषे अथोयेऽअस्यसत्वानो ह्मन्ते भ्योऽ करन्नम' ॥ ८ ॥**

આ મત્રના પ્રજાપતિ ઋષિ રૂદ્રદેવતા અનુષ્ટુપ છદ અને ગાધાર સ્વર છે,

**મત્રાથ**

હે અજર ! અમર તરૂણ વીર્યવાન પુરૂષ એટને વ્યષ્ટિ દેહોમા સ્થુલ સુક્ષ્મ અને કારણરૂપ પરીપૂર્ણ થઇ રહેલ દ્રષ્ટા સાક્ષી અને ચૈતન્ય રૂપ શકર શુદ્ધ સત્વથી પરિપૂણ અને પ્રસન્ન થએલા એવા અને જેના રૂદ્રગણો અથવા પારચારકે અથવા સેનાનીઓ આ જગતમા ધર્મની રક્ષા કરવા પોતાના તેજ પુજ કીરણો રૂપી બાણો હાથમા લઇ ફરે છે અને ભકતોની રક્ષા કરે છે અને પાપીઓને શાશન કરે છે એવા નીલકઠ ! મેત્ર મડલમા સમષ્ટિરૂપ ધારણ કરી અનતધારા વરસાવીને ઇદ્રિરૂપ અથવા સૂર્યરૂપ અથવા મેઘરૂપ અન્ન ઉગાવનાર અને પ્રાણીઓના પ્રાણને ભોજન આપનાર અધ નારોશ્વર શકર ને બે હાથ જોડી અમે વારવાર પ્રણામ કરોએ છીએ તે અમને દુષ્ટકર્મથી ઉગારો અને સુબુદ્ધિ પ્રેરો અને ભૂલ ચૂકથી થએલા અમારા પાતકર્મોનો દાહ કરો ભય અને સકટથો અમને મગાવી પુત્ર પુત્રાદિક અને પશુ આદિકથી અમારી મન કામના સિદ્ધ કરો હે અશરણશરણ ! તમારા વિના અમને ઉગારનાર કોઇ નથી

**પુરશ્ચરણ વિધિ**

આ મત્રનો પદર દિવસ સુધી નિરતર જપ કરવો હવિષ્યાન ખાવુ શિવાલયના પશ્ચમ દ્વારે કુડ કરવો, અરણીના લાકડાનુ મથન કરી અગ્ની ઉત્પન્ન કરવો ઘી અને દૂધપાકનો હોમ કરવો આકડાના પુષ્પ લેવા અમાવાસ્યાથી માડી આ પ્રયોગનો આરભ કરવો અને દશ દિવસ સુધી રોજની ૧૦૦૦ આહુતિ આપવી એનાથી સર્વ અર્થની સિદ્ધિ થાય છે

જેને ભેખરાની ઇચ્છા હોય તેણે પાચ દિવસ સુધીની દીક્ષા ધારણ કરીને નદીને તીરે, ગાયની કોઢમા, અથવા દેવાલય સમીપમા અથવા કોઇ અન્ય સ્થળે રૂદ્ર કલશ સ્થાપન કરી સમીના લાકડાની સમીધ બનાવવી સમીધ તથા સમીના પાદડા વગેરેનો હોમ દહી, મધ, ઘી વીગેરે હુત દ્રવ્યો સાથે રોજના અગીઆર હજાર મત્રનો જપ કરતા જઇ હોમ કરવો એટલે આહુતિ આપવી પ્રતિદિન (હજાર અથવા તેનાથી અડધા હજાર રક્ત પુષ્પ ન મળે

તો તે ઝાડના પાદડાનો હોમ કરવો. શિવભક્ત ૧૧ બ્રાહ્મણોને બ્રહ્મ ભોજન કરાવવુ. વિદ્વાન બ્રાહ્મણોને દક્ષિણા આપવી ભૂમીદાન આપવુ. આ પ્રમાણે કરવાથી શકરની કૃપાથી પુત્ર થાય છે સાત જન્મના પાપને લીધે પ્રતિબધક થયો હોય તો તે દૂર થાય છે અને એક વર્ષમા સિદ્ધિ થાય છે

ટીકા

આજકાલ વધ્યાદોષની ફરીયાદો ઘણી થાય છે તેમજ આ મત્રનું અનુષ્ઠાન કર્યાથી ફળ સિદ્ધિ થતી નથી એવી પણ ફરીયાદો ઉઠે છે તેનુ કારણ અમને નીચે મુજબ લાગે છે.

૧ બાળપણમા સભોગથી અકાળે અપક્વ વીર્યને લીધે વૃથા વીર્ય જાય છે જે પ્રમાણે મકઇમા દૂધ ભરાતા પહેલા તેમાના દણા કાઢીને વાવીએ તો ઉગતા નથી અને કોહી સડી જાય છે એ પ્રત્યક્ષ અનુભવ છે તેમજ અતિ સભોગને લીધે પણ જનનેન્દ્રિયો બગડી રોગી થાય છે. અને ગર્ભાશય વાકુ ચૂકુ થઇ જાય છે એનુ દૃષ્ટાન્ત એ કે વેશ્યાનો ધધો કરનાર સ્ત્રીને ઘણુ ખરૂ રોગ થાય છે અને છોકરા થતા નથી આ વાત પ્રયક્ષ છે એક ઘડામા તેનુ તળીયુ કાઢી નાખી ચમચો ચમચો રોજ દૂધ રેડે તો એ કાણો ઘડો કદી ભરાસે નહિ એવે સ્થળે મત્ર શકો શુ કરશે ? કોઇ માણસ પવિત્ર થવા ગગાજળનુ આચમન લે પણ તરતજ પીઠામા જઇને દારૂ પીને છાકટો બને અને હોટલમા જઇને ગૌમાસ ભક્ષણ કરે એવા નિત્યકર્મ કરનારને એક ગગાજળનુ આચમન તે કેટનુ પવિત્ર કરી શકશે તે પ્રમાણે રૂદ્રદેવ તે કઇ ડોક્ટર નથી કે ગર્ભાશય કાપીકૂપી પાછુ ઠેકાણે બેસાડે એને માટે તો જેમ ધાતુપાત્ર અપવિત્ર થાય ત્યારે એટને કે ઝાડે ફરવા જવાનો તાબાનો લોટો હોય તેમા દેવ પૂજાનુ પાણી અથવા ગગાજળ ભરવુ હોય તો તે લોટાને કણુઆરાની ભઠ્ઠીમા ગાળી ફરી નવો લોટો બનાવવો પડે છે. તે પ્રમાણે આ વ્યભિચારીઓને ચિતામા ભસ્મ કરી ફરી મનુષ્યનો જન્મ આપી લગ્ન કરાવે તોજ પુત્ર થાય માટે ફળ ન થાય તો નિરાશ નહિ થતાં શાસ્ત્રમા કહેલી વિધિ પ્રમાણે આચરણ કરવાથી સિદ્ધિ થયા વગર રહેતી નથી. વૈદિક મત્રો એ ઇશ્વરની વાણી છે. ઇશ્વરની વાણી કદી નિષ્ફળ થતી નથી. અને અસત્ય હોતી નથી માટે દૃઢ વિશ્વાસ રાખી સત્ય અને સશાસ્ત્ર સકલ્પ હશે તો મત્ર સિદ્ધિ થયા વિના રહેશે નહિ આ જન્મે ન થાય તો આવતે જન્મે થશે કાળનો ભેદ થશે. એટલે કે વિલબ થશે પણ ફળ તો કદાપી મિથ્યા થશે નહિ ઇશ્વરની વાણી સત્યજ છે.

# ધ્યાન.

### રાગ ભૈરવ ધ્રુપદ. ઝપ તાલ.

ધ્યાન ધર ! ધ્યાન ધર ! શરદ્ પૂર્ણ શીતલ શશિ સમાન શિવશંકર હર?
તેજ પુંજ મંગલમય, વરદ શાંત નિધિ સુધાકર
શાંભ સિંહાસન સુમંગલ, સુરપતિ સદા શિવ વિરાજે—ધ્યાન૦

प्रमुञ्च धन्वनस्त्वमुभयोरार्त्निर्ज्याम् ।
याश्च ते हस्त इषवः परा ता भगवो वप इति ॥ ९ ॥

આ મંત્રના પ્રજાપતિ રૂદ્ર દેવતા ભૂગાર્ષંપ્ક્તીઃ છંદ અને ઋષભ સ્વર છે

આ ૯મો મંત્ર ૧૦મો મંત્ર અને ૧૧મા મંત્રનું પુરશ્ચરણ એકત્ર કરવું પુરશ્ચરણવિધિ તેથી ૧૧મા મંત્રની છેવટે લખ્યો છે.

**મંત્રાર્થ.**

હે તેજ પુંજ ષટ્ ઐશ્વર્યવાન ભગવન * તમારૂં આ ઘોર ભયાનક રૂદ્ર સ્વરૂપ અને ક્રોધાયમાન રક્તરૂપ જે આ સમષ્ટિમાં વ્યાપી રહેલું છે તે જોઇ હું ગભરાઇ જાઉં છું. મને કાંઇ સુઝતું નથી મારી આંખ અંજાઇ જાય છે આ વીજળીના ચમકારા મેઘના કડાકા ઝાડને ઉખેડી નાખનારા અને મોટી મોટી આગબોટોને તોફાની પવનના ઘુઘવાટથી ડુબાવી દેનારા પર્વતની સાથે કુસ્તી કરતા હોય તેવા અનંત હર્ષવાળા, અનંત નેત્રવાળા અનંત દીશાઓમાં વ્યાપક શરીરને હું જોઇ શકતો નથી મને બહું મુંઝવણ થાય છે અને કંપુ છું. માટે તમારૂં સમષ્ટિ સ્વરૂપ આટોપી લઇ વ્યષ્ટિરૂપ સૌમ્ય મંગલ સ્વરૂપ અને પ્રસન્નવદનનું દર્શન દો હું તમોને વારંવાર પ્રણામ કરૂં છું હે મૃત્યુ જય ! શરદ્ પુનમના ચંદ્ર જેવું શીતળ અને આ લ્હાદક અને પ્રકાશક ભકતજનોને શાંતિ પમાડનારૂં અભય અને મંગળ આપનારૂં સ્વરૂપ બતાવો. આપે બને છેડાથી તાણેલી ધનુષ્ય દોરી છોડી નાંખો અને આ ખેંચીને સજ્જ કરેલા બાણને ભાથામાં મૂકો. હે ભગવન ! અમારૂં કલ્યાણ તમારા દર્શનથી થાઓ.

* ૧ ઐશ્વર્ય ધર્મ- ૨ યશ- ૩ લક્ષ્મી ૪ જ્ઞાન ૫ વૈરાગ્ય, ૬ સર્વ અણિમાદિક યોગસિદ્ધિઓ. અને સર્વ વિદ્યા આટલા ગુણો જેનામાં હોય તેને ભગવાન શબ્દથી સંબોધવામાં આવે છે.

# ધ્યાન.

**ધ્રુપદ ભીમાસ**

મંગલમય શીવ સદાય.
શીવ ! શીવ આપો.
ભકતવત્સલ શ્રી ભગવાન
કષ્ટ સર્વ કાપો. મંગલ—૦
ભોળો ભવ ભવાબ્ધિ મગ્ન.
ભિષણુ ભય કાપો. મંગલ-૦
નિજ સૌમ્ય સ્વરૂપ શુકલ
શંકર શિવ સ્થાપો મંગલ
ઇન્દિરા આનંદ રૂપ
અરૂપ સ્વરૂપ ઝાખો
પિતુસમાન પ્રિય પુત્ર
પિતુ રમાડી રાખો, મંગલ—૦

**विज्यंधनु कपर्दिनो विशल्यो बाणवाँ॥**
**उत अनेन्नस्येव आसुरस्य निषङ्गधि ॥ १० ॥**

આ મંત્રના પ્રજાપતિ ઋષિ રૂદ્ર દેવતા, અનુષ્ટુપ છંદ અને ગાધાર સ્વર છે.

**મંત્રાર્થ.**

આ ત્રણુ મંત્ર ધર્મ સંસ્થાપના કરનાર સેનાધિપતિ અને રાજાના ધર્મનું સૂચન કરે છે અને શસ્ત્ર અસ્ત્ર અને અન્ન સામગ્રી સેનાધિપતિએ નિજ સેનાને લડાઇની વખતે ખૂટી ન પડે એવી રીતે ભરી રાખવી જોઇએ રાજાએ પણુ તે પ્રમાણે સ્થળે સ્થળે અન્ન અને શસ્ત્રોના ભંડાર કીલ્લામાં રાખી મૂકવા એમ છતા શત્રુ સામે સામગ્રી ખૂટે તો રૈયતને ધાન્ય અને શસ્ત્રો રાજા તથા સૈન્યાધિપતિને પુરા પાડવા એ સર્વ કોઇનો ધર્મ છે. અન્ન અને શસ્ત્ર વિના ધર્મ સ્થાપકોનુ જોર નિષ્ફળ થશે. અને અધર્મ પ્રવર્તશે.

પુરશ્ચરણુ વિધિ મંત્ર ૧૦, ૧૧ ૧૨નુ કૃચ્છ્ર કરીને નવ દિવસ સુધી આ મંત્રનો જપ કરવાથી સિદ્ધિ થાય છે યુદ્ધ વખતમાં રાજાએ આ મંત્ર વડે કરીને દર્ભના અગ્ર સહિત ૧૦૦૦ આહુતિ આપવાથી શત્રુ નાશ પામે છે.

# ધ્યાન.

## રાગ ઝીંઝોટી દાદરો

( શ્યામ ચરણ શરણ શોધી એ લય )

ઉમમતા શ્રી રતી સમાન તેજ છે જટાનુ
કર સહસ્ત્ર ભાનુ ભર્ગ છે વરેણ્ય જેનુ.
ભૂષણુ સર્પ નીલકંઠ તામ્રરૂપ જેનુ,
તે પિનાકી નિજ ભક્ત સુખ દાયો સદાનુ,
ઘોર રૂદ્ર સ્વરૂપ શાંત, કરી અભય રૂપનુ,
દર્શન દો ત્રિશુળ ત્યજી પંકજ મૂકી આધુ,
જવાલ માલ આ કરાલ ને વિશાળ ભાળુ,
ઘોર રૂપ ત્યજી શુ શાંત દર્શન દો સદાનુ,
વરદ હસ્ત વદન સ્મિત કરણા કટાક્ષ આણુ,
ઉર ધ્યાન ગાન માહ્ય શરદ શશિ સમાણુ,

## તાલ દાદરો રાગ ઝીંઝોટી.

વિશ્વનાથના પ્રસાશને સમસ્ત વિશ્વના,
નિયમને અનુસરીને ચાલતુ ભવ ચક્ર આ
શશિ રવિને ગ્રહ ગણો ફરીને સર્વ નિયમમાં,
સ્વ સ્વકર્મ કરીને ફળ લે નિજ પાપ પુણ્યના
અષ્ટ મૂર્તિ હે ભગવાન, ઐશ્વર્ય પડ સુયોગના.
પ્રભાવ વ્યષ્ટિને સમષ્ટિ, પ્રત્યક્ષ છે જગતમા
ઇન્દીરા ભૂ, વાયુ, વારી, જ્યોતિ ત્રય ધુ મનમાં,
હું હુ મારૂ કરી રહ્યો છે પ્રકાશ બુદ્ધિમા.
અનંત વીર્ય બાહુ નેત્ર રૂપ અરૂપ પ્રાણીમા,
અષ્ટ મૂર્તિ છે પ્રત્યક્ષ શીવ સ્વરૂપ જેહમા

## વસંતતિલકા.

હીમાલયે વટતણી મહા વૃક્ષ છાયા,
પદ્માસને સ્થિત સમાધિ સહિત માયા
સરપે વિભુષિત દીગમ્બર ભસ્મ કાયા,
અર્ધાંગ દક્ષાણુ સુમૂર્તિ વીશે વીરાજતા

મન્ત્રાર્થ.

હે રૂદ્ર! આ તમારૂ ભયકર સ્વરૂપ જોવા અમે સમર્થ નથી. માટે હે ભક્તવત્સલ ભગવાન મૃત્યુજય! તમારૂ ધનુષ્ય તેની ખેચેલી જ્યાથી છુટુ થાઓ તમારૂ ખડ્‌ગ મ્યાનમા સમાઓ અને તમારા તીવ્ર બાણુ ધાર વગરના થઇ ભાથામા પડી રહો

**या ते हेतिर्मीढुष्टम हस्ते बभूव ते धनुः ।**
**तयाऽस्मान् विश्वतस्त्वमयक्ष्मया परिभ्भुज ॥ ११ ॥**

આ મત્રના પ્રજાપતિઋષિ અનુષ્ટુપછદ અને ગાધાર સ્વર છે.

મન્ત્રાર્થ

દેશ અને ધર્મના રક્ષક વૃધ્ધ અગ્રણીઓએ સેનાપતિ અને ઉત્સુક વીર યુવકોને ઉપદેશ કરવો કે હે યુવકો! હે સેનાપતિ! હે રૂદ્ર! તમે ધર્મપાલન કરનાર સાત્વિક પુરૂષોનુ રક્ષણ કરવા માટે અને ધર્મનુ રક્ષણ કરવા માટે તમારા હાથમા જે તીવ્ર શસ્ત્ર અસ્ત્ર છે તેનો ઉપયોગ કરી અધર્મી રાક્ષસો અને દૈત્યોનો તથા ચાચીયા અને લુટારાઓનો તથા ધર્મની હાનિ કરનાર તથા ધર્મ માર્ગની આડે આવનાર—તથા ધાર્મિકોને પીડા કરનાર દુષ્ટોનો સહાર કરો તમારા શસ્ત્રઅસ્ત્ર અમને પીડાકારી ન થાઓ. અમે જે ઇશ્વરના ભક્ત છીએ તે પ્રતિ હે રૂદ્ર! તમારા પચ મહાભુત તથા તેની શક્તિઓ કે જે તમારા પરિચારકો છે તે ઇન્દ્ર ધનુષ્ય ખેચી વૃષ્ટિ કરનારા થાઓ અને તે અમોને ધાન્ય ધન અને પશુઓથી ભરપુર કરી સુખશાંત આપનારા નિવડો તથાસ્તુ

**परि ते धन्वनो हेतिरस्मान् वृणक्तु विश्वतः ।**
**अथो य इषुधिस्तवाऽरे अस्मन्निधेहि तम् इति ॥ १२ ॥**

મન્ત્રાર્થ.

હે રૂદ્ર! તમે જે આ સજ્જ કરેલુ ધનુષ્ય હાથમા ધારણ કર્યુ છે તેને અમારાથી દૂર રાખી અમારા શત્રુઓ તરફ વાળજો સૃષ્ટિ જન્ય પદાર્થો જે વિનાશકારક છે અને રોગો ઉત્પાદક છે અને જે તમારા પરિચારક અને સૈનિકો છે તેના બાણુ સર્વ તરફથી અમારા રક્ષણ અર્થે પ્રવૃત્ત થઇ અમને પીડા ન કરતા તમારા ભાથામા સમાઇ જાઓ

આ મત્રના પ્રજાપતિ ઋષિ અનુષ્ટુપ છદ અને ગાંધાર સ્વર છે.

**પુરશ્ચરણવિધિ.** આગળ આપેલી ત્રણ ૠચાની વિધિમા લખ્યા પ્રમાણે જપ કરવો યુદ્ધની વખતે જય મેળવવા તેલના ૧૧ હજાર દીવા કરવા અને તેમાં દેવતા તથા લોકપાલનુ આવાહન કરવુ તેલને અડકી અભિમત્રણ કરી ૮ હજાર જપ રોજના સાત દિવસ સુધી કરવા તે સિદ્ધ થએલા તેલ વડે કરીને ૧૧ હજાર દીવા કરી રાજા વગર સેનાએ શત્રુના નગર તરફ આગળ વધવુ તેનાથી કરીને એ દીપકોની જ્યોતિને જોવાથી શત્રુની સેના ભયભીત થઇ પાછી હઠશે અને તેના પ્રભાવથી તેનો નાશ થશે. બીજે ઠેકાણે સિદ્ધ વેષ ધારણ કરવાવાળા બ્રાહ્મણોએ શક્તિમત્રને સિદ્ધ કરીને શત્રુને અભિચાર કરવો તેથી તેના રાજ્યમા ત્રણ વર્ષ સુધી શત્રુના કોપથી રોગ ચાલશે વિશ્વાસપૂર્વક શ્રદ્ધા રાખવાથી આ કાર્ય સિદ્ધ થાય છે.

**ધ્યાન.**

જેના હાથમા દિવ્ય ધનુષ્ય સજ્જ કરેલુ છે એવા, અને દેવતાઓએ વારવાર પ્રણામ કરેલા એવા, અને જટા મુકુટમા દ્વિતીયાનો ચદ્ર વિરાજે છે એવા ચદ્રમૌલી, શ્રી શકર, જેના કઠમા રક્ત પુષ્પની માળાઓ છે એવા, અમારા પિતા તુલ્ય પાલન કરનારા, ભક્ત વત્સલ ભગવાન અમારા ધર્મ રાજ્યના રક્ષણને અર્થે પ્રવૃત થાઓ. વિશ્વમૂર્તિ અબા સહવર્તમાન શકર જેના પાદપદ્મદ્વયને અમે સાષ્ટાગ દડવત પ્રણામ કરી વારવાર નમીએ છીએ.

अवतत्य धनुष्ट्वं सहस्राक्ष शतेषुधे
नि शीर्य शल्यांनां मुखा शिवो नः सुमना भव ॥ १३

આ મત્રના પ્રજાપતિ ૠષિ રૂદ્રદેવતા અને ગાધાર સ્વર છે.

હે અનત નેત્રવાળા દ્રષ્ટા સાક્ષીરૂપ ! હે સહસ્ર નેત્રવાળા રક્તવર્ણના ધનુષ્યનુ ધારણ કરનાર સહસ્રા ક્ષન્દ્ર સ્વરૂપ તમારૂ આ ભયાનક સજ્જ કરેલુ પીનાક નામનુ ધનુષ્ય કે જેના ઉપર બાણ ચડાવેલુ છે. અને આ તમારૂં ક્રોધાયમાન પચ વદન અને ત્રિનેત્ર ભય રોગ અને વિનાશ કરનારા છે તે શાત થાઓ. હે પ્રસન્ન મુખવાળા ચદ્ર મૌલી ? તમારા શીતલ અને શાત સ્વરૂપ ધારણ કરો તમારા તિક્ષણ બાણ ભાથામા સમાઇ જાઓ. હે મૃત્યુંજય અમને બહુ બીક લાગે છે અમે થરથર કપીએ છીએ તમારૂ રૂદ્રરૂપ જોવાને શક્તિમાન નથી હે મગલમય શિવ ! ભક્તો ઉપર કરૂણા કટાક્ષ કરનારા–વરદ તમારૂ સૌમ્ય સ્વરૂપનુ અમને દર્શન કરાવો અને અમારૂં રક્ષણ કરો રક્ષણ કરો અને શાંતિ આપો.

नमस्ते अस्त्वायुधायाऽनातताय धृष्णवे ।
उभाभ्यामुत ते नमो बाहुभ्यां तव धन्वने ॥ १४ ॥

આ મંત્રના પ્રજાપતિ ઋષિ રૂદ્ર દેવતા ભુરીગર્ષણીક છંદ ઋષભ સ્વર છે.

સર્વ ધન્વીઓમા શ્રેષ્ઠ સર્વોપરી ધન્ની એવા હે રૂદ્ર ! ધનુષ્ય ઉપર નહિ ચઢાવેલા અને શત્રુઓને હણવામાં અતિ બલવાન એવા આપના દિવ્ય આયુધોને તેમજ આપના બે પરાક્રમી બાહુબળને અમે વારવાર નમસ્કાર કરીએ છીએ.

ટીકા

આ મંત્રમા કોઇને એમ શકા થશે કે ધનુષ્ય બાણ અને બાહુ એની પ્રાર્થના કરી તેને નમન કર્યું છે તો રૂદ્રને બદલે જડ પદાર્થને કેમ નમન કર્યું છે એવી શકા થાય તો એનું સમાધાન એ છે કે રૂદ્ર સ્વરૂપ વિભુ છે, એટલે સર્વત્રવ્યાપક છે, અને ચૈતન્યરૂપ છે સર્વ સ્થળે અને સર્વ પદાર્થોમાં ચૈતન્યનો વાસ છે માટે જ્યા જ્યા નમસ્કાર છે ત્યાં ચૈતન્યનેજ નમસ્કાર છે. જડપદાર્થને નમસ્કાર નથી—જડ પદાર્થને નમસ્કાર હોય તો તે શિવ શક્તિ સ્વરૂપે જગતમા વસ્યા છે માટે ચૈતન્યનુજ આરાધન છે અમને એમ લાગે છે કે બાણ શબ્દ ઉપરથી બોમ્બ શબ્દ નીકળેલો હોવો જોઇએ કારણ કે જે કઇ અસ્ત્ર બનાવે છે તેમા સ્ફોટક દ્રવ્ય અને અગ્નિનું આવાહન હોય છે. અને ફૂટ અવાજ થાય છે.

मानोमहान्तमुतमानोऽअर्भकम्मानऽउक्षन्तमुतमानऽउक्षितम् ॥
मानोव्वधीः पितरम्मोतमातरम्मान-प्प्रियास्तन्वोरुद्ररीरिषः ॥१५॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા જગતી છંદ અને નિષાદ સ્વર છે.

હે કુપિત થયેલા રૂદ્ર ! સહારશક્તિ, ભયકરરૂપ ધરનાર, વિશ્વમૂર્તિ ! અમારા દેશના હિતેષણી, વૃધ્ધો મહાત્માઓ, દિવ્ય ગુણ ધારણ કરનાર દેવ સમાન અમારા વિદ્વાન પુરૂષો અમારા ધર્મના રક્ષક શસ્ત્ર ધારણ કરી લડવાને યોગ્ય યુવક વીરો, અમારા દાનેશ્વરી પિતાતુલ્ય દાન દેનારાઓ, બાળક છોકરાઓ, વીર્યસચન કરવાને સમર્થ એવા પુરૂષો, સ્ત્રીઓના પેટમાના ગર્ભો, અમારા દેશના અને અમારા માતાપિતા અને અમારી પ્રિય સ્ત્રીઓના શરીરને મારશો નહિ.

मानस्तोके । तनयेमानऽआयुषिमानोगोषुमानोऽअश्वेषुरीरिषः ॥
मानोव्वीरान्रुद्रभामिनो ऽवधीर्हविष्मन्तःसदमित्त्वाहवामहे ॥१६॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા જગતી છંદ અને નિષાદ સ્વર છે
હે રૂદ્ર! અમારા માનવતા વૃધ્ધો પુરૂષો તરત ઉત્પન્ન થએલા શિશુઓ, અમારાં છોકરાઓ, અમારૂ આયુષ્ય, અમારી ધેનુઓ અમારા અશ્વો-બળદો અને ઉંટ બકરાં ઇત્યાદિ પરોપકારી પશુઓ અને અધર્મી પાપીઓ ઉપર ક્રોધાયમાન થએલા વીર પુરૂષ સિંહો અને ધર્મરક્ષકોના ઉપર આપ ક્રોધ કરી તેને મારશો નહિ અમે વિધિવડે યજ્ઞમા આપનુ પૂજન કરી હવિ લઇ હોમીને વારવાર પ્રણામ કરી નમીએ છીએ અમે જે તમારા ભક્ત છીએ તેનુ રક્ષણ કરવાના હેતુથી આપનો ક્રોધ અને આપના તિક્ષ્ણબાણ અમારા ધર્મને આડે આવનાર પાપી પુરૂષો ઉપર કકડીને પડો

## ઇતિ પ્રથમોનુવાકઃ

આ અધ્યાયમા રૂદ્રની હાથમા બાણ લીધેલી અને ક્રોધાયમાન રક્તવર્ણવાળી વપુ અને લીલાનુ ભક્તના રક્ષણાર્થે સ્તવન કર્યું છે, અને તેમની વિશ્વરૂપ ભયંકર કાયાની સ્તુતિવડે સર્વત્ર રૂદ્ર ચૈતન્યની વ્યાપકતા બતાવી છે અને તેમનો ક્રોધ અધર્મી, રાક્ષસો, વામીઓ, અને દૈત્યો ઉપર કકડી પડવા પ્રાર્થના કરી છે અનુષ્ઠાનમાં જ્યા હોમ કરવાનો છે ત્યા મુખ્યત્વે કરીને ઘઉં યવ, તલ, કપુર, ઘૃત, મધ, ઇત્યાદિ પદાર્થો હોમવાને લખ્યુ છે એ સર્વ પદાર્થો અગ્નિમા છીન્નભિન્ન થઇને તેનુ પરમાણુરૂપ બનાવી દે છે અને સૂર્ય મંડલ સુધી ત્રિલોકમા પવનદ્વારા ફેલાવી પ્રાણી માત્રની અને દેવોની તુષ્ટિ પુષ્ટિ કરી રોગનો નાશ કરે છે. તમાત્મક પરમાણુઓ કોહવાણથી ગધાઇ રોગ ઉત્પન્ન કરે છે જેમકે પ્લેગ, કોલેરા, ક્ષય ઇત્યાદિ આ તમાત્મક પરમાણુઓ જલદી નાશ પામે છે કારણ કે તે સ્વાભાવિક રીતે ઘણી વાર ટકી શકે એમ નથી જેમ જુઠાણુ તરત પકડાઇ જાય છે અને નાશ પામે છે તેમ આ પરમાણુઓ જલદી નાશ પામે છે સાત્વિક પરમાણુઓ આગળ તેમનુ જોર ટકી શકતુ નથી સાત્વિક પરમાણુઓ જલદી નાશ પામતા નથી-ઘણી વાર ટકે છે જેમકે અત્તર અને કસ્તુરી સાલમા અથવા કપડામા મૂકી પેટીમા રાખી મૂકીએ છીએ તો વર્ષોવર્ષ તેની સુગધી ટકી રહે છે. જીવશ

પડતા નથી વીગેરે. ક્ષય રોગમા ડૉકટરો તથા વૈદ્યો યવનુ સત્વ આપે છે. અને મલાઇ ખાવાની કહે છે તેથી ક્ષય જેવા મહાન રોગ પણ નાશ પામે છે. રોગની ઉત્પત્તિ વાત પિત અને કફથી છે. એ વાત પિત્ત અને કફનો વિકાર એક મહાન ઔષધી જે યવ છે તે તેનો એ વિકારોનો નાશ કરે છે. એટલા માટે યજ્ઞ કરનારો પુરૂષ વેદ મત્રથી રૂદ્રની પ્રસન્નતા મેળવી પરોપકાર વડે અત્યત સુખી થાય એમા કાંઇ નવાઇ જેવુ અમને લાગતુ નથી. ગ્રથ વિસ્તાર ભયે વિશેષ અમે લખી શકતા નથી ઇતિ ॐ

# द्वितीयोनुवाक.

नमो हिरण्यबाहवे सेनान्ये
दिशां च पतये नम
नमो वृक्षेभ्यो हरिकेशेभ्य
पशुना पतये नमः
नम सस्पिञ्जराय त्विषीमते
पथीनां पतये नमः
नमो हरिकेशायोपवीतिने
पुष्टानां पतये नम
नमो बभ्लुशाय १७

આ મત્રના કુત્સ ઋષિ, રૂદ્ર દેવતા, નિચૃદ્દષ્ટિચ્છન્દ મધ્યમ સ્વર છે.

આ અનુવાકમા વિવિધરૂપે વસેલા રક્ષા કરનારા રૂદ્ર સ્વરૂપને સપુટી નમસ્કાર છે સપુટી એટલે આગળ પાછળ નમ શબ્દ વડે નમસ્કાર કરવા અને વચ્ચે પ્રાર્થનાના શબ્દો આવે તેને સપુટી કહે છે. પૂર્વ દિશા તરફ શિવાલયમાં અથવા અન્ય પવિત્ર સ્થળે અથવા ઘરમા રૂદ્ર કળસ ટાગીને મહાદેવને દડવત પ્રણામ મત્રનો ઉચ્ચાર કરતા કરતા કરવા આથી કરીને ઇશ્વરની પ્રસન્નતા બ્રહ્મજ્ઞાન અને શારીરિક કસરતથી અત્યત ફાયદો થશે.

ધ્યાન અને મત્રાર્થ.

રાગ હીંડોલ એક તાલ.

નમો નમો મૃત્યુજય નમો નમો,
નમો નમો હિરણ્ય બાહુ નમો નમો.
નમો નમો વિશ્વની જ્યોતિ નમો,
નમો નમો વિવિધ રૂપ ધારી નમો.

નમો નમો સેનાના નિયતુ નમો,
નમો નમો દીશાના પતિ શ્રી નમો.
નમો નમો વૃક્ષાદિ વેલી નમો,
નમો નમો જટા પીત ધારી નમો.

નમો નમો પ્રાણીના પ્રાણુ નમો,
નમો નમો સર્પ ઉપવિત નમો
નમો નમો વૃષભના વાહી નમો,
નમો નમો સત્યશીલ પાતુ નમો.

નમો નમો ભક્ત પ્રતિપાળ નમો,
નમો નમો સુધાનિધિ નમો નમો

હર હર મહાદેવ.

नमो बभ्लुशाय व्याधिने अन्नानां पतये नम
नमो भवस्य हेत्यै जगतां पतये नमो नमः
नम रुद्राय आततायिने क्षेत्राणां पतये नम
नम. सूताय अहन्त्यै वनाना पतये नम नम रोहिताय ॥ १८

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવત મધ્યમ સ્વર છે.

હે કદી નહિ જરા પામનારા કાળા કેશવાળા યુવક વીર રૂદ્ર ! તૃણાદિ ધાન્યને પકવીને પશુઓની રક્ષા કરનારાવાળા હે ધર્મરૂપ વૃષભ ઉપર બેસનારા કર્પૂર ગૌર સદાશિવ—અથવા અમારી સેનાના અગ્રણી અને રાજ્યરક્ષક તમોને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. વિશેષે કરીને સહાર શકિતના પરિચારક સ્વરૂપ વ્યાધિઓને અને વ્યાધિથી રક્ષણ કરનાર ભક્તજનના પરિપાલક મૃત્યુંજયને અમારા વારવાર નમસ્કાર હો. હે બીજરૂપ હે બીજના ફણગા કરી ઉગાવનાર મહાશકિતસ્વરૂપ–ફણગામાથી વૃક્ષ બનવાની શકિતરૂપ રૂદ્ર તમને વારવાર નમસ્કાર હો હે જન્મમરણ સસ્કૃતિને કાપી નાખનાર તરવાર સરખા સત્યજ્ઞાન અનતરૂપ રૂદ્રને અમારા વારવાર નમસ્કાર હો હે વિશ્વના પાલન કરનાર તમને નમસ્કાર હો. હે સસારને છોડવનાર ત્રિપુરારી મદનારી સર્વમનોવિકારને દૂર કરનારા તારક પાલક અને મારક રૂદ્ર તમોને વારવાર નમસ્કાર છે હે સેનાપતિના શરીરમાં રહેલા તેમજ રાજાના શરીરમા રહેલા અખીલ બ્રહ્માડના પ્રાણુસ્વરૂપ તમોને વારવાર નમસ્કાર

હો. હે રણક્ષેત્રમા લીલા કરી રમનાર અને અમારા અધર્મી શત્રુઓને સહારનાર શકિતરૂપ સેનાપતિ તમોને વારવાર નમસ્કાર હો. હે ક્ષેત્રમા ધાન્ય ઉગાવી અને વનમા મહાવૃક્ષો ઉગાડનાર તેમજ વનમાં દવ પ્રકટાવનાર દરિયામા વડવાનલરૂપ-પર્વતોમા સ્ફોટરૂપ બની ધુમાડા અને ઉગ્ર જવાલા ઉડાવનાર, અગ્નિરૂપ તૃતીય નેત્રવાળા વિરૂપાક્ષ રક્ષક અને ભક્ષક રૂદ્રને વારવાર અમારા નમસ્કાર હો હે રૂદ્રના અશભૂત સેનાપતિ, હે દીશાઓના પતિ, અમારા આતતાયી (એટલે અમારા પેટ ઉપર પગ મૂકી ધધા રોજગાર અને વ્યાપારનો નાશ કરનારા અને ધનહરણ કરનારા (પાપી પ્રપચીઓ) અમને ઝેર આપનારા, અમારા ઘર સળગાવનારા-સ્ત્રી-બાળકની લાજ લેનારા અને તેને પીડનારા અમારા ધર્મની અને દેશના ઉત્કર્ષની આડે આવી અવનતિ કરનાર) શત્રુઓનો સહાર કરો

આ અને આગલી રૂચાઓમા સેનાપતિના ધર્મ અને રાજ્યધર્મ દર્શાવ્યા છે. તેમજ પ્રજાધર્મ પણ એમા આવી જાય છે સેનાપતિએ અને રાજાએ દશ દિશાએ પોતાના થાનો અને ચોકી રાખી લોકોના જાનમાલ અને ધર્મનુ રક્ષણ કરવુ આકાશમાર્ગે ઉડનારા મોટા વિમાનો સજ્જ કરી રાખવા દરિયામા લડાઈના વહાણો ફરતા રાખવા ચાચીયા લુટારા વિધર્મી અને વિદેશીઓને પોતાના રાજ ઉપર ધસી આવતા અટકાવવા નાકા બદરો યુદ્ધસામગ્રી રાખવાના ઠેકાણા કોટ અને કિલ્લાઓ બાધવા. આવવા જવાના માર્ગો ધાન્ય અને યુદ્ધ સામગ્રી પહોચવાને અડચણ ન પડે અને તેમા શત્રુઓ ખલેલ ન કરે તે અર્થે વીર સેનાનીઓના વિભાગ કરી રાજ્યના સર્વ પ્રદેશમા આગળથી રાખી મૂકવા શસ્ત્ર ધાન્યધન બાધકામો અશ્વો ઘોડા હાથીઓ-ઊંટ અને થાનો વીગેરેનો સગ્રહ કરી રાખવો તેમજ પોતાના દેશની ભૂગોળ અને ભૂમિની આપણી તથા શત્રુઓના ઉપર કયા કયા માર્ગે કેવી કેવી રીતે ચડાઇ કરવી તે સર્વના નકશા ચિત્રિ કેટલુ કેટલુ સૈન્ય રાખવુ તેની યોજના કરવી. વીગેરે વીગેરે ગ્રથ વિસ્તાર ભયે વધુ લખતા નથી.

જ્યારે રાજાની પાસે ધાન્યાદિ સામગ્રીઓ ખૂટે અને હારી જાય ત્યારે સેનાપતિ અને લશ્કરને અન્ન અને શસ્ત્ર અસ્ત્રાદિ પ્રજાએ પુરા પાડવા. જ્યારે સેનાપતિ પણ હારી જાય. વેરણ ખેરણ થઇ જાય ત્યારે રૈયતે સ્વધર્મના રક્ષણ અર્થે યુવતી અને આબાલવૃદ્ધ સર્વે ધર્મના રક્ષણ અર્થે લાઠી અને પથરાઓ લઇ શત્રુને જપીને બેસવા દેવો નહિ.

વિદેશી અને વિધર્મી પરદેશીઓ સાથે મિત્રાચારી રાખવાથી આપણું બળ વધે છે, અને સહાય મળે છે. સિકંદરાદિ જેવા અને પીંઢારા જેવા લુટારાઓને નરપતિ એટલે રૈયતના રક્ષક નહિ ગણતા-ભક્ષક તરીકે ગણવા.

नमः रोहिताय स्थपतये वृक्षाणां पतये नम
नमः भुवन्तये वारि वस्कृताय औषधीनाम पतये नमः
नमः मन्त्रिणं वाणिजाय कक्षाणां पतये नम
नम उच्चैः घोषाय आक्रन्द्रयते पतिनां पतये नम
नम कृत्स्नायतया. ॥ १९ ॥

આ મંત્રના કુત્સ ઋષિ, રૂદ્ર દેવતા, ષડૂજ સ્વર છે.

હે અતિ ક્રોધાયમાન થએલા રક્તરૂપ અગ્નિ સરખા, રૂદ્રરૂપ સેનાપતિ તમે તમારી સેનાના છૂટા છૂટા વિભાગ કરી એક એક પત્તી (પત્તી એટલે. ૧ રથ ૧ હાથી. ૩ અશ્વ. અને ૫ પાળા જેમા હોય તેને પત્તી કહે છે આ અસલના વખતમા હતા હાલમા તો એક વિમાન ૧ ગનબોટ ૧ રેલ્વેટ્રેન મેટર સાઇકલ ઇત્યાદિ તોપ. ઘોડે સ્વારો વીગેરે હાથી ઉંટને બદલે રાખવામાં આવે છે) ઠેક ઠેકાણે એટલે નાકે નાકે બદરે બદરે કીલ્લે કીલ્લે માર્ગે માર્ગે યુદ્ધ સામગ્રી રાખી મુકવાના સ્થાને સ્થાને લોક રક્ષણાર્થે વેપારીઓના વેપારના રક્ષણ અર્થે અરણ્યના વૃક્ષોના રક્ષણ અર્થે લતા ઔષધી વીગેરેના રક્ષણાર્થે રાજા તથા મત્રીઓના રક્ષણાર્થે તથા ભોગ્ય વસ્તુઓના કારીગરોના જાન માલ અને ધર્મનુ રક્ષણ કરવા માટે ઠેર ઠેર ચોકી રાખવી એ રાજા અને સેનાપતિનુ કર્તવ્ય છે

હે રૂદ્ર ! વિશ્વમૂર્તિ વિશ્વના નિયામક ઇશ્વર, હે સર્વમા ગુપ્ત રહેનાર અતર્યામિ સર્વની શક્તિરૂપ સૂર્ય ચદ્રાદિ ગ્રહ ઉપગ્રહમા રહી આધાર આધેય સબધી સવ શક્તિમાન પ્રચાલક પ્રભો ! આપ ભુશડી શતઘ્ની બાણ ઇત્યાદીમા અગ્નિરૂપ ધારણ કરી મહા ઘોર શબ્દ અને ગર્જના કરનાર સહાર શક્તિ સ્વરૂપ આપને વારવાર નમસ્કાર કરીએ છીએ

**રાગ યમન કલ્યાણ ત્રિતાલ.**

શિવતત્વ જાણું નહિ કેવા મહેશ્વર.
જેવા છે। તેવાને હુ,
નમુ જગદીશ્વર.... .શિવતત્વ૦

રમત ગમત કરી દડીઓ ઉછાળી,
રવિ શશિ અધર સુરેશ્વર .શિવતત્વ૦
ક્ષાર ગંધકમા સ્ફોટક શક્તિ,
કોણે મૂકી રણુસગ્રામ સહર . શિવતત્વ૦
અકલ સકલ છો તનુ પટે તેમ.
સુત્ર સમાન શ્રી હરહર હે હર...શિવતત્વ૦

---

नम' कृत्स्नायतया धावते सत्वानां पतये नमः ।
नम सहमानाय निव्याधिने आव्याधिनीनाम् पतये नमः ॥
नम' निषङ्गिणे ककुभाय स्तेनानां पतये नम ।
नम' निचेरवे परिचराय अरण्यानां पतये नम.
नमो वञ्चते ॥ २० ॥

આ મત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા ષડજ સ્વર છે

અખિલ બ્રહ્માડમા જીવને શક્તિ આપનાર, પ્રાણીઓના પ્રાણરૂપ હે રૂદ્ર ! આપ અ તર્યામિરૂપે અદૃશ્ય રહી સર્વના ધર્મ કર્મ સ સ્કારને અનુસરી કર્મ કરવાની શક્તિ દેનાર કર્મફળના વ્યવસ્થાપક અને ફળ દેનાર આપને શાખા અરૂન્ધતિ ન્યાયે દર્શાવનાર આ મત્ર છે. આપ લક્ષ્યાર્થ છો પણ ભગવતી શ્રુતિ વાચ્યાર્થવડે આપનુ દર્શન કરાવે છે હે કાન સુધી ધનુષ્ય ખેચી શત્રુ સેના તરફ દોડી અદર ગુસનાર અને તેને નાશીપાસ કરનાર હે રૂદ્ર ! અથવા સેનાપતિ—અથવા સેનાનાીરપુરૂષ આપને વારવાર નમસ્કાર છે આપને અર્ધ્ય અન્નાદિક પદાર્થોવડે અમે તમારો સત્કાર કરીએ છીએ. શરણાગતના રક્ષક, શત્રુઓનો પરાજય કરનાર શત્રુને વિધનાર શૂરવીર સેના નાયક, તરવારવાળા— મહાપુરૂષ, ચોરના સ્વામી નિરતર લુટ વાસ્તે રખડનારા વનપતિ રૂદ્ર આપને અમારા વારવાર પ્રણામ છે

આ મંત્રો તેમ આ અનુવાકનુ પુરશ્ચરણ નીચે મુજબ છે

અર્ધકૃચ્છ વ્રત કરવુ ફક્ત ભાત ખાઇને રહેવુ .અને ૮ હજાર જપ કરવા. અને શભુના દેવાલયની ૧૧ પ્રદક્ષિણા દર સધ્યાકાળે સવાર સાજ કરવી. જપની સમાપ્તિ કરી શિવાલયમાજ ૧૧ બ્રાહ્મણોને રોજ જમાડવા. તેનાથી પુરશ્ચરણ સિદ્ધ થાય છે

રાજાએ ઉપર પ્રમાણે વ્રત કરીને પોતાના શત્રુને મારવા માટે રાના સરસવ તેલવાળા કરીને અયુત આહુતીઓ આપવી. તેનાથી શત્રુનો નાશ થશે અથવા તો સરસવનો લોટ લઇ શત્રુના નામોચ્ચાર પૂર્વક તે લોટને દેવના ઉપર લીંપવો. આ પ્રમાણે અગીઆર રાત્રિ સુધી કરવાથી કરીને શત્રુને તથા તેના રાજ્યમાં જ્વરની ઉત્પત્તિ થશે. અને તેનાથી તેનુ મરણુ થશે. યુદ્ધ સમયે પાસે આવેલા શત્રુઓને પટનુ આરોપણુ કરીને પોતે શુદ્ધ થઇને જમણા હાથના અગુઠાવડે આ અનુવાકની રૂચાને અતે પાચ દિવસ સુધી ૮ હજાર જપ કરવાથી શત્રુ રાજા રાજ્ય છોડીને નાસ્યો જશે

વશ કરવાનુ નીચે પ્રમાણે:—

પાલાસ-(ઝાડ) પીપળો, વૈકટક, ઝઝેરો, મધ, ઘી, દહીં સાથે એક અયુત આહુતિ આપવી તેનાથી ક્રમે ક્રમે ચાર વર્ણો વશ થશે રાજ્યની ઇચ્છાવાળા રાજાએ કમળ અને સુગંધી દ્રવ્યોની મધ સાથે આહુતિ આપવી તેનાથી રાજ્ય પ્રાપ્ત થાય છે

લક્ષ્મીની ઇચ્છાવાળાએ એક હજાર કમળનો હોમ કરવો. તેનાથી શ્રીમાન થવાશે

બુદ્ધિ મેળવવાની ઇચ્છા હોય તેણે પલાસ પુષ્પ કપિલા ગાયના ઘૃતમા યુક્ત કરીને એક અયુત આહુતિ આપવાથી બુદ્ધિ પ્રાપ્ત થાય છે

શત્રુના ઉપર જય મેળવવાની જેની ઇચ્છા હોય તેણે ૧૧ હજાર જપ ઉપરની વિધિ મુજબ પૂજા વ્રત વીગેરે કરીને કરવાથી શત્રુ ઉપર જય મળશે દરરોજ ૧૦૮ અથવા ૨૮ પ્રદક્ષિણા અને નમસ્કાર જીદગી સુધી કર્યા કરવાથી આ લોકમા સુખી થાય છે. અને મરણ પછી કૈલાસમા જાય છે

ધ્યાન. પદ એકતાલી.

જય ! સાબ સદાશિવ. જયો જયો  
જય ! ગગ જટાધર ! જયો જયો !  
જય ! મુક્તાલકૃત ! જયો જયો.  
જય ! બાલચદ્રધર ! જયો જયો  
જય ! કલ્પતરૂમૂલવાસી જયો  
જય ! ઉમા મહેશ્વર જયો જયો.

જય ! શાંત સ્વરૂપહર જયો જયો.
જય ! વેગ દ્યુતિ વિદ્યુત જયો.
જય ! અન્ન પૂર્ણા—દેવી જયો.
જય ! જગત અબ જય જયો જયો.
જય ! ભસ્મ ત્રિપુંડ નિલકંઠ જયો
જય ! શત્રુ વિનાશક જયો જયો
જય ! પ્રાણ અશન કર જયો જયો
જય ! મનવાંચ્છિત દાતાર જયો
જય ! વશિકરણ જયકારી જયો.
જય ! વિદ્યા બુદ્ધિ ધન પ્રદા જયો.
જય ! અન્ન તૃણ જલકરા જયો
જય ! ભકતવત્સલ શિવ જયો જયો
જય ! મરણ મંત્ર ફલદાતુ જયો
જય ! સુસ્મિત મંગલ રૂપ જયો.

ટીકા

ઘી ગોળ અને લોટનો જે પ્રમાણે લાડુ બનાવી ખાવો કે જેથી સ્વાદ તુષ્ટિ અને પુષ્ટિ થવાનુ કર્મ છે આને દક્ષીણ માર્ગનુ કર્મ કહે છે એટલે કે સુખ અને સંમૃદ્ધિ પામવા માટે સીધો અને સરળ માર્ગ છે. અને તેમાં અધમ લેશ પણ નથી પણ વધારે સ્વાદિષ્ટ થવા પોતાના મનની તુષ્ટિ અને પુષ્ટિ થવા તેમા ઝેર ભેળવી ખાવુ તેના સરખો વામ માર્ગ છે એટલે કે અવળો રસ્તો છે સવળે રસ્તે બનાવેલા લાડુમાનો ગોળ પોતાનુ ગળપણ મૂકતો નથી તેમજ અવળે રસ્તે ઝેર ભેળવેલો લાડુ હોય તેમાનો ગોળ પણ તેજ રીતે પોતાનુ ગળપણ મૂકતો નથી તે પ્રમાણે પોતાના પ્રાણને સંતોષ અને સુખ આપવા માટે પારકાના પ્રાણ લેવા માટે રૂદ્રની ઉપાસના કરવી એ વામ માર્ગ એટલે દુ:ખનો માર્ગ છે જેવી રીતે કસાઇ ગાયનુ ગળુ કાપી તેના માસ વડે પોતાનુ પેટ ભરે છે તેવો આ વામ માર્ગ છે. ગોળ જેવો ગળ્યો ઇશ્વર છે તેને ગમે તે વસ્તુમા નાખો અથવા ગમે તે ઠેકાણે નાખો તો ગોળ પોતાનુ ગળપણ જેવુ ને તેવુ સર્વ સ્થળે રાખશે તે પ્રમાણે શિવ પૂજનના કર્મનુ ફળ દક્ષિણ માર્ગે કર્યું હોય તો સુખાવહ થઇ કૈલાસ મળે છે. પણ વામ માર્ગે જો કર્યું હોય તો શિવ પૂજનનુ ફળ તો મળવાનુ જ

પણ તેથી કરીને પરઘાત રૂપી કર્મ હોવાને લીધે શિવની પ્રસન્નતાને બદલે તેના ઉપર શિવનો કોપ ઠકડીને પડશે કારણ કે દુશ્મનનો પ્રાણ તે પણ રૂદ્રનુ સ્વરૂપ છે તેથી તેને જે હાનિ કરવા ઇચ્છે છે તેને નર્ક પ્રાપ્તિ થાય છે અને સુખોત્પાદકકર્મ થતુ નથી. પ્રથમ તો ધાચીને દીવેલના મણીકા લુછવાનુ જે અતિશય ચીકટુ થએલુ દીવેલવાળુ ચિથરૂ હોય તે ઉપર ગમે તેટલો ગુલાબી રંગ ચડાવીએ તોપણ રંગ ચડતો નથી ચીથરૂ ફાટી જાય છે અને નાશ પામે છે તેમાં ગુલાબી રંગનો દોષ નથી પ્રથમ તો આધિકાર અને વિધિ વગર પાપી પુરૂષે કુબુદ્ધિથી પારકાનો પ્રાણ લેવા ઉપાસના કરી હોય તો તેથી ઇશ્વર પ્રસન્ન થતા નથી પણ રાવણ જેવા તપસ્વી પુરૂષે નિશ્ચય પૂર્વક અભિચાર આદર્યો હોય તો ફળ પ્રાપ્તિ થાય છે. જેવી રીતે કે રાવણે શિવની પાસે પર્વતના પર્વત ઉચકી શકય તેવુ જોર તેમને પ્રસન્ન કરીને માગ્યુ. અને પછી એ જોરથી મદોન્મત થઇ એણે પ્રથમ કૈલાસનેજ ઉપાડવા માંડયો કૈલાસ તો ઉપાડયો એટલું જોર આવ્યુ. પણ એ પર્વત ઉપર પાર્વતીજી તથા શીવ બેઠા હતા જગદમ્બાએ ગભરાઇને પૂછયુ કે મહારાજ આ આપણો પર્વત ડોલાયમાન કોણ કરે છે ? મને ભય થાય છે તે વખત ત્યાંના ત્યાંજ શંકરે પોતાના પગનો અંગુઠો તે જગ્યાએ દમાવ્યો. એટલે રાવણના વીશ હાથ પર્વત નીચે ચગદાઇ ગયા અને લોહી લુહાણ થઇ ગયો તે વખત એણે મોટી ચીસ પાડી રૂદન કરવા માંડયુ કે હુ મરી જાઉં છુ મને છોડવો જગતમા તેને છોડવવા કોઇ સમર્થ થયા નહિ આખરે એણે ફરી શિવની સ્તુતિ કરી ત્યારે શંકરે પોતાનો અંગુઠો ખસેડી લીધો. રાવણના હાથ નીકળી ગયા અને છૂટા થયો. ત્યાર પછી ભુજા ઠોકી મદોન્મત થઇ વાલી વાનર મહાત્મા સમુદ્રકીનારે સંધ્યા કરતો હતો તેને પજવવા માંડયો વાલીનુ વ્યગ્રચિત્ત થયુ તેથી તેણે હાથ લાંબો કરી રાવણને પકડી પોતાની બગલમા ચાંપ્યો અને સંધ્યા પરિપૂર્ણ થયા પછી ઘેર ગયો અને હાથ ઉંચા કર્યા એટલે રાવણ બગલમાથી ભોય ઉપર પડયો અને વાલીએ તેને પોતાના પુત્ર અંગદના પારણા ઉપર રમકડા તરીકે ઉંધે મસ્તકે ટાંગ્યો અસ્વસ્થ થએલો રાવણ ભુખમરાથી મરણતુલ્ય દશાને પામ્યો તથા અત્યંત આદ્રસ્વરે ફરી પાછુ શંકરનુ સ્મરણ કર્યું એટલે વાલીએ તેને છોડી બારણા બહાર ફેકી દીધો ત્યારે ત્યાથી નાસી જઇ રાવણ શંકર કૃપાથી ફરી પોતાનુ રાજ્ય કરવા લાગ્યો અભિચાર કરનારાને આવી રીતે દુ:ખ પડયાના આવા દ્રષ્ટંતો છે એટલા માટે સમજુ પુરૂષે એ કદાપિ અભિચાર કરવો નહિ.

પાણિનીએ જે પ્રમાણે શંકરની ઉપાસના કરી સદ્દબુદ્ધિથી વ્યાકરણશાસ્ત્ર રચવાનું માગ્યું ત્યારે શિવે પ્રસન્ન થઇને પોતાનું ડમરૂ વગાડયું અને ૧૪ સૂત્રો વાગ્યા તે ઉપરથી પાણિનીએ વ્યાકરણશાસ્ત્ર રચ્યું તે આજ સુધી પ્રસિદ્ધ છે.

જર્મન ફીલોસોફર્સ એમ કહે છે કે મહર્ષિ પાણિનીનું મગજ કેવડું મોટું હશે તે અમે કલ્પી શકતા નથી એની સૂત્ર રચનાની બુદ્ધિ અસાધારણ છે માટે શિવની ઉપાસના શુદ્ધ નિષ્ઠા રાખી કરે તો કંઇ પણ હાનિ થતી નથી.

### ગઝલ

શ્રુતિ સન્માર્ગ મૂકી ઘોરી, લીધો પથ પાપીનો ઘોરી,
હવે સુખ કેમ કહો થાશે, રૂદ્રનો કોપ જ્યા વાસે
રાક્ષસી કામ કરવાથી, વામી અભિચાર ધરવાથી,
કદાપિ ધાર્યું ફળ થાશે, પછી બહુ પાપી પસ્તાશે.

---

**नमो वञ्चते परिवञ्चते स्तायूना पतये नमः ।**
**नम निषङ्गिणे इषुधिमते तस्कराणां पतये नम. ॥**
**नम सृकायिभ्य जिघांसद्भ्य. मुष्णतां पतये नमः ।**
**नम असिमद्भ्य नक्तंचरद्भ्य विकृन्तानां पतये नमः ॥ २१ ॥**

આ મત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા નીચૃતિધૃતિછંદ અને ષડ્જ સ્વર છે.

વેદની રૂચાના અનેક અર્થ થાય છે તેમા સહુ સહુના મત પ્રમાણે તેને લાગુ પાડે છે સર્વ વસ્તુમા પ્રાણરૂપે શકિત આપનાર વાયુ સ્વરૂપી રૂદ્ર છે. ચોરને પણ ચોરી કરવા માટે એના હાથના કાંડામાં જોર આપનાર રૂદ્ર છે ચોરની તરવારમા છેદન કરવાની ધારરૂપ સહારશકિત રૂદ્ર છે અતર્યામી રૂપે દ્રષ્ટા અને સાક્ષી તે રૂદ્ર છે ચોરના જીવરૂપે પણ રૂદ્ર છે પાલન કરતા અને શિક્ષા કરતા યમ પણ રૂદ્રનું સ્વરૂપ છે માત્ર કર્મ કરવાની ઇચ્છા, સસ્કાર, અને કર્તા તથા તે કર્મના ફળ ભોગવનાર જીવાત્મા છે ઇશ્વર તો કર્મફળ આપવાની વ્યવસ્થા કરનાર છે

**મત્રાર્થ.**

રાજ્યકૃત્રિમી પુરૂષો પ્રપચી કાનુનો વડે અથવા તો લાંચ રૂસ્વત લઇ અન્યાય અને અધર્મ કરનારને લોક અને રાજાને ઠગીને પેટ ભરનારને સાસન કરી ગરીબ પરવરદીગાર રૈયતનું રક્ષણ કરનાર હે રૂદ્ર ! તમને અમારા નમસ્કાર હો.

ગુપ્ત ચોરી કરનાર ચોરને, ખૂનીને, વજ્રધારીને, ઉપદ્રવ કરનારને, વિશ્વાસઘાતકને, ધાન્ય ચોરને, ખડ્ગ ધારીને રાત્રિએ ધાડ પાડનારને, શાસન કરી અમારૂ પાલન કરનાર રૂદ્રને અમારા નમસ્કાર હો

नम उष्णिषिणे गिरिचराय कुलुञ्चानां पतये नम
नमः इषुमद्भ्य धन्वाविभ्यः चवः नमः नमः आतन्वा
नेभ्य प्रतिदधानेभ्य चवः नमः नमः आयच्छद्भ्य
अस्यद्भ्य चवः नमः नमः विसृजद्भ्य नम ॥२२॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા અને મધ્યમ સ્વર છે આ મંત્રામા રાજાના કર્તવ્ય પરોક્ષ રીતે દર્શન કરાવી પર્વત જંગલ અને ખીણોમા ફરી લોકોને લુટનારાઓથી રક્ષણ કરનાર રૂદ્રને અમે વારવાર વંદન કરી નમસ્કાર કરીએ છીએ. તેમના સત્કારાર્થે તથા રાજ્યસેવકોને માટે અન્નાદિ પદાર્થો અમે અર્પણ કરીએ છીએ ઓળખાય નહિ એવી રીતે માથે ફેટા બાંધી શહેરમા ધાડ પાડનારાઓને જંગલના પર્વતોમા છુપી રહી વટેમાર્ગુઓના સરસામાન અને વસ્ત્રોને લુટનારાઓને ઘર ખેતર વીગેરે લુટનારાના ઉપરીને તીર કામઠા ધારણ કરનારાને બાણુને મારનારાને શાશન કરનાર અને અમારૂં રક્ષણ કરી સુખ આપનાર અને બચાવનાર હે રૂદ્ર ! તમને વારવાર અમે નમીએ છીએ

नम विसृजद्भ्यः विध्यद्भ्यः च व नम
नम स्वपद्भ्य जाग्रद्भ्यः चव नम
नम शयानेभ्यः आसिनेभ्य चव नम
नम तिष्ठद्भ्य धावद्भ्य चव नम नम सभाभ्य ॥२३॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા નીચદતિ જગતિછંદ અને નિષાદસ્વર છે.

અખિલ બ્રહ્માંડમા ઓતપ્રોત ચિદ્રુપ રૂદ્ર શક્તિ છે. પોતાની માયા વડે કરીને તતદ રૂપે લીલાએ રમમાણ કરી રહેલા જે રૂદ્ર પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ સગુણ અને નિરગુણ સદ્રુપ અને અસદ્રુપ સામાન્ય અને વિશેષ એવા વિવિધ રૂપે વિલાસ કરતા અમારા દુશ્મનો ઉપર તાકીને બાણ મારતા તેને ભાલે વતી ભયકાવી મારી નાંખનારા જાગ્રત સ્વપ્ન અને સુસુપ્તિમા એક સરખી રીતે પ્રાણરૂપે વહેનારા ઉભા રહેલા બેઠેલા અને અંતર્યામીરૂપે એ સર્વમા રહી જાગતા જોધ જેવા રૂદ્રને અમે વારવાર નમસ્કાર કરીએ છીએ.

આ મંત્ર રાજા અથવા સેનાપતિને પણ લાગુ પાડી શકાશે લશ્કર અન્ન વગર લડી શકે નહિ. માટે અન્નાદી સામગ્રી રૈયતે સૈન્યને પુરી પાડવી એ તેઓનો ધર્મ છે આ ઉપરથી રાજાઓ રૈયતના રક્ષણાર્થે ખેતરમા પાકે તેના ષષ્ઠાંસ ખેડુત પાસે લેતા હતા રાજાએ અને સેનાપતિને શસ્ત્ર અસ્ત્ર ધારણ કરવાના છે તે માત્ર ધર્મના અને રૈયતના રક્ષણ અર્થે છે જે ધન લોભે અથવા રાજ્ય લોભે અથવા પોતાની સત્તા બેસાડવાના લોભે વિવિધ કર નાખી પોતાના વૈભવ માટે અને પારકાને પીડીને શસ્ત્ર ધારણ કરે છે તે લુટારૂ સમાન છે.

આ મંત્રોમા અને બીજા મંત્રોમા "હે રૂદ્ર" તમે અમારા શત્રુઓને મારવાને સમર્થ છો એવી પ્રાર્થના છે અમે અમારા શત્રુને મારીએ એવુ જોર આપો એવી પ્રાર્થના નથી આનુ કારણ અમને એમ લાગે છે કે મારૂ એ અભિમાન પ્રવૃત્તિ છે અને તેથી એ દૈત્યના સરખી અહંભાવ વધારનારી છે. તે કર્મ બંધન કરે છે ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરીને સર્વ સામર્થ્યમાન ઇશ્વરને શત્રુ મારવાની પ્રાર્થના કરવી એ સાત્વિક પ્રાર્થના અહંકાર રહિત હોવાથી દેવની પ્રવૃત્તિ જેવી છે તેથી મંત્રોમા "તમે મારો" અમે નમીએ છીએ એમ વારવાર લખ્યુ છે.

> नमः सभाभ्यः सभापतिभ्य श्चव॰ नम ।
> नम॑ अश्वभ्यः अश्वपतिभ्यः श्चव॰ नमः ॥
> नमः आ व्याधिनिभ्य॑ विविध्यन्तीभ्यः श्चवः नमः ।
> नम॑ उगणाभ्य॑ तृहतिभ्य श्चव॑ नमः
>
> नम॑ गणेभ्य॑ ॥ २४ ॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા શક્કરીછંદ ધૈવત સ્વર છે.

મંત્રાર્થ.

પુષ્પની માળામાં દોરાની માફક પરોવાઇ અંતર્યામી રૂપે પ્રત્યેક હૃદયમાં રહેનારા રૂદ્રને અને વિવિધ રૂપ ધારણ કરીને તદ્રૂપે રહેલા રૂદ્રને અમારા વારવાર નમસ્કાર છે સભારૂપ ધરનાર રૂદ્રને સભાપતિ એટલે રાજા અથવા પ્રેસીડેન્ટને ઘોડાઓને તથા ઘોડેસ્વારોને, કીલ્લાઓ તથા નગરોને ઘેરા ઘાલી પાપીઓને વિધિ ધર્મધ્વજ ઉડાવનારને તથા ઠેકઠેકાણે નાકા ઘેરી પાપીઓને

નાશ કરનાર વીરરૂપ ધારી રૂદ્રને તેમજ હાથમાં ધનુષ્ય ધારણ કરી સ્ત્રીઓના રૂપ ધારીને શત્રુનો વિનાશ કરનાર તેમજ બુદ્ધિમાન સ્ત્રીઓના રૂપ ધરી શત્રુ સહારનાર રૂદ્રને અમારા વારવાર નમસ્કાર છે

ટીકા.

અજ્ઞાની માણસ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી ધર્મ માર્ગમા ઝટ પ્રવૃત્ત થાય છે. વિદ્વાન માણસ કુશાગ્ર બુદ્ધિમાન હોવાથી સહજસાજ શ્રુતિના બોધથી કરીને તેના કરતા પણ સહેલથી ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકે છે વિવિધ વિદ્યા ભણ્યા છતા મગમા કાગડુ હોય તેવા ધન લોભી રકને રજાડનાર, ધર્મનો ધ્વંશ કરનાર, મળેલી સત્તાનો દુરૂપયોગ કરનાર દુવિદગ્ધ પુરૂષ ઇશ્વરની વાત આવી કે કટાણુ મો કરી ત્યાથી ઉઠી જઇ આખ મીંચામણા કરી હસી કાઢનાર ક્રૂર અત કરણવાળાને પ્રત્યક્ષ ઇશ્વરની શક્તિ જોવા છતા ધર્મમા પ્રવૃત્તિ થતી નથી.

હે ભક્તજનો તમે આ પ્રત્યક્ષ વિશ્વરૂપ રૂદ્રનુ દર્શન કરો વૃક્ષો ઉપર રહેલી પક્ષીની માદાને કોણે શીખવ્યુ કે મને હવે ઈડા અવતરશે તેને માટે ઠેકેકાણેથી સળીઓ ભેગી કરી વૃક્ષ ઉપર ઈંડા પડી ન જાય તેવો માળો બાધ્યો. ઈંડા પેદા થયા એટલે એ ખબુતરને કોણ કહેવા ગયુ હતુ કે એમા તમારા બચ્ચા છે એ ઈડામા બચ્ચાને ખાવાનુ અન્ન કોણે પહોચાડયુ અને મોટા કર્યા ? એને કોણે કહ્યુ કે તુ ઈંડા ઉપર બેસીને ગરમી આપ્યા કર નહિ તો શરદી થઇ બચ્ચા મરી જશે ત્યા કયા ડોકટર સાહેબ આવ્યા હતા. એ ઈંડા પરિપક્વ થયા કે એણે કયાથી જાણ્યુ કે એમાથી બચ્ચાં નીકળશે કે જેથી એ ઈડાને ફોડી નાખ્યા જ્યારે ખબુતરી બચ્ચાને માટે ખોરાક લેવા ગઇ અને પાછી આવી તે સમયે જેની આખ ઉઘડી નથી અને જેને પીછા ફુટયા નથી તે માળામાથી ડોકુ કાઢી ચીંચીં કરી પોતાની માને બોલાવે છે. બાળક તો દેખતા નથી ત્યારે તેને કોણે કહ્યુ કે તમારી મા તમારે માટે ખાવાનુ લાવી છે તે ચાચીને તમારા મોમા અન્નરસ રેડશે એ બાળકોને પગ છતા ચાલીને નીચા કેમ પડી જતા નથી, વીગેરે વીગેરે બહુ ઝીણું ઝાખવાનુ છે અને તે ઉપર વિચાર કરવાનો છે પ્રત્યેક મનુષ્યને વિચાર કરવાથી આ ઇશ્વરની અગાધ લીલા અને રક્ષણ કરવાની શક્તિ તથા અતર્યામિરૂપે રહેવુ સ્પષ્ટ જણાઇ આવ્યા શિવાય રહેશે નહિ

હાલમાં કોટયાવધિની નોટ અને અબ્જાવધિની લોનોનું દેવું છતાં ફત્તરસે નવા નવા ટેકસ અને નવી લોનો કાઢવાથી પ્રજા નિચોવાઇ દરીદ્રી બની મોંઘવારી વધતી જાય છે. અને લોકો અન્નને બદલે કપાસ વાવી ધન લોભે પરદેશમા કાચો માલ વેચે છે. આ રીત વૈદિકરીતીથી કેવળ ઉંધી છે. તે પાછલી ઋચાઓથી સિદ્ધ થાય છે કેમકે ખેડુતોએ કપાસને બદલે અન્ન વાવવુ અને તેનો સંગ્રહ રાજા રૈયત અને સેનાપતિ તથા વેપારીઓએ કરી રાખવો અને કપડાનો વાપર ઓછો કરવો એથી કરીને સુખશાંતિ રહી ભુખમરો થશે નહિ પોતાના રાજ્યો ઉપર ચઢી આવનાર દુશ્મનને રૈયત અટકાવી શકે હાલમા યુદ્ધસામગ્રીનો ખર્ચ અબજાવધિ રૂપીઆ થાય છે. રીવોલ્વરના એક બાર માટે એક રૂપીઓ ખરચ થાય છે એટલો બધો બંધુક અને સુરોખાર મોંઘો પડે છે અસલની લડાઇમા ઘણો થોડો ખરચ થતો હતો તેમજ રૈયતના શસ્ત્ર અસ્ત્ર કોઇથી છીનવી લઇ શકાતા નહોતા. જેવાકે કુવાડા-લાઠી, પથ્થર, તીર કામઠા, તરવાર, છરા, ગદા વીગેરે. થોડા વખતમા થોડી મહેનતમા વગર પૈસે દરેક ગ્રહમા તે હોઇ શકે છે દુરથી મારવાના અગ્નાસ્ત્રની હાલની લડાઇથી કરોડો માણસનો વધ થાય છે. આ હિંસાત્મક લડાઇ ધર્મ યુદ્ધ નથી પણ અધર્મ યુદ્ધ છે માત્ર ધન અને રાજ્ય સત્તાનો લોભ એ પારકાને રંજાડવાના મૂળ છે. તે અર્થે લડાઇ કરવાની નથી. માત્ર ધર્મરક્ષણ અને આત્મરક્ષણ તથા સત, સતિ, સાધુનુ રક્ષણ કરવા પુરતી લડાઇ કરવાની છે કોઇ ગરીબ દેશ ઉપર ધનવાન રાજાએ વિના કારણ ચડાઇ લઇ જવી એ લુટારાનુ કામ છે, ધર્મરક્ષકનુ કામ નથી એટલા માટે વારવાર આ વેદની રૂચાઓમા અન્ન આપવુ એમ લખેલુ છે. અને રૂદ્રના અસ્ત્રો પણ અગ્નાસ્ત્ર નહિ લખતાં તીર કામઠા વીગેરે લખ્યા છે. અસલના લોકોને અગ્નાસ્ત્ર જાણમા ન હતા એવુ ન હતુ કારણ કે અસ્ત્ર-વિદ્યાનો અભ્યાસ ઋષિ મુનિઓ કરતા હતા ભુષડી શતઘ્નિ સહસ્ત્રઘ્નિ, વીગેરે નામો પ્રાચીન ગ્રંથોમા મળી આવે છે ભુષડી એટલે ભુગળીવાળી રાઇફલ અને રીવોલ્વર શતઘ્ની એટલે તોપ સહસ્ત્રઘ્ની એટલે મશીનગન. ચાપ એટલે જેમા ચાંપ આવે તે. (ઘોડો પડે તે) વરૂણાસ્ત્ર એટલે બંબા વાયવાસ્ત્ર એટલે ક્લોરીન ગેસ વીગેરે વીગેરે ગ્રંથ વિસ્તાર ભયે વિશેષ વર્ણન કરતા નથી. આ સર્વ રૂદ્ર શક્તિઓ છે જ્યા ત્યા એવુ વાચવામા આવે છે કે ફટ સ્વાહા ફટ એ સ્ફોટક ધ્વનિસૂચક છે અને સ્વાહા શબ્દ વિનાશક અગ્નિ સંહાર શક્તિસૂચક શબ્દ છે. એ સર્વ વૈદિકોને વિદિત છે.

## આ આખા અનુવાકનુ પુરશ્ચરણ નીચે મુજબ કરવુ.

કૃચ્છ આચરીને પાચ હજાર જપ કરવો તેથી પુરશ્ચરણ થાય છે. ગ્રામ ગ્રામાન્તરમા વ્યાધિના સમન અર્થે રાજાએ ૧૧ સિદ્ધ બ્રાહ્મણોદ્વારા શિવ મંદિરમાં જપ કરાવવો પાચ બ્રાહ્મણોએ જપ કરવો પાંચ બ્રાહ્મણોએ હોમ કરવો એક બ્રાહ્મણે પ્રતિ નમસ્કાર કરીને તલ અને ચોખા હોમવા અને સાત હજાર જપ કરવા આ પ્રમાણે કરવાથી વ્યાધિની શાતિ થશે.

ગાય, ઘોડા, ભેસ, બળદ વીગેરે જાનવારોના રોગની શાતિ કરવા માટે તલ અને લોટના પૂડા બનાવીને ૧૧ હજાર જપ કરી હોમ કરવો. તેનાથી ઢોરનો સામાન્ય રોગ જતો રહેશે બીજા વ્યાધિઓમા ઝઝેટા–ચોખા મિશ્ર કરીને ૧ હજાર હોમ કરવો. તેનાથી વ્યાધિની શાતિ થશે

ૐ ફટ સ્વાહા ઉચ્ચાર કરીને દુર્વા, માસ, સફેત ચોખા, તલ, કમળ, ઝઝેટા, કાળા તલ ઇત્યાદિ હોમ દ્રવ્યને ગાયના ઘી સહિત શત્રુનુ નામ દઇ આ મત્રોવડે કરીને હોમ કરવો અને કહેવુ કે તેના રાજ્યમા રોગ થાઓ. શત્રુરાજા મરણ પામો. તેનો પ્રધાન રોગવડે નાશ પામો વીગેરે જે જે પોતાનો સકલ્પ હોય તે પૂર્ણ કરવાની માગણી કરી પોતાના રાજ્યનુ રક્ષણ કરવુ અને સામાના રાજ્યનો વિનાશ કરવો ઇત્યાદિ અભિચાર આ અનુવાકના મત્રોવડે થઇ ફલ સિદ્ધિ થશે જપ, હોમ અને નમસ્કાર તથા વિધિપૂર્વક દાન, દક્ષિણા, ધર્મનુ આચરણ રાજાએ કરવુ

ધ્યાન.

### તાલ દીપચંદી રાગ જોગી આશાવરી.

તે આ યુવક યુવતી કીરાતરે, વિશ્વ વિવિધ વિલાસી,
કરો દર્શન ભાવિક ભકતરે,' ચિદ્રુપ રૂદ્ર પ્રકાશી, તે આ
વામાકમા વામ ભાગે વિરાજે. સર્વાંગ સુદર જગદબરે,
યુવક યુવતિના મનહર રૂપધર, કીરાત કીરાતી સગરે તે આ.
વનદેવતા દેવીમા વિવિધ ફૂલોફુલ પૂજે ગીરીશ ગીરજા અગરે,
વિષ્ણુ વિરચી નારદ શારદ, કરે ઇદ્રાદિ સેવરે તે આ.
શરણાગતને વાચ્છિત આપે, સહજમા થાય પ્રસન્નરે,
જુટ જટાથી ખળખળ વહે છે, પાપ વિનાશીની ગગરે તે આ.
બાલેન્દુ કીરીટ વિદ્યુત કુડલ, ત્રિપુડ ભાલ વિશાળરે,
કર્પૂર ગૌર પ્રસન્ન વદન પચ વન્હિ શશિ રવિ ભાસીરે. તે આ.

કરેલું કંઠાક્ષ ચંચળ દગત્રય, સ્મિત વદન પ્રકાશીરે,
કોમલ કુમુદિની વ્યાઘ્રચર્મ પર, પદ્માસને ઉલ્લાસીરે. તે આ.
આરણ્ય વન કુસુમો મોગરાની, માળ એ પાર્શ્વમાં પહેરીરે,
માથાએ મુગટ મોગરા બીલ્વે સુંદર સજી ધનુર્ધારીરે. તે આ.
હાર તોરા ગજરા કર સર, લેઇ વિરાજે, ભીલડી સ્વરૂપને ધારીરે,
દર્શન કરી લો પ્રેમ ભક્તિથી આ શિવરૂપનુ ભક્તરે તે આ.
પ્રેમ પુંજ જગ નિયમ નિયામક કર્મફળ વિકાશીરે
ધન્વિરાનંદ અમૃત અર્ણવ આનંદ ચિદ્દ્ઘન રાશિરે તે આ.

**તાલ દાદરો.** (કોઈ ઉઠો ઉઠો કરો ધનુષ ભંગ એ રાહ.)

કીલકારે ભર્યું હીમગીરી સદન
જુએ જગતમાત નિજ બાલ પ્રસન્ન
પશુ પક્ષી વિવિધ શૂર કાઢી ઉમંગ
પ્રેમ આનંદથી નભ છાયે વિહંગ
કરે ગુંજાર ભમરા ઉડી ગુંજન
ભજ્યા નારદ શારદ સુરની સંગ
પૂજી દેવ દેવી ગાય થાઓ પ્રસન્ન
ભોળાનાથ વરદ શિવ પંચવદન
ગણનાથ આવ્યા દોડી માતાનું સ્તન
ધાવે સુંડવતિ પય ખેંચી તદન
ભુખ્યા રહ્યા ષટ જેના વદન
માડી પાસ જઇ કરે અક્ષી રૂદન,
હતુ સુંડ મહિ પય ધાર કરી.
ખટ મુખે જઇ તે તુરત ઠરી,
એમ થયા પ્રસન્ન બેઉ ભાઇ રમી
આવ્યા ભ્રમર ગજ મદ ગંધ ગમી,
કજ વાયુ વીંજી તે દૂર કર્યા.
ઉપકાર પ્રતિ ઉપકાર કર્યા,
મા । પિતા પ્રેમાનંદ પૂર ભર્યા.
કરો દર્શન ધરી ધ્યાન ચિત્ત ઠર્યા

૫૬. (જય જય જય જય દયા સિંધુ ઉપકારી—એ લય)

ત્રિતાળો.

ઓળખ્યો મે આજે આમ, શિવ જગ વિલાસી,
અષ્ટ મૂર્તિ ઓતપ્રોત, અકલ સકલ નિવાસી.
હુ હુ મારૂ જે કરાવી, હું મંહિ વિકાસી,
જીવરૂપ મળ જ્ઞાન, રૂપ રહ્યો પ્રકાશી
બુદ્ધિ માંહિ બોધરૂપ પ્રેમનો પ્રકાશી,
ઇન્દ્રિ મનમા વિવિધ ભાવ ભરી રહ્યો વિલાસી
વિદ્યુત વન્હિ રવિ શશિના તેજ પુંજ રાશી;
જગતમા ગ્રહગણોની દડી ઉછાળી આશી !
અવનિ અનિલ અનલ વારી વ્યોમમાં વિકાસી.
આધેયનો આધાર એક પૃથ્વિ જળ નિવાસી
વાયુ મળ વહન શક્તિ, બલ મહા વિકાસી.
ઠામ ઠાલુ જડે ન કાંઇ, પૂર્ણ શક્તિ રાશિ.
ક્લેશ કલિમલ ને પાપ, ખળી રહે છે નાશી,
ઇન્દિરા આનંદરૂપ ભક્તિમાં ઉલ્લાસી.

ઇતિ તૃતિય અનુવાક



ॐ

# ચતુર્થ અનુવાક.

नमो गणेभ्यो गणपतिभ्यश्च वो नमो नमो गृत्सेभ्यो गृत्सपतिभ्यश्च वो नमो नमो विरूपेभ्यो विश्वरूपेभ्यश्च वो नमः सेनाभ्यः ॥२५॥

આ મન્ત્રના કુત્સ ઋષિ રુદ્ર દેવતા ભુરિક્ શક્કરી છંદ અને ધૈવત સ્વર છે.

નમ શબ્દનો વજ્ર અથવા અન્ન અથવા નમસ્કાર એવા ત્રણ અર્થ થાય છે વેદની રૂચામા જ્યાં જેમ અર્થને અનુકૂળ આવે તેવો અર્થ કરવો.

ધર્મ રક્ષણને અર્થે તેમ દેશોન્નતિને અર્થે સર્વ મનુષ્યોનુ કર્તવ્ય કર્મ એ છે કે સર્વેને અન્ન આપીને તેનું પોષણ કરવુ વાડ વગર વેલો ચડી શકતો નથી. વિદ્યા હુન્નર વ્યાપાર બુદ્ધિ સમૃદ્ધિ લોકહિત ઇત્યાદિ સપાદન કરવાવાળા પુરૂષોને પોતાનુ કાર્ય છોડી પેટને માટે મજુરી કરવાનો વખત મળનો નથી એટલા માટે તેમને દાનેશ્વરી પુરૂષોએ અન્નાદિકથી આશ્રય આપવો. અને હાલમાં જેમ રાજાઓ ધર્મની ઉપેક્ષા કરે છે તેમ કરવી નહિ. ધર્મ રક્ષકનુ માન રાજાને અપાય છે તે રૈયતની પેઠેજ જાળવી રાખવુ

સામાન્ય અને વિશેષરૂપ અખિલ બ્રહ્માડ અને તેમાં ઓતપ્રોત ચિદ્રુપ રૂદ્ર શક્તિનુ વર્ણન આ રૂચાઓમાં કર્યું છે. જે પ્રમાણે એક પુરૂષના રૂપમાં જીવ બુદ્ધિ મનોવિકાર પચેન્દ્રિય વ્યાપાર હાડકાં ચામડા નખ અને નીમાળા આદિ રૂપમા છે તેમજ અખિલ બ્રહ્માડમા પચમહાભૂતના પરમાણુઓ સમષ્ટિરૂપે નિત્ય છે તે સામાન્ય અને વિશેષમા વિવિધરૂપ, ઉત્પન્ન કરવાની શક્તિરૂપે પુષ્પમાળામાં દોરાની માફક પ્રોવાયલું રૂદ્રરૂપ છે જડ જીવ ઇશ્વર અને તે સિવાયનુ બીજુ કઇ જે નામ વગરનુ છે મનુષ્યની બુદ્ધિ જ્યા પહોચી શકતી નથી એવુ છે જે આ જગતની વસ્તુરૂપે નથી પણ તેનાથી પર રૂપે છે. તે અને આ સર્વ મળી તેને બ્રહ્મ કહે છે અને તેને ૐ એ નામ આપવાની પ્રેરણા વેદમાં થઇ છે. મનુષ્યને જડની અવસ્થામાંથી શુદ્ધ ચૈતન્યની અવસ્થામા જવા માટે સત્ય દૃઢ સકલ્પ રાખી નિર્મલ પાપ રહિત થઇ ઇશ્વરની પાસે માંગણી કરવાની છે અને તેને વારવાર નમવાનુ છે. એને સર્વ ભાવમા ઓળખવાનો છે. માટે આ રૂદ્રાધ્યાયમા દુ ખ સાગરમા ડુબતા મનુષ્યને કોઇ તારો હાથ પકડી નાવમા બેસાડનાર હોય તેના જેવુ વર્ણન છે.

મંત્રાર્થ.

હે ગણરૂપ ! એટલે વ્યષ્ટિરૂપ હે પંચમહાભુત ભુત ગણોના સમષ્ટિરૂપના વ્યાપાર ચલાવનાર રૂદ્ર ! આપને નમસ્કાર છે. વિશ્વના વિવિધરૂપ અને વિવિધ ભાવ ધરનાર સંઘોને અને તે સંઘને ચલાવનાર તેના નેતાને અને એ બંનેમાં પ્રોવાયલી શક્તિરૂપ રૂદ્રને અમારા વારંવાર નમસ્કાર છે જ્યાં કોઇ પણ ઇન્દ્રિયોની શક્તિ ઓળખી શકતી નથી એવી અદૃષ્ટ વસ્તુને પ્રમાણ કરનાર શાસ્ત્રજ છે.

नम सेनाभ्य सेनानिभ्य श्चवो नम
नम रथिभ्य अरथेभ्य श्चवो नम
नम क्षतृभ्य सग्रहीतृभ्य श्चवो नम
नम महद्भ्य अर्भकेभ्य श्चवो नम' नम २६

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા ભુરી ગતી જગતી છંદ અને નિષાદ સ્વર છે.

ધર્મના રક્ષણને અર્થે જેવી રીતે રાજા પોતાના સૈન્યને સેનાપતિઓને અન્ન તથા યોદ્ધાદિ સર્વ સામગ્રી આપે છે તેજ પ્રમાણે રૈયતની પ્રત્યેક વ્યક્તિનો ધર્મ એ છે કે યુદ્ધની સામગ્રી બનાવનારા, શસ્ત્ર, અસ્ત્રકારો વિવિધ પ્રકારના યાન બનાવનારાઓ અને યંત્ર બનાવનારાઓ યંત્રાદિ યુદ્ધ વિદ્યા શીખનારા વિદ્યાર્થીઓ બાળક બાલુડાઓ યુવકો અને વૃધ્ધો અને જાતિની શેળભેળ થવાથી ઉત્પન્ન થએલા યુવકો તેમજ વૃધ્ધો અને બુદ્ધિમાન ઇત્યાદિ પુરૂષોને સર્વ પ્રકારે અન્ન, કેળવણી અને યુદ્ધ સામગ્રી આપી તૈયાર કરવા આ ઉપરથી કામ વિદ્યા અને યુદ્ધકળા શિખવવા માટે રાજાએ વિદ્યાર્થીઓ પાસે ફી લેવી સિદ્ધ થતુ નથી. કેળવણી તો મફતજ આપવી જોઇએ

જે રથી મહારથી અતિરથી રથમાં બેસીને લડનારા તેમજ રથ વગરના પાયદળો એ સર્વને અન્નાદિવડે આશ્રય આપવો કે તેઓ ધર્મનુ રક્ષણ કરવાને સમર્થ થાય

આ ઋચાનો બીજો અર્થ ચાર વેદ એ ચાર ઘોડારૂપ છે આ નિયતિ અને તેના નિયમધારક ધર્મરૂપ રથને ખેંચનાર ચાર ઘોડારૂપ ચાર વેદ—સૂર્ય ચંદ્ર જેના ચક્ર છે, કાળરૂપ જેના ચક્ર છે, એ રથમાં અંતર્યામિરૂપે આ વિશ્વરૂપ રથને ચલાવનાર ઇશ્વર શ્રી શંકર છે, અને તેના સારથી ચિદ્રુપ પરબ્રહ્મ છે

આ સર્વમા અંતર્યામિરૂપ અખિલ બ્રહ્માંડને ચલાવનાર અને તે તે રૂપ ધારીને લીલા વિસ્તૃત કરનાર અને વિવિધરૂપ ધરનાર ઓતપ્રોત રૂદ્રરૂપ ઈશ્વરને અમારા વારવાર નમસ્કાર હો પછી તે સેનારૂપ હો, પ્રત્યેક વ્યક્તિ હો, પાયદળ હો, રથ હો, રથિ હો, બુદ્ધિમાન હો, અણિમાદી ઐશ્વર્યવાન મહાત્મા હો. જેનુ વચન પ્રમાણભૂત ન થાય એવા બાળકરૂપ હો એ સર્વ રૂદ્રરૂપને અમારા વારવાર નમસ્કાર હો.

नमः तक्षभ्यः रथकारेभ्यः श्चवो: नम
नम कुलालेभ्य कर्मारेभ्य श्चवो' नमः
नम निषादेभ्य पुञ्जिष्ठेभ्य श्चवो: नम
नम श्वनिभ्य मृगयुभ्य श्चवो' नम'

नम' श्वभ्य ॥ २७

આ મંત્રના કુત્સ રૂષિ રૂદ્ર દેવતા નિચૃચ્છ કરી છંદ ધૈવત સ્વર છે.

જે પ્રમાણે રાજા વિવિધ યાન જેવાકે નૌકા, વીમાન, અગ્નિરથ, જલરથ, નભરથ, સ્થલરથ, ઇત્યાદિ બનાવનારા કારીગરો અને નવી શોધ કરનારા બુદ્ધિમાન પુરૂષોને મટોડીના ઘાટ ઘડનારા કુંભારોને, લુહારોને, ઈજનેરોને, લોહાના હથીયારો અને તોપ બંદુક બનાવનારાઓને, પર્વતમા ફરનારા બાણુધારી ભીલ્લોને અને વનચરોને મૃગને મારનારા શીકારીઓને શ્વાન પાળી તેને ચોકી કરતાં અને શીકાર કરતા શીખવનારાઓને પારિતોષિક આપી ઉત્તેજન આપે છે અને અન્નદાન વીગેરે આપે છે તેજ પ્રમાણે પ્રત્યેક રૈયતમાની વ્યક્તિનો ધર્મ છે કે રાજાને માથે રૈયને ધર્મરક્ષણનો ટોપલો નાખી સુખે રહેવાનુ નથી. ધર્મરક્ષણને અર્થે શત્રુઓની સામે નીકળવાનો ડંકો થતાજ પ્રત્યેક વ્યક્તિએ સાવધ થઇ ઉઠવુ જોઇએ અને મદદ કરવી જોઇએ ધર્મને અર્થે કરેલુ કર્મ અથવા ખરચેલા પૈસા કે અન્નદાન વીગેરે કરવાથી ખોટ જતી નથી. લોકસંગ્રહાર્થે પરોપકાર બુદ્ધિથી જે કાંઇ કર્મ કરવામા આવે છે તે સહસ્ત્ર ઘટ થઇને ખેતરમા એક દાણો નાખવાથી હજાર દાણા ઉગી નીકળીને થાય તે પ્રમાણે સમષ્ટિને સુખાવહ થાય છે

સુથાર, લુહાર પર્વતની અંદર ભમનારા પારધિઓ, પર્વતમાં વસનારા ભીલો, યાન બનાવનારાઓ, કૂતરા પાલન કરનારા વીગેરે સર્વમા એક દોરામાં વિવિધ ફુલ પુષ્પમાળામા પ્રોવાયલા માફક ચિદ્રુપરૂપ અંતર્યામિરૂપે રહેલા તથા તેને વહન કરવાની શક્તિ સહિત રૂદ્રને અમારા નમસ્કાર હો ! અહો !

આશ્ચર્ય છે. ઝીણું ઝાખી જોતા અગમ્ય અગાધ અને અતર્ક્ય જ્યાં જોઇએ ત્યા રૂદ્રશકિત વગર બીજુ કાઇજ દેખાતુ નથી અમે પામર જન સર્વ રીતે તમોને શી રીતે જોઇ શકીએ. વેદ તમને વર્ણવિ થાકયા અને બ્રહ્માદિક પણ પાર ન પામ્યા ત્યારે અમે તો કેવી રીતે તમને જોઇ શકીએ. જે કાઇ થોડુ ઘણુ અમે જાણ્યુ છે તેવા રૂદ્રને અમે વારવાર પ્રણામ કરીએ છીએ આ પ્રમાણે સર્વ મત્રો વિષે સમજવુ

नम श्वभ्य श्वपतिभ्य श्चवो नम
नम भवाय च रुद्राय च नम·
नम शर्वाय च पशुपतये च नम
नम निलग्रिवाय च शितिकण्ठाय च नम
नम कर्पद्दिने २८ ॥

આ મત્રના કુત્સઋષિ, રૂદ્રદેવતા અ ષિ જગતીછદ અને નિષાદ સ્વર છે. કુતરા ગાય વીગેરે ગૃહપશુઓનુ પાલન કરી તેને અન્નાદિ આપી પરસ્પર ઉપકાર અમે જે પ્રમાણે કરીએ તે પ્રમાણે હે સજ્જનો તમારા સર્વનુ પણ એજ કર્તવ્ય છે સર્વ પ્રાણીમા રહેલા રૂદ્ર એથી સતોષાય છે

બીજા અનુવાકમાં ભગવાન રૂદ્રની વિવિધ લીલા કરનારી મૂર્તિનુ વર્ણન છે ત્રીજા અનુવાકમા ચોરાદીની મૂર્તિનુ પ્રાધાન્ય છે અને ચતુર્થ અનુવાકમાં વિવિધ જાતિરૂપ રૂદ્ર મૂર્તિઓનુ વર્ણન છે

મત્રાર્થ કુતરાઓને અને કુતરાઓના પાલન કરનારાને, પ્રાણીમાત્રના ઉત્પાદક અને તેનુ મરણ કરવાવાળા પ્રાણીમાત્રની સ્થિતિ કરીને તેને સુખ આપનાર, પ્રાણીમાત્રના પાલન કરનારા મેઘરૂપ આકાશમા ઢકાયલા સૂર્યના બીબમા રહેલા રૂદ્રદેવતા નીલકઠને તેમ કર્પૂર ગૌર સ્વરૂપવાળા રૂદ્રને અમારા વારવાર નમસ્કાર હજો

**આ અનુવાકનુ પુરશ્ચરણ.**

બાર રાત્રિ કૃચ્છ કરીને ૯ હજાર જપ કરવા અને શિવાલયની ૮ હજાર પ્રદક્ષિણા કરતા કરતા જપ કર્યા કરવો તેનાથી પુરશ્ચરણ પૂર્ણ થાય છે, જ્યારે મન થાય ત્યારે આ વ્રતનો આરભ કરવો એમા તિથિવાર જોવાની જરુર નથી.

જેને ક્ષય રોગ થયો હોય અને મરવા પડયો હોય તેણે સિદ્ધ અને શુદ્ધ બ્રાહ્મણ દ્વારા વેદીમા તાંબાના ઘડામા તીર્થોદક ભરીને તેની અદર કર્પૂર પુષ્પ ઇત્યાદિ નાખીને તેને ઢાકી સુતર વીટાળી વેદીમા સ્થાપન કરી

એક હાથ ચોરસ કુંડ કરીને કપૂર ચંદનનો ધૂપ કરવો દીવાઓ કરી તે કુંડમા દૂધપાકનો હોમ કરવો આ પ્રમાણે ૧૧ દિવસ સુધી દીક્ષા ધારણ કરીને ક્રીયા કરવુ. પ્રારભ દીને મત્ર પુષ્પાંજલી કરીને ૧૧ નમસ્કાર કરવા અને ૨૧ હજાર જપ કરવા. છેલ્લા દિવસ સુધી યજ્ઞકુંડનો અગ્નિ પ્રદીપ્ત રાખવો. પછી બીજા નિત્ય કર્મ કરવાં. તન ધાણી દુર્વા, ડાગ, યવ, ઘી, વીગેરે પદાર્થોમાં મધ મેળવીને ૧૧ અનુવાકથી હોમ કરવો આ પ્રમાણે દરરોજ ત્રણ દિવસ સુધી મધ અને ખીરનો હોમ કરવો સાતમે અથવા આઠમે દિવસે પીપળો તથા ઝઝેટો હોમવો નવમે દિવસે પણ મધ અને ખીરનો હોમ કરવો. દશમે દિવસે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી જપ કરવો. અને સમાપ્તિને દિવસે આઠહજાર કમળના પુષ્પવડે શકરનુ પૂજન કરીને નમસ્કાર કરતા જવા અને ફુલ ચડાવવુ

આટલુ કર્યા પછી જગદબાની સ્તુતિ કરવી. અને બ્રાહ્મણે વ્યાધિથી વિમુક્ત થવા માટે સ્વસ્તી વાચન ભણવા અને દાન દક્ષણા કરવા અને આ પ્રમાણે વ્રતની સમાપ્તિ કરવી એનાથી રાજ યક્ષમા, એટલે ક્ષય રોગનો નાશ થશે. અને દીર્ઘાયુ પ્રાપ્ત થશે કુષ્ટ અને પ્રમેહ વ્યાધિઓનો પણ નાશ થશે. તેમ મહાજ્વરાદિ વ્યાધિનો નાશ થશે

ધ્યાન.

### ગ્રાગધરાવ્રત.

નંદી પૃષ્ઠે વિરાજે, ગજમુખ શિશુ આ અંક લેઇ રમાડે
ગગા બાલેન્દુ મૌલી, અનિલ તનુએ ભષ્મને ચોળી લાડે,
ભક્તોના દર્શનાર્થે વિવિધ રૂપ ધરી કામના પૂરનારો,
જુઓ! જુઓ! વરદ શિવ આ ઇષ્ટ છે દેવ મ્હારો
જુઓ! જુઓ! અહીં આ અનલ ગીરીજે હીમકૂટનો શુ સ્પર્ધી,
સચ્ચિદ્દભર્ગે ભભુકયો પ્રલય અનલ મહા તેજ વરેણ્યગુર્વી,
ધ્યાને ગાને સુભક્તિ, સતત શિવની પુણ્ય દૂળ દેઇ રાચી,
એવા રૂદ્ર સ્વરૂપે મમ મતિ રત રહો સર્વદા શુદ્ધ સાચી

नम कपर्दिने च व्युप्तकेशाय च नमः
नमः सहस्राक्षाय च शतधन्वने च नमः
नमः गिरिशयाय च शिपिविष्टाय च नमः
नमः मीढुष्टमाय च इषुमत च नमः ह्रस्वाय ॥ २९ ॥

આ મત્રના કુત્સઋષિ રૂદ્ર દેવતા ભુરીગતિ જગતિછદ અને નિષાદ સ્વરછે

પંચકેશ ધારણ કરનારા નૈષ્ઠિક બ્રહ્મચારી સાધુ સંતોને, માથું જેણે મુંડાવ્યું છે એવા સન્યાસીઓને પર્વતની તળેટી અને વનનો આશ્રય કરેલા એવા વાનપ્રસ્થોને દેશ દેશાન્તરો અને સ્થળે સ્થળે ગુપ્તરૂપે વિચરનારરૂપી આંખ જેને છે એવા પુરૂષો ઇન્દ્રાદિક દેવો, પશુપાલન કરનાર વૈશ્યો, તથા વિષ્ણુસ્વરૂપ-પર્જન્યરૂપ બાણધારી રૂદ્રને તથા ખેતી કરનારાઓને તથા ધનુષ ધારી પાળાઓને અન્નાદિ આપીને તેનો સત્કાર કરવો. યજ્ઞકુંડમાં સ્થિત અગ્નિના પ્રાણરૂપ સૂર્યના કિરણદ્વારાએ ત્રિભુવન વિષ્ટિ કરી સૂર્યમંડલમાં વસેલા આ સર્વમાં અંતર્યામીરૂપે સ્થિત રહેલા રૂદ્રદેવને અમારા વારંવાર નમસ્કાર હો.

नम ह्स्वाय च वामनाय च नमः
नम बृहते च वर्षीयसे च नमः
नम वृद्धाय च सवृधे च नमः
नमः अग्रयाय च प्रथमाय च नम आशवे ॥ ३० ॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા વિરાડાર્ષિ ત્રીષ્ટુપ છંદ અને રૂદ્રદેવતા છે.

રૂદ્રની વિવિધ રૂપધારક શક્તિ છે. જેવી રીતે કે કાચને પારો લગાડવાથી તેમાં પદાર્થના પ્રતિબિંબરૂપ બનાવવાની શક્તિ છે. તેવા પ્રકારની તેમાં શક્તિ છે ઠીંગણા અને ટુંકા સંકુચિત અને પ્રફુલ્લ બહુ વર્ષવાળા વૃધ્ધો, બુદ્ધિમાન પંડિતો સાથે ફરવાવાળા અને વિદ્યાર્થીઓને જગતના આદિ હેતુ અને સર્વમાં શ્રેષ્ઠ પ્રથમ પદે વિરાજનાર એવા રૂદ્ર સ્વરૂપને અમારા વારંવાર નમસ્કાર છે.

ઉપર લખેલા સર્વને અન્નાદિ આપી અંતર્યામિ રૂદ્રને પ્રસન્ન કરવા એ સર્વનું કર્તવ્ય છે. કોઇને ભુખે ટટળવા દેવા નહિ અને રાંધેલું અન્ન દાનમાં આપ્યા કરવું

नम आशवे चाजिराय च नम
नम शीघ्रयाय च शीभ्याय च नम
नम उर्म्याय च अवस्वन्याय च नमः
नमः नादेयाय च द्वीप्याय च नमः ॥ ३१ ॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્રદેવતા સ્વરાડાષિ પંક્તિ છંદ અને પંચમ સ્વર છે.

જે લોકોને ભૂગોળ અને ભૂપ્રદેશનું યથાર્થ જ્ઞાન નથી અને વિવિધ પ્રકારે શિઘ્ર ગતિ કરનારા યંત્ર અને યાનો જેની પાસે નથી, વ્યાપારને અર્થે વિદેશમાં જા આવ કરતા નથી તેને લક્ષ્મી પ્રાપ્ત થતી નથી એટલા માટે તેમને મુસાફરોને અન્નાદિકવડે કરીને સત્કાર કરવો એ સર્વ કોઇનો ધર્મ છે.

અર્ધ નારીશ્વર સદાશિવ પોતાની શક્તિ સહિત માયાવડે અખિલ બ્રહ્માંડમાં, સ્થિર જળમાં એટલે કૂવા તળાવ વીગેરેમા જળ સ્થિર કરવાની શક્તિરૂપ, પર્વત ઉપરથી ધો ધો ધો કરતા પડતા ધોધમાં જળ પડવાની શક્તિરૂપ એવા, સમુદ્રગામીની નદીના રેલામા ખળખળ વહેતા, સમુદ્રમાં જલ તરંગ થવાની શક્તિ સાથે વિલાસ કરનારા, મેઘાદિ સર્વ પદાર્થોમા રહી વાદળાને આમતેમ દોડાવી પૃથ્વિમાં અમૃત ધનની વૃષ્ટિ કરાવનાર શકિતવાળા દ્વીપોમાં રહેલી ઓતપ્રોત અનંત અને વિવિધ પ્રકારના શકિત અને જ્ઞાન સહિત વિલાસ કરનારા રૂદ્ર દૈવતને અમારા વારવાર નમસ્કાર હો

नमः ज्येष्ठाय च कनिष्ठाय च नम
नमः पूर्वजाय च अपरजाय च नम.
नमः मध्यमाय च अप्रगल्भाय च नम
नम जघन्याय च बुधन्याय च नम सौभ्याय ॥ ३२ ॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્ર દેવતા સ્વરાજર્ષિ ત્રિષ્ટુપ છંદ અને ધૈવત સ્વર છે.

સર્વથી શ્રેષ્ઠ-મોટા, ધ્નેગના જંતુ કરતા પણ ઝીણા-નાના વિશ્વની ઉત્પત્તિ પૂર્વે હોનારા જગતના પ્રલય પછી સ્થિત રહેનારા જગતની સ્થિતિમાં વિવિધ રૂપ ધરી રક્ષણ કરનારા અને પૂજા પામનારા-કરૂણામય કોમલ અંતઃકરણના વૃક્ષના મૂળમા ડાળ પર્ણ ફુલફૂલ અને બીજ થવાની શકિતરૂપ નીચ કર્મ કરવાવાળા વામીઓ જેવા શૂદ્ર અને મ્લેચ્છમા અંતરિક્ષમા, મેઘમા, વાસ કરી રહેલા જગન્નિયામક રૂદ્રને અમારા નમસ્કાર હો

સ્થિતિ લય અને ઉદ્ભવમા તતદ્ વસ્તુ કરાવનાર સર્વાવસ્થામા સ્થિત વાસ કરી રહેલા રૂદ્રદેવને અમારા નમસ્કાર છે.

જરાયુજ અને અંડજમા ઈંડામા અને કોથળીમા ઇંદ્રિય વગરના ગર્ભ-જળની સાથે સાથે રહી તેમા આકારની રચના કરનાર ઇન્દ્રિયો બનાવનાર-પોષણ કરનાર જન્મ આપનાર-ઉછેરનાર-બાલયુવાને વૃદ્ધ બનાવનાર અને મારી નાખનાર પ્રલયાનળરૂપ રહેલા સર્વગત રૂદ્રને અમારા વારવાર નમસ્કાર છે.

नमः सौभ्याय च प्रति सर्वाय च नम
नमः याम्याय च क्षेम्याय च नम
नमः श्लोकाय च ऋवसान्याय च नम
नमः उर्वर्याय च खल्याय च नम वन्याय ॥ ३३ ॥

આ મંત્રના પ્રજાપતિ ઋષિ રૂદ્રદેવતા સ્વરાજર્ષિ ત્રિષ્ટુપછંદ અને ધૈવત સ્વર છે.

આ મંત્રમાં આઘાત અને પ્રત્યાઘાત તથા કર્મ અને તેનું ફળ એટલે પ્રતિકર્મની સૂચના કરી છે. તેમજ સ્વધર્મ અને સ્વદેશના રક્ષણાર્થે વન પર્વતમાં વસનારા લડવૈયા વીરો તથા શિઘ્રગામી રથ અને યાન ચલાવનારાઓ તથા રાજાની નોકરીમાં રહી તથા લશ્કરમાં રહી રાજ્ય પુરૂષોનું કર્તવ્ય તથા રૈયતનું કર્તવ્ય સર્વને પરોપકારાર્થે પ્રાણ અર્પણ કરનાર સ્વાર્થત્યાગી ધર્મવીર, દાનવીર રણવીર અને દયાવીર ધનીઓ અને ખેડુતોનું કર્તવ્ય એ છે કે આવા પરોપકારી પુરૂષોને અન્નાદિ સામગ્રી આપી ઉત્તેજન આપવું જેવી રીતે કે બાજરીનો એક દાણો જમીનમાં ફેંકવાથી એક હજાર દાણા તેમાંથી ૬૦ દિવસમાં ઉગી નીકળે છે તે પ્રમાણે ઉપર લખેલા પુરૂષોને અન્નાદિક સામગ્રી આપવાથી એકધણું દાન અને સહસ્ત્રગણું તેનું ફળ અલ્પ સમયમાં શિવ આપે છે કદાચને આ જન્મમાં તે પોતાના સતકર્મનું ફળ ભોગવવા રહેતો નથી તો પણ જેણે સતકર્મ કર્યું છે તેનું ફળ કદાપિ મિથ્યા થનાર નથી. તેમજ ઉચિત સમય આવતા તેને મળશેજ મળશે. ઇશ્વર ભૂલી જાય એમ નથી. તેમજ ઠગની ઠગાઇથી છેતરાય એવો પણ નથી એટલા માટે શુદ્ધ બુદ્ધિથી પરમેશ્વર પ્રીત્યર્થ કર્મ કરવાં. અને કદાપી ડરવું અથવા સંકોચાવું અને શકાશિલ થવું નહિ.

મંત્રાર્થ.

વનમાં વૃક્ષાદિ રૂપથી ઉગનારા, અને ઘરમાં રહેનારા, તેમજ તૃણ, ધાન્ય, વલ્લી-દર વીગેરેમાં રહેવાવાળા રૂદ્રને વારવાર નમસ્કાર છે. શબ્દના ધ્વનીમાં રહેલા, અર્થ અને જ્ઞાનરૂપ, શિઘ્રગતિ કરનારી સૈન્યાઓમાં તથા યાનોને ચાલવાની શકિત આપનાર રૂદ્ર દૈવતને નમસ્કાર છે. વીર પુરૂષોના હૃદયમાં રકત ઉછાળનાર અને કીકીયારી કરી શત્રુ ઉપર ધસનાર અને ભાલા ભચકાવનાર સહાર શકિતરૂપ રૂદ્રને અમારા પુન પુનઃ પ્રણામ છે

नम बिल्मिने च स्वचिने च नमः
नमः वर्मीणे च वरुथिने च नमः
नम श्रुतसेनाय च नम दुंदुभ्याय च नम
नम आहनन्याय नमः घृष्णवे ॥ ३५ ॥

આ મંત્રના કૃત્સઋષિ સ્વરાડાર્ષિ ત્રિષ્ટુપ છંદ રૂદ્રદેવતા છે

રાજ્યકર્મચારી અને રૈયતના આગેવાન પુરૂષોનું કર્તવ્યકર્મ એ છે કે સેના અને સેનાપતિ ઇત્યાદિ લડવાવાળા વીર પુરૂષોને મોટા પ્રસશીત ઘર અન્નાદિ સામગ્રી

વાજા દુદુભી વગેરે સાધનો આપી તુષ્ટ રાખવાથી તેમને લડવાને તથા વિજય સપાદન કરવાને તથા શત્રુને નસાડવાને સહેલુ થઇ પડશે. પ્રોત્સાહી વીર પુરૂષોને દુદુભીનાદ શખનાદ રણુ શૃગ રણવાધો, શરણાઇ વીગેરેથી લડવાના રસોત્પાદક ઘોષ કરવા વાદ્ય વગાડનારાઓને અન્ન આચ્છાદન આદીથી સતોષી ખુશ રાખવા આમા કવી અને ભાટચારણ આદીનો પણ સમાસ થાય છે. કારણ કે તેઓ પૂર્વજોના પરાક્રમ ગાઇ વીરોને પ્રોત્સાહી કરનારા છે. અને ધર્મ માર્ગે દોરવનારા છે તેમજ પાપી વામીઓ અને દેશદ્રોહીને નિંદા વડે તિરસ્કાર અને અપમાન ઉપજાવનારા છે ચામડુ મઢેલા નોબતમા અથવા વાજામા અમુક રાગ વાગે છે અથવા ગાયન ગવાય છે તો દુમ દુમ ભી એવો શબ્દ નીકળે છે એ શબ્દ લાકડાના ડાકીયામાથી નીકળ્યો કે ચામડા-માંથી નીકળ્યો કે તાબા કુડીમાથી નીકળ્યો કે અદર વાયુમાથી નીકળ્યો કે આકાશમાથી નીકળ્યો કે હાથના ઠાડામાંથી નીકળ્યો કે બધુ મળીને નીકળ્યો એનો ખુલાસો શુ કરવો ! (111) આનો ખુલાસો અમે અલ્પશક્તિ તો શું કરી શકીએ પરતુ વેદવાણી ભેરી નાદે કહે છે કે જેનો અમે પાર પામી શકતા નથી જ્યા અમારી ગતી નથી. જ્યા અમે નેતિ નેતિ કહી વિરામ પામીએ છીએ તે અનત અદ્ભુત આશ્ચર્યજનક પાર નહિ પમાય એવી અગાધ રૂદ્રશક્તિમાથી આ ગાન અથવા સ્વર નીકળે છે. વેદ વાણીમા જેનું જ્ઞાન સ્વરૂપ સર્વ વિદ્યાના પ્રકાશીવા તરીકે રહેલુ છે તે રૂદ્રશક્તિનુ આ સવ સામર્થ્ય છે.

મંત્રાથ.

જેણે મસ્તક ઉપર બીલ્વ ધારણ કરેલા છે અને બીલ્વપત્રમા પાણીની પેઠે કોઇ અદ્ભુત શક્તિરૂપ ઢકાએલા છે એવા રૂદ્રને તેના દિવ્ય સ્વરૂપને અમે બીલ્વપત્ર ચઢાવી નમન કરીએ છીએ માથા ઉપર મર્મ રક્ષક ત્રણ પાખડીના બિલ્વ હોય એવા મુગટધારી અને કુડનધારી સેનાપતિ રૂદ્રરૂપને પણ અમારા નમસ્કાર છે. જે શકરે સર્વાંગે ભસ્મ લેપન કરેલુ છે અને જે સેનાપતિએ આખા શરીરે કવચ ધારણ કરેલુ છે એવા રૂદ્ર સ્વરૂપને અન્નાદિ સામગ્રી વડે કરી તેમનો સત્કાર કરીને અમે નમીએ છીએ.

વિદ્યા સપાદન કરવાના બે માર્ગ છે કાન વડે કરીને શબ્દ સાભળવો. અને આખે કરીને તે પદાર્થ જોવો તેથી જ્ઞાન અને અનુભવ ઉત્પન્ન થાય છે એટલા માટે વેદની શ્રુતિથી જ્ઞાન પામવુ અને વિશ્વરૂપનુ આખે દર્શન

કરી સાક્ષાત રૂદ્ર સ્વરૂપને અનુભવવુ એજ દુઃખથી છૂટવાનો અને વિઘ્ન નાશ કરવાનો ઉપાય છે. આ વિશ્વના સર્વ પદાર્થો જેની સેના છે અને જેમાં પ્રત્યેક પદાર્થમાં ત્રણ ગુણ છુપા રહેલા છે. એવા રૂદ્ર સ્વરૂપને અમે વારવાર નમીએ છીએ.

દ્રષ્ટાંત તરીકે આપણે એક ઘઉનો દાણો લઇએ. એ એક ઘઉના દાણામા સત્વગુણની શક્તિએ છે કે તે એક દાણામાથી હજારો દાણા ઉગીને ઉત્પન્ન કરે છે એની રોટલીઓ અને પુરી તથા પકવાન બને છે લોકોની ક્ષુધા મટાડે છે સ્વાદિષ્ટ લાગે છે શરીરનુ પોષણ તોષણ અને વૃદ્ધિ કરે છે અને સુખથી પેટ પપાળતા પ્રાણીઓ હાસ કરીને સુએ છે હવે એ ઘઉમા રજોગુણ પણ સમાયલો છે. પુરીઓ ઘણી ખાવાથી જીભને તો બહુ સ્વાદ લાગે છે આનદ ઉત્પન્ન થાય છે પણ અજીરણ થઇ તાવ આવે છે ત્યારે વૈદ્યને ત્યા જવુ પડે છે અને ઓસડ ખાવુ પડે છે આ એની રજો ગુણાત્મક પ્રવૃતિ છે. એ ઘઉના દાણામાથી ઝાડો અને પીસાબ થાય આમ વિકાર થાય અને આખરે મરડો થઇ મરણ થાય એ ઘઉનુ તમાત્મક સ્વરૂપ છે આ ત્રણે સ્વરૂપમાં જે કાંઇ શકિતરૂપ છે તે રૂદ્રનુ સ્વરૂપ છે પણ તે ગુણ તે રૂદ્રનુ નિકૃષ્ટ સ્વરૂપ છે. સત્વગુણથી પુરી બનાવી દેવને નૈવેદ્ય થાય એ રજોગુણથી રોટલી બનાવી માણસ જમે છે અને કુતરાઓ ખાય છે. અને તમોગુણથી ઉત્પન્ન થનાર કીટ લાળ પરૂ વાંદાઓ. વાઘ સિહ એ શરીરનો ગદવાડ ખાઇ પેટ ભરે છે એ પણ રૂદ્રની શકિત છે અને તમો ગુણના ભોગ થઇ મરણ નિપજાવે છે,

આ અનુવાકનું પુરશ્ચરણ નીચે પ્રમાણે.

ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી ભાત ખાઇને નિરતર જપ કરવો. ૧૧ દિવસે પુરશ્ચરણ પુરૂ થશે શ્વેતકમળ મહાદેવ ઉપર ચડાવતા જવા અને નમસ્કાર કરતા જવા અને જપ કરતા જવું એનાથી રાજ્ય લક્ષ્મી વધે છે આ પ્રયોગ એક માસ સુધી કરવો મહાદેવની સમીપ ૧૧ બ્રાહ્મણોને જમાડવા.

રાજાની વર્ષગાંઠને દિવસે પીપળામાથી અગ્નિ ઉત્પન્ન કરવો. અને સમિધને ઘી વાળાં કરીને ૨૧ હજાર આહુતિ આપવી ૧૧ હજાર દુર્વા હોમવી આ પ્રમાણે કરવાથી રાજા જય અને આયુષ્યવાળો થાય છે.

વિજયને પ્રાપ્ત કરવા માટે દર મહિને એક એક લાખ જપ કરવો. સગ્રામ સ્થળની પાસે જઇને રાજાએ આસન કરીને દહી મધ ઘી સયુકત

કરીને નમસ્કાર ૧૧ વખત કરીને હોમ કરવો. અને શેષ રહેલા બલીને ભૂમી ઉપર પાણીવાળો કરીને નાંખવો અને શત્રુની સેના સામે ફેંકવો. આ પ્રમાણે કરવાથી કરીને શત્રુની સેન્યા હમેશને માટે હારી જશે. શુદ્ધ કરેલા ચોખા ત્યાં છાંટવા તેમ અગ્નિમા પણ નાખવા. તેનાથી શત્રુનો નાશ થશે પછી રાજાએ સર્વ આયુધો ઉપર મંત્રેલા ચોખા ચડાવવા તેનાથી આયુધોના તેજની વૃદ્ધિ થશે પછી એ આયુધો શત્રુને મારવા તેથી શત્રુ સેના નાશ પામશે આકડાના લાકડાંના સમિધો એક લાખ નમસ્કાર કરતા કરતા દર નમસ્કારે હોમવા અને આ ક્રિયા કરતી વખત સ્વાહા મંત્રોચ્ચાર પૂર્વક એવી ભાવના કરવી કે પર સેના એટલે શત્રુ સેના સ્થભી જાઓ. એટલે તરત સૈન્યા સ્થભી જશે

પુત્ર કામના વાળાએ મંત્ર ભણી નમસ્કાર કરતા જવું દહીં, ઘી, મધ, વડ સમી ઇત્યાદિના સમીધો ૨૧ હજાર હોમવાં અને નમસ્કાર કરવાથી પુત્રપ્રાપ્તિ થશે ગર્ભની રક્ષા થશે તેમ બાળક અવતર્યા પછી પીડાવદ્ધિ નહિ થાય

ટીકા.

ઉપર પ્રમાણે લક્ષાવધી રૌજજપ આહુતિ નમસ્કાર પ્રદક્ષિણા અને વિવિધ પ્રકારના હુતદ્રવ્ય હોમી શિવનુ આરાધન કરવાનો બ્રાહ્મણોને ભોજન અને દક્ષિણા આપી તૃપ્ત કરવાથી મંત્રયોગ સિદ્ધ થશે એમાં કંઇ પણ શંકા નથી. સર્વ કોઇને વિદિત છે કે ભોળાનાથ શંકર થોડા તપથી અતિ પ્રસન્ન થાય છે અને એ કામનાથ મહાદેવ ભક્તની મનકામના પુરી કરે છે. એમા કાંઈ પણ શક નથી. આમા હઠયોગ મંત્રયોગ ધ્યાનયોગ છે. તેથી તે ભક્ત યોગારૂઢ થાય છે. ઇશ્વર કૃપાને પાત્ર થાય છે. મનવાચ્છિત મેળવે છે ઇત્યાદિ ઇત્યાદિ શિવકવચ વાચો એટલે ખાત્રી થશે. આ જન્મમા કદાચને શત્રુનો પુણ્યાંશ વિશેષ હશે અને ઇશ્વરની ઇચ્છા ન હશે દેશ કાળ દ્રવ્યની પ્રતિકૂળતા હશે તો પણ આવતા જન્મમા એ મંત્રનુ ફળ સત્ય સંકલ્પવાન યોગીને યજમાનને મળ્યા વગર રહેશે નહિ તેથી આ જન્મે ફળ ન થાય તો આસ્થા ઉઠાવી નાંખવી નહિ. આવતે જન્મે ઇશ્વર તે જીવાત્માને એવી પરિસ્થિતિમા મૂકશે કે તેના સર્વ સંકલ્પો ફળી ભુત થશે વેદમંત્ર કદીપણ નિષ્ફળ થતા નથી જ્યા સુધી પ્રતિબંધક હોય ત્યાં સુધી ફળ થતા માત્ર વિલબ લાગે છે.

ધ્યાન.

જય અર્ધનારીશ્વર નમો નમો
જય પ્રસન્નવદના નમો નમો,
જય શિવ શિવા અર્ધાંગ નમો
જય ગીરીશ ગીરીજા નમો નમો,
જય ! જમણી બાજુ મુડ નમો
જય ! વામ બાજુએ શિવા નમો,
જય એક હસ્ત સર નમો નમો.
જય વામ હસ્ત ધનુ દિવ્ય નમો
જય નદી રથારૂઢ નમો નમો,
જય ભૂ નભ જલ ચારી નમો
જય ! અર્ધ જટાધર નમો નમો,
જય ! વામ ત્રિશાલવેણી શ્રી નમો
જય ! વરદ શિવ હર નમો નમો,
જય નાક નથની ધર શિવા નમો
જય એક અક્ષી રવિ શિવ નમો,
જય કમલનેત્ર જગદંબ નમો
જય અર્ધ ભાલ ત્રિપુડ નમો,
૨ જય ! અર્ધ કુકુમ ભાલ નમો.
જય કર્ણ સર્પ ધર નમો નમો,
જય ! કુંડલ અર્ધ વામ ભાગ નમો.
જય ! અર્ધ કંઠ નીલ નમો નમો,
જય ! મગલ સૂત્ર ધરા નમો.
જય અર્ધ અંગ હર ભસ્મ નમો,
જય એક પયોધર માત નમો
જય દીગમ્બરા શિવ નમો નમો,
જય દીવ્યામ્બર જગ માત નમો.
જય ! બીજ રૂપ શિવ નમો નમો,
જય ! ધ્યાન ધરાધર અંબ નમો
જય વિષ્ણુ વિરંચી પુજીત નમો,
જય ઈંદ્ર સચી વદીત નમો.

જય ! સર્પ ભૂષિત શિવ નમો નમો.
જય ! સર્વ સૌભાગ્ય ધરિણી નમો.
જય ! સત્ય ચિદ્ શિવ નમો નમો,
ઇન્દિરા જ્ઞાન વિદ અવિદ નમો

नम घृष्णवे च प्रमशाय च नम
नमः निषङ्गिणे च इषुधिमते च नमः
नम. तीक्ष्णेषवेच आयुधिने च नम
नमः स्वायुधाय च सुधन्वे च नम ॥ ३७ ॥

આ મંત્રના કૃત્સઋષિ, રૂદ્રદેવતા, નચુદાધિ ત્રિષ્ટુપ છંદ અને ધૈવત સ્વર છે.

નહાના નહાના વોકળામા રહેનાર, જળના ધોધવા તથા નદીમાં રહેનાર તેમ નદી કીનારે વસનાર નાવડી ચલાવી નદીમાં રહેનાર નહેર બાંધનાર તથા નહેરમા વસનાર, કુવાના જળમા રહેનાર, અને ખેતરોમાં પાણી પાનાર, તળાવો બાંધનાર અને તળાવોમા જળરૂપે રહેનાર, નાના નાના માર્ગો, નેળો, મોટારસ્તા બાંધનાર—સમારનાર અને રહેનાર. વિષમ માર્ગે, પર્વતની તળેટીઓમાં, રહેનારા ખાડા ખાબોચીયામ. જળરૂપે રહેનારા રૂદ્રદેવતને અમે વારવાર નમસ્કાર કરીએ છીએ

હે દિવ્ય ભિષણ ભવ્ય-વિચારવત વ્યુહરચના કરવાવાળા સર્વવિદ, પ્રજ્ઞાન સ્વરૂપ કોમળ અંતઃકરણવાળા વિવિધ પ્રકારના મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, મંત્રયુક્ત, સ્ફોટક દ્રવ્યયુક્ત તીક્ષ્ણ ધારવાળી તરવાર ધરનારા ભુશંડી તથા સહસ્ત્રગ્નિ યંત્રમુક્ત બાણ છોડવાવાળા ત્રિશુળધારી રૂદ્રને અમે નમીએ છીએ. ગદા, તોમર, મુદગર, આદિ ધારણ કરી લડનારાઓને તથા સેનાપતિઓને રથી મહારથી, અતિરથીને, અન્ન આચ્છાદન વસ્ત્ર શસ્ત્ર આપી સત્કાર કરી પ્રોત્સાહ વધારવો એ સર્વ મનુષ્યોનો ધર્મ છે. એમ કરવાથી રૂદ્રદેવ પ્રસન્ન થશે.

કર્મ કરવુ મનુષ્યને આધિન છે ફળ આપવુ ઇશ્વરને આધિન છે. ઉચિત દેશકાળ અને પરિસ્થિતિ અનુકૂળ હોય અને ઇશ્વર કૃપાથી પ્રતિબંધક દૂર થાય તોજ યથાકાળે ફળ સિદ્ધ થાય છે ભક્તો અને ઉપાસકો તથા અનુષ્ઠાન કરવાવાળાઓને તરતને તરત ફળ જોઇએ છે. પણ તે તુરત મળતુ નથી તે ઉપરથી નિરાશ થવુ નહિ ભક્તની ઇચ્છા પ્રમાણે કરવું ઇશ્વરને બહુ કઠણ પડે છે. કારણકે તેને શ્રુતિયુક્ત સર્વસૃષ્ટિ નિયમો જાળવવાના છે તેમાથી એકપણ નિયમ તૂટે નહિ અને શ્રુતિનો એકપણ અક્ષર

અસત્ય ઠરે નહિ ભક્તના, શત્રુના પ્રારબ્ધભોગ મિથ્યા થાય નહિ ઇત્યાદિ ઉપર નજર નાંખી તેમાથી રસ્તો કાઢી યોગ્ય સમય આવે એટલે ઇશ્વર તુરત ફળ આપે છે અનેક જન્માંતરે પણ કરેલું કર્મ ફળ આપ્યા વિના રહેતું નથી એ સિદ્ધાત છે માટે ભક્તોએ શ્રદ્ધા ઉઠાડી નાખવી નહિ

રાજા પ્રજાનો ધર્મ એ છે કે જ્યા જ્યા સત્કર્મ કરનાર મનુષ્યો વસતા હોય અને અન્નાદિક સામગ્રીની તગીમા હોય તેના ઉપર દયા દર્શાવી માન પૂર્વક અન્ન આપવુ એ સર્વ કોઇનો ધર્મ છે કોઇએ એકલ પેટા થવુ નહિ સમષ્ટિ અર્થે વ્યષ્ટિએ પોતાનો ભોગ આપવો. સમષ્ટિની સેવા જેને લોક સગ્રહ કહે છે તેને અર્થે સેવા કરવી એટલે પરોપકાર કરવો. એ પરમેશ્વરની સેવા કર્યા બરોબર છે. કારણ કે સમષ્ટિ એ ઇશ્વરનુ સ્વરૂપ છે આપણામાં કહેવત છે કે પાચ માણસનુ કુટુબ પોષણ કરનાર પરમેશ્વર તુલ્ય છે પચ ત્યાં પરમેશ્વર છે. વ્યષ્ટિ એ જીવનુ સ્વરૂપ છે એકલ પેટો કદાપિ સુખી થતો નથી. આ સબધમા એક દ્રષ્ટાત છે કે

એક કજુસ લોભી ધનવાન આગબોટમાં બેઠો હતો. ભર દરિયે આગબોટને ગાબડુ પડયુ અને સઢ ફાટી ગયા. ખારવા લોકો ભુખે મરવા માંડયા તે સમયે બધાએ પોતાનાં વસ્ત્ર આપી તથા પોતાની પાસેનુ અન્ન હતુ તે ખારવાઓને આપી તેનુ પોષણ કર્યું અને લુગડાના સઢ બનાવ્યા પેલા કજુસે વસ્ત્ર અને ખાવાનુ કઇજ ન આપ્યુ તેમજ આગબોટને ચલાવવામા તથા પાણી ઉલેચવામા કઇપણ મદદ કરી નહિ અને ઇશ્વરની પ્રાર્થના કરોકે મને બચાવો અને આ બધાનો પૈસો મારા હાથ લાગે અને આગબોટ ડુબી જાય તો હુ એકાદ પાટીયાનો આશ્રય લઇ કાઠે નીકળી પડુ ઇશ્વરનુ કરવુ તે આગબોટ બચી. તે વખત પેલા લોભી માણસે કહ્યુ કે હાય હાય મારી ધારણા બધી નિષ્ફળ ગઇ, કોઇએ પૂછયું કે તે શુ ધાર્યું હતુ ? ત્યારે તેણે પોતાના મનની વાત કહી તે ઉપરથી બધાએ ખીજવાઇને તેને ઉચકીને દરીયામા ફેકી દીધો અને તે મરણ પામ્યો. પોતાને ઉગરવાનો રસ્તો તો એજ હતો કે સાર્વજનિક હિતનુ ચિતન કરવુ અને તેમા પોતે પણ આવી ગયો-એટલે ઇશ્વર તે વ્યષ્ટિનુ પણ ભલું કરે છે જે પોતાનુજ ભલુ કરવા ઇચ્છે છે એકલ પેટાપણુ રાખે છે તેનુ કદીજ ભલુ થતુ નથી વેદમા એજ સર્વ સુખ મેળવવાનો અને ઇશ્વર પ્રાપ્તિનો નિષ્કટક સરળ સીધો અને સહેલો માર્ગ છે કે જેથી દુ ખ સાગરને મનુષ્યો ગોપદમા રહેલા જળ સમાન ઓળગી જાય છે

नमः कुप्याय च अवट्याय च नमः
नमः विध्रयाय च आतप्याय च नमः
नमः मेघ्याय च विद्युत्याय च नमः
नमः वर्ष्याय च अवर्ष्यायच नमः ॥ ३८ ॥

આ મંત્રના કુત્સઋષિ રૂદ્ર દેવતા ભુરિગાર્ષિ પંક્તિછંદ અને પંચમ સ્વર છે.

જ્ઞાનરૂપે શક્તિરૂપે, શાંતિરૂપે, આનંદરૂપે, સુખ રૂપે સર્વત્ર વિવિધરૂપે વસેલા અનંત શક્તિ રૂદ્ર સ્થિત છે. બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર ઇંદ્ર વરૂણ અગ્નિ, યમ, કુબેર, ઇત્યાદિ વિવિધ નામે એકજ જ્ઞાનરૂપ રૂદ્ર છે તેની વિવિધ શક્તિઓનુ દર્શન કરાવી તેનુ વર્ણન આ રૂદ્રાધ્યાયમા પ્રત્યેક સ્થળે છે કર્યું છે.

મંત્રાર્થ

કૂવામા, ખાડા ખાબોચીયામા, શરદૠતુના સ્વચ્છ વાદળમા, ગ્રિષ્મ ૠતુના તાપમા, ગગન મંડળમા, ચમકારા કરતી વિધુતમાં અને અગ્નિમાં વરસાદ અને સુકવણુમા એટલે દુકાળમા તથા સમુદ્રમા આ સર્વમા પોતાના સ્વરૂપે સ્થિત થએલા ચૈતન્ય ઘન જ્ઞાનસ્વરૂપ રૂદ્રને અમે વારવાર નમસ્કાર કરીએ છીએ

આ મંત્રમા જ્યા જ્યા અને જેને જેને અન્નાદિક વસ્તુઓ પૂરી પાડવાથી અનેક કાર્યોની સિદ્ધિ થઇ દાનેશ્વરી ઉપર સર્વ કોઇનો પ્રેમ અને પ્રસન્નતા વધે છે, સઉથી પહેલા કઇ પણ કામ કરવાને માટે શરીરમાં શકિતની જરૂર છે અને એ શક્તિ અન્નથી પ્રાપ્ત થાય છે. શક્તિમાન મનુષ્ય સર્વ કાર્ય કરવાને શક્તિમાન થાય છે માટે અન્નદાન એ જીવીત દાન સમાન છે પાત્રે દાન કરનાર મનુષ્ય એક ઘણુ દાન અને સહસ્ત્ર ગણુ પુણ્ય એટલે લાભ મેળવે છે અને તેના ઉપર ઇશ્વરની કૃપા થાય છે

સર્વત્ર સ્થિત રૂદ્રને નમસ્કાર છે એવુ કહેતામાં મનમા ઇશ્વરની અગાધ અને અગમ્ય શકિતનો વિચાર એકદમ પેસી શકતો નથી એટલા માટે ઇશ્વરની મહાન વિભુતિ જે ઠેર ઠેર રહી છે તેનુ વર્ણન કરી તેમાં સ્થિત રૂદ્રને આ મંત્રમા બતાવ્યા છે તેનુ કારણ એ કે સર્વને સુસ્પષ્ટ સર્વત્ર વસેલા રૂદ્રનું અને તેની વિભુતીનુ બરાબર દર્શન થાય સર્વ સ્થળે नमः रुद्राय આવ્યા કરે છે. એ જપની સમાન છે જપમાં વિભુતીનો ખ્યાલ આવતો નથી, પણ આ મંત્રોમા તો વિભુતીનો વિચાર અને જપ એ બે

કાર્યનો વિચાર અને અભ્યાસ થાય છે. જેનો અતિશય અને વારવાર અભ્યાસ થાય છે તે મરણ થતા પણ ભુસાઇ જતુ નથી જે વસ્તુનો ઘણો અભ્યાસ નથી તે સહજમા ભુલી જવાય છે માટે દરરોજ શિવની ઉપાસના કરવી, કે જેથી ધ્યેય વસ્તુ જે શિવ છે તેના ગુણ કર્મ સ્વભાવ આપણામાં દાખલ થાય છે અને તે દાખલ થયા કે તેની સાથે તેનુ ઐશ્વર્ય પણ આપણામા દાખલ થાય છે. એટલા માટે શિવપૂજન અર્ચન ધ્યાન જ્ઞાન વીગેરે કરવાની જરૂર છે.

नम वास्याय च रेष्म्याय च नम
नम' वास्तव्याय च वास्तुपाय च नम:
नम सोमाय च रुद्राय च नम:
नम स्ताम्राय च अरुणाय च नम:
नम शंगवे ॥ ३९ ॥

આ મત્રના કુત્સ ઋષિ રૂદ્ર દેવતા સ્વરાડાર્ષિ છદ પચમ સ્વર છે.

મત્રાર્થ.

ઘર બાધવાની ભૂમિમા વસેલા, વાસ કરી રહેલા ઘરમાં વસેલા, વાયુમાં રહેલા, પ્રલયકાળમા સ્થિત રહેલા, ઘરના રક્ષક, જગદબા સહિત, સકટનો કરવાવાળા, ચદ્રમા વ્યાપકરૂપે રહેલા, અને પ્રભાતના સૂર્યમા રક્ત વર્ણરૂપે મધ્યાન કાળના સૂર્યમા, તેજોમય સ્વરૂપે રહેલા અને સાયકાળના સૂર્યમાં તામ્રવર્ણના રહેલા ઘટ ઘટ વ્યાપી દુષ્ટ પાપીઓને રોવડાવનારા કોઇ ઠેકાણે સત્વાકૃતિ કોઇ ઠેકાણે રજોગુણાકૃતિ અને કોઇ સ્થળે તમાત્મક પ્રકૃતિમા રહેલા રૂદ્રદેવને અમારા નમસ્કાર છે

આ અનુવાકનુ પુરશ્ચરણ નીચે મુજબ.

એક અપવાસ કરીને મત્રનો ૮૦૦ વખત જપ કરવો તેનાથી પુરશ્ચરણ પુરૂ થશે. ચારે વર્ણને વશ કરવા માટે પીપળો, વડની જટા અને ઉદુમ્બરના (ઉમરડો) સમિધ બનાવીને ઘી મધ દહી વીગેરેની એક અયુત (દશ હજાર) આહુતી આપવાથી ચારે વર્ણ વશ થશે.

બુદ્ધિ પ્રાપ્ત કરવા માટે કપિલા ગાયનુ ઘી પાચ હજાર વખત હોમવુ તેનાથી બુદ્ધિ પ્રાપ્ત થાય છે બળવાન થવાને માટે ઘીના પુડા બનાવીને ૯ હજાર આહુતી આપવી શરીરનુ આરોગ્ય પ્રાપ્ત કરવા માટે ખેરના લાકડાના સમિધ બનાવી દહી મધ અને ઘીની પાચ હજાર આહુતિ આપવી. રૂપવાન થવાને માટે આબાના પાદડા દહી ઘી મધ હોમીને આહુતિ આપવી.

ધન મેળવવાની ઇચ્છાવાળાએ સ્ત્રી સહિત અગ્નિકુંડ પોતાના હસ્તના પ્રમાણના આપનો ખોદીને બનાવવો. અને અગ્નિ અરણીના કાષ્ટમાથી મથન કરીને કાઢવો, તે અગ્નિકુંડમા નાખી દહી ઘૃત તથા શ્વેત કમળોની પાચ હજાર આહુતિ આપવી તેનાથી લક્ષ્મી પ્રકટ થશે અને તેમના વરદાનથી સદાકાળને માટે લક્ષ્મી વૃદ્ધિ પામશે કપાસના બીજથી એટલે કપાસીઆની અયુત આહુતી ઘી સાથે આપવી તેનાથી કપાસના લુગડાની વૃદ્ધિ થશે. ગાયની ઇચ્છાવાળાએ ગાયને છેડીને આ અનુવાકના મંત્રોને જપના જપ દશ હજાર પ્રદક્ષિણા કરવાથી ગાય, ઢોરની વૃદ્ધિ થાય છે

પુત્રની ઇચ્છાવાળાએ પલાસના સમિધ લઇ દહી મધ અને ઘી સાથે હોમવાથી સર્વને વશ કરનાર પુત્ર પ્રાપ્ત થાય છે આયુષ્યની ઇચ્છાવાળાએ પ્રત્યેક વરસે દુર્વા અને ઘીનો હોમ કરવો તેનાથી ૧૦૦ વર્ષનુ આયુષ્ય થાય છે વિદ્યાની કામનાવાળાએ પીપળાની સમિધ લઇ ઘી સાથે એક લાખ આહુતિ આપવી તેનાથી સર્વ વિદ્યા પ્રાપ્ત થાય છે. રાજ્યની કામનાવાળાએ સુગંધી દ્રવ્યો મધ અને ઘીવાળા કરી પાંચ લાખ આહુતિ આપવી તેનાથી તેનો સમ્રાટને ઘેર જન્મ થાય અને સામ્રાજ્ય પામે છે.

મુક્તિની ઇચ્છાવાળાએ ચાંદ્રાયણ કરીને આ અનુવાકના મંત્રોનો ૨૧ હજાર વખત જપ કરવો ત્યારપછી પાંચહજાર પ્રદક્ષિણા કરવી અને પ્રાણાયામ કર્યાપછી પાલાસ અને પીપળાના સમીધ લઇ મધ અને ઘી વાળા કરીને ૩ લાખ આહુતિ આપવી તેનાથી શંભુની કૃપાથી તે જન્મ મરણના ફેરાથી મુકત થાય છે અને બીજા તે કુલમા ઉત્પન્ન થએલા માણસો જો કદાપિ રૈરવ નરકમાં પડેલા હોય તોપણ તેમનો ઉદ્ધાર થઇ શંકરના લોકમા જાય છે. જ્યા સુધી ઇંદ્રિ અને પંચમહાભૂત અને પૃથ્વીનો પ્રલય થાય ત્યા સુધી તેનું કુળ અવિચ્છિન્ન કાયમ રહે છે

ધ્યાન

## કેદારો તાલ દાદરો.

શિવશંકર ભવ મોચન ભજ ભાવથી દીગમ્બરં,<br>
કટિ વેષ્ટિત શુભ વ્યાઘ્ર ચર્મ સર્વાંગ ભસ્મ વિભુષત ભજ૦

વટવૃક્ષ મૂલ ગગને ચડી લટકે જટા સુકેશમ<br>
વાયુ વટોળે ચઢડી ઉરાડતો દશ દિશ જટ ભજ૦

કરધારી ત્રિશૂળ તાંડવે નર્તન કરે રણુ ભૂપર,
અટ્ટાટ હાસ્ય કરી ઘોર ગભીર ગાન કરતા શ્રીહર ભજ૦

કુળ પાપી લોભી રાજ્યસત્તા ધન પરાયા જોહર,
શક્ત ને સ્વતંત્રતા હરી શત્રુ સીકદર સમ.
(તેવાને) ઘોર નર્કે ધાડવા સ્મિત વદન શોભે સુખકરં,
દેશ ભકતો લોક સગ્રહ સ્વાર્થ અર્પણુ કર નર ભજ૦

ઇન્દિરા આનંદ ચિદ ઘન વીર પડયો રણુભૂ પર,
સ્વર્ગસુખને આપતા તે ભજ સદા શિવ હર હર ભજ૦

ૐ તતસત બ્રહ્માર્પણુ મસ્તુ

ૐ

नम शंगवे च पशुपतये च नम
नमः उग्राय च भीमाय च नमः
नम उग्रेवधाय च दूरेवधाय च नमः
नम हन्त्रे च हनीयसे च नम
नम वृक्षेभ्य हरिकेशेभ्य नमः
नम ताराय ॥ ४० ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ ઋષિ. રૂદ્ર દેવતા ભુરીગતિ શક્કરી છંદ અને પંચમ સ્વર છે.

આ અનુવાકમા રૂદ્ર શક્તિ જે જે કામ કરે છે. તે તે કામના કર્તા રૂદ્ર છે. એમ બતાવી તેમાના તે તે મુખ્ય મુખ્ય ગુણુવાળા નામપૂર્વક શકરને નમન કરવામા આવે છે.

જે રૂદ્ર તુલ્ય કામ કરનારા મનુષ્યો અને પશુઓ છે તેમને અન્ન જળાદિ આપી સતુષ્ટ કરવાથી સુખ પ્રાપ્તિ થાય છે. સર્વમા રૂદ્રનુ સ્વરૂપ કર્મ કરાવે છે. માટે તે સર્વ રૂદ્ર રૂપને નમન પહોચે છે

ભાવાર્થ.

પરમ કલ્યાણુકારી વેદવાણી પ્રવર્તાવનાર જ્ઞાન સ્વરૂપ રૂદ્રને અમારા પ્રણામ છે પ્રાણી માત્રનુ પાલન કરનાર રૂદ્ર શક્તિને અમે નમીએ છીએ. શત્રુઓને મારવા કઠણુ આયુધો ફેંકનાર ભયાનક રૂદ્રદેવને અમે પ્રાર્થીએ છીએ. શત્રુને ભય ઉત્પન્ન કરાવનાર ભયાનક દર્શનધારી, સામે ઉભેલા શત્રુનો વધ

કરવામા તત્પર, અને દૂરના શત્રુને પણ થથરાવનાર રૂદ્ર દેવનને અમારા પ્રણામ છે. મારવાવાળાના સ્વરૂપના અંતરમાં રહેલા, મૃત્યુંજય મૃત્યુનો અભાવ કરવાવાળા રૂદ્રને અમે નમીએ છીએ, સુવર્ણ સરખા જેના પીળા કેશ છે. ભક્તોને વર આપવામા કલ્પતરૂ રૂપ અને સંસારને તારવાવાળા ૐ સ્વરૂપ રૂદ્રને અમે વારવાર નમસ્કાર કરીએ છીએ.

नमः शंभवाय च मयोभवाय च नम·
नमः शंकराय च मयस्कराय च नमः
नम शिवाय च शिवतराय च नमः ॥ ४१ ॥

આ મન્ત્રના પરમેષ્ઠિ ઋષિ, પ્રજાપતિ દેવ અને રૂદ્ર દેવતા છે મધ્યમ સ્વર છે.

આ લોકના સંસારના સઘળા સુખ આપનારા, પરલોકનું સુખ આપનારા લૌકિક સુખ કરવાવાળા, મોક્ષ સુખ આપનારા, કલ્યાણરૂપ જીવને નિષ્પાપ કરનારા, ભક્તોનું હંમેશા કલ્યાણ કરવાવાળા રૂદ્રદેવને અમે વારવાર નમીએ છીએ.

સર્વ મનુષ્યોએ પ્રેમ ભક્તિ પૂર્વક સર્વ મંગલના દાતા ઇશ્વરની ઉપાસના કરવી તથા સેનાપતિનો સત્કાર કરવો તેને રૂદ્ર દેવત મનવાંચ્છિત ફળ આપે છે.

**ટીકા.**

નિશ્રેયસ અભ્યુદય કરે તે શિવ એનો અર્થ એ છે કે કોઇપણ જાતનુ સુખ આ દુનિયાનુ અને પરદુનિયાનુ બાકી રહે નહિ. વિનાશકારક નિવડે નહિ દિન દિન પ્રતિ ઉત્તમોત્તમ ગતિ આપી મોક્ષ પર્યંત મંગલ આપનાર તે ભોળાનાથ વરદ શિવ કલ્યાણરૂપ વિવિધ નામરૂપે અને અંતર્યામિરૂપે ચિદઘન પ્રજ્ઞાન સ્વરૂપ રૂદ્ર છે પંચમુખ એ જેના પાંચ વદન છે. જેટલા બ્રહ્માંડ થયા અને પ્રલય થયા તેની ગણત્રી માટે નરરૂપ જેણે બ્રહ્માના ટોકાની માળા ગળામાં ધારણ કરી છે એવા વિશ્વરૂપની રૂપકાલંકાર વડે પ્રાર્થના છે. ગ્રંથ વિસ્તાર ભયે વિશેષ લખી શકતા નથી.

नम पार्याय चार्याय च नम·
नम प्रतरणाय च उत्तरणाय च नमः
नमः तीर्थ्याय च कुल्याय च नमः
नम. शष्पाय च फेन्याय च नमः
सिकत्याय च नमः ॥ ४२ ॥

આ મંત્રના પરમેષ્ઠિ ઋષિ. પ્રજાપતિ રૂદ્ર દેવતા ત્રિષ્ટુપ છંદ ધૈવત સ્વર છે.

મંત્રાર્થ.

સમુદ્રના કિનારામાં વિદ્યમાન રહેલા, સંસાર સાગરમાં જીવનમુક્તરૂપે રહેલા, સંસાર મધ્યવર્તિ રૂદ્રદેવને અમે નમીએ છીએ સમુદ્રમાં ચાલતાં વહાણમાં તરવાની અને ધારેલે પાર પહોચાડવાની શક્તિરૂપ રૂદ્રને અમારા નમસ્કાર છે મંત્ર જપના યોગ વડે પાપથી મુક્ત કરવા આપ સમર્થ છો.

ટીકા.

એક વરસાદના ઝાપટામાં દુકાળ પાડે કે સુકાળ પાડે કે અતિવૃષ્ટિ થઈ જાય કે કોઇ વિનાશકારક મહારોગ ફાટી નીકળે એક ધરતીના આચકામાં સમુદ્ર ઉછળી વિપ્લવ કરે અથવા અગ્નિની વૃષ્ટિ થાય અને જાપાનના જેવો નાશ થાય જગતમાં જેટલી મહાન લડાઇઓ થઇ છે અને મોટા ફેરફાર થયા છે તે કોઇ કુદરતી બનાવથી અથવા તો કમાન્ડર ઇન ચીફની બુદ્ધિ ઉંધી વળવાથી પરાજય થયા છે અને મન્દોમત આચીયા લાચીના લોભીઓની સત્તા એક પળમાં આકાશમાંથી વિજળી પડે એવા તિવ્ર સંવેગથી તુટી પડે છે એમ ઇતિહાસ કહે છે જેવી કે વોટરલુની લડાઇમાં શત્રુનું સૈન્ય આવતુ જોઇ પોતાનુ સૈન્ય છે એવી ગફલત નેપોલીયને કરી અને પકડાઇ કેદમાં મરણ પામ્યો પ્લાસીની લડાઇમાં એક વરસાદના ઝાપટાને લીધે સીરાજદૌલા હારી ગયો અને અંગ્રેજોના હાથમાં હિંદીસ્થાન આવ્યુ.

એક બગાસુ ખાતા પવનનો ઝપાટો મોમાંથી નીકળી ગયો અને પાછો ન આવ્યો અને ત્યાં ચક્રવર્તી રાજાના પ્રાણ ગયા હજારો રૂપીઆના પગાર ખાનારા કુશળ ભિષક મોઢા વકાસી રહ્યાં ઇત્યાદિ રૂદ્રશક્તિ નથી તો બીજું શુ ? માટે હે આંધળાઓ, રાજ્ય અને લક્ષ્મીથી છકી ગયેલા તુંડ મીજાસીઓ, નાસ્તિકો, અને વામીઓ જરા તો વિચાર કરો પોતાના અંતરમાં અહંભાવ વડે કરી કાદવ કચરાના ચુથારા કરી પાપ ન ભરો. કર્મના ફળ આપનાર રૂદ્રશક્તિ તમે ઉંઘો છો ત્યારે પણ જાગ્રત રહે છે માટે વિચાર કરો તમે સુજ્ઞ છો થોડે લખે ઘણું કરી વાચજો. હવે બીજુ અમે શુ વધુ કહીએ શુ પાડોસી ગરીબ છે તેને છુદી મારવો એ પુણ્યનું કામ છે કે ?

પ્રચંડ યુરોપીય જર્મન યુદ્ધ સમયે અજીક્ય મહાન અંગ્રેજી ગનબોટ અને ગન બોટાનો એક કાફલો લઇ લડાઇના પ્રધાન હિંદના પ્રિય અને માનવંતા લોર્ડ કીચનેર રશિયા સાથે કંઇ પતાવટ કરવાના ઇરાદાથી દરિયાની

મુસાફરી કરતા રત્નાકર સાગરે પોતાના પેટમા એક સપાટા સાથે ગનબોટ ટોરપીડો બોટસ તથા આખી ઓફીસના સ્ટાફ સાથે ક્યાં ગેપ કરી નાંખ્યો તેનો હજી કંઇજ પત્તો મળતો નથી તેમજ આપણા માનવતા સમ્રાટનો ઘોડો સૈન્યની વ્યુહ રચના જોવા ગયા ત્યા તોપના ધડાકાથી ચમકી સમ્રાટને પૃથ્વિ ઉપર પછાડી કમર ભાગી નાખી અને છ માસનો ખાટલો સેવવો પડયો ઝાસીની રાણીનો ઘોડો પાણીનો રેલો જોઇ ચમકયો અને યુદ્ધ પ્રસંગે કટોકટીના વખતે ઉભો રહ્યો અને રાણીનુ મૃત્યુ થયુ અને લડાઇ હારી ગઇ.

અજ્ઞાની લોકો કહે છે કે ઇશ્વરની લાકડીને અવાજ નથી આર્યાવર્તની પયસમુદ્ર ભરનારી ધનદ ધેન અને ખેતી કરનારા બળદ તથા વાછરડા વિનાપરાધે કટોકટ કપાયા જાય છે તેનુ તો આ દુષ્ટ પરિણામ નથી. ઇત્યાદિ વિવિધ તર્કો દોડાવે છે, હકસલિ, સ્પેન્સર, ડાર્વિન બ્રાડલો જેવા મહાન વિદ્વાનો ઇશ્વરનુ અસ્તિત્વ માનતા ન હતા અને ધર્મને સ્વીકારતા ન હતાં પરતુ તેમની જીંદગીનું વર્તન આલેખતા સ્પષ્ટ જણાઇ આવે છે કે તેઓ ધર્મને માર્ગે તો ચાલતા હતાજ ધર્મ શબ્દને બદલે તેઓ નૈતિક વર્તન કહેતા અને ચાલતા પણ ધર્માત્મા અને નાસ્તિકોને ચાલવાના અને જનસમુદાયને બોધ કરવાનો આશય તો એકનો એકજ છે તેઓ પુર્નજન્મ અને કર્મફળને માનતા ન હતા પણ આઘાત અને પ્રત્યાઘાતના કુદરતી કાયદાને તો માનતાજ હતા. કર્તા વિના કર્મ અને તેનુ ફળ થતુ નથી એમ તેઓ માનતા હતા પણ ઇશ્વર કર્મનુ ફળ આપે છે એ વાત માનતા નહોતા. અપૂર્વ એવી વસ્તુ કોઇ નથી એમ પણ કહેતા ત્યારે नासतो विद्यते ભાવી ઇત્યાદિ પાધા ઉપર ગીતામાનુ રહસ્ય તો સ્વીકારતા હતા. દીવો બળવાથી મીણબત્તીમાનુ મીણ બળી માખુ મધપૂડામા આવી મીણ બનેછે. એ નિયમની તેઓ ના નહોતા પાડતા.

મત્રાર્થ.

પુર્નજન્મ આપનારે રૂદ્ર દવતને અમે નમીએ છીએ 'સંસાર સાગરમા તત્વજ્ઞાન સ્વરૂપે રહેલા રૂદ્રને, ઘાસના તૃણમાં રહેલા રૂદ્રને, સાગરના ગર્ભમાં અને પવિત્ર તીર્થ સ્થળોમા રહેલા તથા સૈન્યમાં રહેલા રૂદ્રને અમારા નમસ્કાર છે. સાગરના કીણુમા વસેલા, બીજમા અકુરાદિ ફુટવાની શક્તિરૂપ રહેલા રૂદ્ર દૈવતને અમારા નમસ્કાર હો ઉત્તમ યોનીમાં જન્મ આપનાર મનવાંચ્છિત આપનાર રૂદ્રદેવને અમે નમીએ છીએ.

ટીકા.

પ્રત્યેક મનુષ્યનો ધર્મ એ છે કે જ્યાં જ્યા ધાર્મિક સત્પુરૂષો વસે છે. અને લોક સંગ્રહાર્થે કર્મ કરે છે તથા જહાજમા બેસી વ્યાપાર વિદ્યા ઇત્યાદિ દેશાંતર ગમન કરી મેળવે છે તે સુખ લક્ષ્મી આદી પામે છે. અન્નદાનથી સર્વને તુષ્ટિ અને પુષ્ટિ મળે છે. જેથી સૌ સૌના કર્તવ્ય કર્મમા નિર્વિઘ્ન મચ્યા રહે. આ અન્નદાનનો અર્થ એવો નથી કે જેને રોજ લાડવા મળતા હોય અને ગુળચીએ મરતાં હોય એવા પૈસાદારને બાજરીના રોટલા ઘડી આપવા એવુ કહેવાની મતલબ નથી પણ આ મંત્રમા અન્નદાનનુ મહાત્મ્ય વર્ણન કરેલું છે કે કોઇને ભૂખ્યો તરસ્યો દુનિયામાં રહેવા દેવો નહિ.

नमः सिकत्याय च प्रवाह्याय च नमः
नमः किंशिलाय च क्षयणाय च नम.
नमः कपर्दिने च पुलस्तये च नमः
नम. इरिण्याय च प्रपथ्या च नमः वज्याय ॥ ४३ ॥

આ મંત્રના પ્રજાપતિ ઋષિ રૂદ્રદેવતા જગતિછંદ અને નિષાદસ્વર છે

મંત્રાર્થ.

નદી વીગેરેના કીનારાની રેતીમા રહેલા, નદીના પ્રવાહમાં રહેલા, નદીની ભિતરમાં, વૃક્ષ અને કાકરાઓમાં રહેલા, ક્ષુદ્ર પથ્થરો અને પથ્થરોની રેતીના કણ કણમા વસેલા વિવિધ નામરૂપ લઇ રહેલા અને નામ વગરના રહેલા, મોટી જટાવાળા, ઘુમરી ખાતા જલમા વસનારા, રેલમાં શરીરમાં અંતર્યામિરૂપ વિદ્યમાન, તૃણ રહિત ઉખર ભૂમિમા વિદ્યમાન, રાજ્યમાર્ગમા વિદ્યમાન, અને સાંકડી નાળમા વિદ્યમાન રૂદ્ર સચ્ચિદાનંદરૂપ વિભુ સર્વશક્તિ રૂદ્રદેવતને અમારા નમસ્કાર છે.

ભૂગર્ભશાસ્ત્ર જાણનારા વિજ્ઞાનીઓ જેઓ રેતીમાંથી કાચ બનાવવાનું જાણે છે ખાણ ખોદીને સર્વ પ્રકારની ધાતુઓ વીગેરે ગાળી તેના વાસણ વીગેરે બનાવે છે ઇત્યાદિ વિવિધ પ્રકારના ઉદ્યોગો કરી આ સંસારના સુખની વૃદ્ધિ કરનારા ધાર્મિક પુરૂષોને જથાબંધ જ્યા જ્યા રાજાએ અને રૈયતે અન્ન વીગેરેથી ઉત્તેજન આપી સાર્વજનિક ઉન્નતિ કરાવનાર પુરૂષો ઉપર તેમા અને તત્સ્થાને સ્થિત રહેલી રૂદ્રશક્તિ, સર્વ પ્રકારના દાનેશ્વરી અને રણવીરોને દયા

જ્ઞાનોનોને ધર્મધૂરંધરોને, અને વિવિધ ઐહિક અને આમુષ્મિક સંસાર સુખમાં પ્રમતિ અને ઉત્કર્ષ કરાવી સર્વ પાપથી રહિત સ્વતંત્ર મોક્ષ આપનાર છે.

ટીકા.

આ મંત્ર ઉપરથી સિદ્ધ થાય છે કે ગંગાદિ નદીના જળમા નાના નાના કાંકરાઓમા શિલાના ટુકડામા એટલે પથ્થરમાં ઇત્યાદિ સ્થળે સ્થિત રૂદ્ર દેવતને નમસ્કાર છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે ગંગા સ્નાન, અન્નદાન, પાષાણ અને ખનિજની મૂર્તિઓ ઇત્યાદિની રૂદ્રભાવે પૂજા કરવાથી સ્નાન કરવાથી તથા વિદ્વાન બ્રાહ્મણોને ભોજન કરાવવાથી તેની અંદર રહેલા જ્ઞાન સ્વરૂપ વિભુ રૂદ્ર પ્રસન્ન થાય છે. આ ઉપરથી મૂર્તિ નજ પૂજવી એવો જે આગ્રહ પ્રાર્થના સમાજીઓ તથા આર્યસમાજીઓ કરે છે તે બરાબર લાગતો નથી જે માણસો ધર્મ માર્ગ ચઢતા હોય તેના સાધનો અટકાવવા અને નાસ્તિક બનાવવા એ ઉચિત હોય એમ જણાતુ નથી

અજ્ઞાનીઓને બ્રહ્મમાર્ગમા એકદમ સમજ પડતી નથી. તેમજ વેદાનુયાયિઓને અનુભવ આપવા માટે અને સાક્ષાત્કાર કરાવવા માટે રૂદ્રદેવતનું અસ્તિત્વ ઠેર ઠેર છે એમ જગતના મુખ્ય મુખ્ય પદાર્થોના નામ દઇ તત્‌નિયામક તદન્તર અંતર્યામરૂપે રહેલા વિભુ રૂદ્રદેવતને સ્ફુટતર થવા માટે અહીંયા ઇશ્વરની યોજના હોય એમ આ મંત્રો ઉપરથી લાગે છે

नम व्रज्याय च गोष्ठ्याय च नम'
नमः तल्प्याय च गेह्याय च नम
नम हृदय्याय च निवेष्प्याय च नमः
नम काट्याय च गह्वरेष्ठाय च नम
नम शुष्क्याय ॥ ४४ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ રૂદ્રદેવતા, આર્ષિ ત્રિષ્ટુપ છન્દ અને ધૈવત સ્વર છે

મંત્રાર્થ.

આપને ઘરવાના સ્થાનમા એટલે ઓરડાઓમાં ગયને બાંધવાની જગ્યામાં રાત્રે સુઇ રહીએ તે શય્યામા, ઘરમા–શરીરઘરમા–હૃદયમા જીવ રૂપે બિરાજતા. બરફ જેવી શિતળતામા રહેલા એટલે હિમાલયમા વસનાર, ભય ભરેલા

દુર્ગમ માર્ગોમાં પણ વિદ્યમાન—ગીરીની મોટી મોટી ગુહાઓમાં વસેલા ગંભીર જળના મધ્યમાં રહેલા સર્વવ્યાપી રૂદ્ર ચેતનને અમે વારવાર નમીએ છીએ. અને તેમાં વસનારા મનુષ્યાદિકોને અન્નધન આપી તેઓમાં રહેલા અંતર્યામિ રૂપ રૂદ્રદેવને અન્નાદિક પદાર્થો આપી તૃપ્ત કરીએ છીએ તેથી રૂદ્રદેવ અમારા પર કૃપા કરો—પ્રસન્ન થાઓ. અને અમારી મનકામના પૂર્ણ કરો.

नम शुष्क्याय च हरित्याय च नम
नमः पांसव्याय च रजस्याय च नम
नम लोप्याय च उलप्याय च नमः
नमः उर्व्याय च सूर्व्याय च नमः ॥ ४५ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવ—ઋષિ રૂદ્રદેવતા નિચૃદાર્ષિષ્ટુપ છન્દ ધૈવત સ્વર છે,

મંત્રાર્થ

વન વનસ્પતિ કાષ્ટમા શુષ્ક વસ્તુમાં લીલી વસ્તુઓમાં વેલ વનસ્પતિ કાષ્ટાદિમાં અણુરેણુ પરમાણુઓમાં, ભુગર્ભ, ભુતલ, ભુપૃષ્ઠ અને લોક લોકાંતરમ અગ્રમ્ય પ્રદેશમાં, પાંદડાઓ વીગેરેમાં, વડવાનલમા, શિકારીઓમાં તથ મહા પ્રલયના અગ્નિમા વિરાજમાન રહેલા અને ત્યાં સ્થિતિ લય ઉદ્ભવ કરી તતદ્રૂપે અને તેના નિયતારૂપે સ્થિત રૂદ્રને અમે વારવાર નમસ્કાર કરીએ છીએ તેમજ તે તે પદાર્થથી ફાયદો ઉઠાવનારા કારીગરો અને વિદ્વાન વીગેરેને અન્નાદિક આપી તેમા સ્થિત રહેલા રૂદ્રને પ્રસન્ન કરે છે તે પુણ્યવાન પુરૂષો સદા ઉન્નત દશામા આવી રૂદ્રપ્રસાદ મેળવી સુખ સમૃદ્ધિ વાન થાય છે.

नम पर्णाय च पर्णशदाय च नमः
नम उद्गुरमाणाय च अभिघ्नते च नमः
नम आखिदते च प्रखिदते च नम
नमः इषुकृद्भ्य धनुष्कृद्भ्य च नमः
नम वः किरिकेभ्यः देवाना हृदयेभ्यः नमः
नम विचिन्वत्केभ्यः नम विक्षिणत्केभ्यः
नमः आनिर्हतेभ्यः ॥ ४६ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવ ઋષિ. રૂદ્રદેવતા, સ્વરાટ પ્રકૃતિ છંદ અને ધૈવત સ્વર છે

આ મંત્રો સુધી રૂદ્રદૈવત સર્વાન્તર્યામી છે. એમ પ્રતિપાદન કરાયું છે. હવે અહીંથી રૂદ્રદેવતાના હૃદય તરીકે અગ્ની વાયુ અને સૂર્યના મંત્રોનું પ્રતિપાદન થશે.

મંત્રાર્થ

ઝાડ ઉપર રહેલા પાદડાઓમા વિદ્યમાન, ઝાડ પરથી ખરી પડેલા પાંદડાઓમાં પણ વિદ્યમાન, પાદડાઓમાં ઉત્પન્ન થનાર જંતુઓમાં પણ વિદ્યમાન સદા સર્વદા પુરૂષાર્થમા રત રહેનાર પુરૂષાર્થી વીરોમાં વિદ્યમાન શત્રુઓનો સહાર કરવાવાળામાં વિદ્યમાન, ભક્તિ ન કરનાર પાપીઓને સઘળાં પ્રકારના દુઃખ આપવામા અગ્રણી, ત્રિવિધિ તાપને ઉત્પન્ન કરનારા રડાવનારા પાપી માણસોને ભય આપનાર તથા વિવિધ પ્રકારના લડાઇના આયુધો તથા બાણોમાં વિદ્યમાન રહેલા પરમ કલ્યાણ નિકેતન રૂદ્રદેવને અમે વારવાર નમીએ છીએ

દેવતાઓના હૃદયમાં સ્થિત રહેલા. અગ્નિ વાયુ અને સૂર્યના હૃદયરૂપ અને તેમા સ્થિત. વૃષ્ટિ આદિથી જગતનુ સર્જન કરવાવાળા, વિવિધ પાપોને દૂર કરવાવાળા, સૃષ્ટિના આદી સ્વરૂપ રૂદ્રને અમે પ્રણામ કરીએ છીએ.

ટીકા

**एकोऽहं बहुस्याम** એ શ્રુતિ પ્રમાણે નામ રૂપાત્મક જગત થઇ હુ તેમા એક છઉં તે અનેકરૂપે દેખાઉ એવો એક સુખડીયાએ વિચાર કર્યો અને પોતાની ખાડની વખારમાથી ખાંડ લાવ્યો. આ સ્થળે સુખડીયાને ઠેકાણે બ્રહ્મ સમજવાનુ છે. સુખડીયો અને ખાડ એ સ્થાનને ઠેકાણે પ્રકૃતિ અને પુરૂષ છે. પુરૂષ અથવા સુખડીયો તે તો જેમનો તેમ છે પણ પેલી ખાડ જે પ્રકૃતિ સ્થાને છે તેણે તો ખાડના અનેક રમકડાં ઉત્પન્ન કર્યા એટલે આખી સૃષ્ટિમા એક બીબાંથી ગાડી બનાવી એક બીબા વડે ખાંડના બળદ બનાવ્યા બીજા બીબાથી ખાડનો રથ બનાવ્યો. ત્રીજા બીબાંથી રથનો હાકનાર બનાવ્યો ચોથાથી ખાડનો બેસનારો શેઠીઓ બનાવ્યો ઇત્યાદિ ઇત્યાદિ અનેક રમકડા થયા પણ એ બધાયે રમકડા અને રથ રમકડાં વેચવાની તાવડીમાં ઉંધા ચત્તા પડી રહ્યા અને હલનચલન કર્યા વગરના રહ્યા ત્યારે પેલાં બધાંએ રમકડામાં સુખડીયો જાતે ભરાયો એટલે કે હાથે વતી ગાડી જોડવા માડી બળદ ઉભા થયા. ગાડીના ચાક ફરવા

આવ્યો. સારથીએ હાથમા ચાબુક લઇ બળદીઆને હાકવા માંડયા. માહે બેઠા શેઠીઆ તે કહેતા હતા કે ગાડી જલદી ચલાવ ઇત્યાદિ ઇત્યાદિ હવે હે વાંચનાર ભકતજન તમે જાણો કે આ સર્વ રમકડાં જે ખાડના છે તે પ્રકૃતિ છે. તેમા પુરૂષ જે રૂદ્રરૂપ તે જયારે સર્વમા અતર્યામીરૂપે એટલે રથને હાકનાર ને રથને શેઠીયો જે જીવાત્મા તેની અદર પણ જ્ઞાનસ્વરૂપ સુખડીયોજ છે. ઘોડા અને લગામ તેમા પણ ભરાયલો સુખડીયોજ એટલે રૂદ્ર સ્વરૂપ જગદિશ્વર છે. આ ઉપરથી સમજવુ કે સૂર્ય પણ ખાડનુ રમકડુ અગ્નિ પણ ખાડનુ રમકડુ. ચદ્રવિધુત પણ ખાડના રમકડા નક્ષત્ર તારા-સિંધુ-પૃથ્વિ જલ-તેજ વાયુ આકાશ એ સર્વ માયાના સ્વરૂપ એટલે ખાડના રમકડાઓ છે. હવે ઇશ્વર રમકડા બનાવતો બનાવતો કટાળી ગયે. ત્યારે ચાહ ઉકાળીને ઉકળતી ચાહની અદર રમકડા રૂપી સૂર્ય, ચદ્ર, ઇન્દ્ર, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર એ સર્વને નાખ્યા અતકરણ ચતુષ્ટય એને પણ નાખ્યા સર્વ ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના દેવતા રથ ઇત્યાદિ સર્વ નાખ્યા એ બધા ઓગળી ગયા એટલે પ્યાલામા લઇને એ સુખડીયો એટલે બ્રહ્મ સ્વરૂપ માયાને નામરૂપને, જીવને, જડને, એ બધાને પી ગયો. અને સર્વ પેટમા સમાવી દીધુ તેજ પ્રમાણે એક ચેતન છે તે સિવાય બીજુ કાઇજ નથી

હે પરમેશ્વર ! અમારા વાચક વર્ગને તમારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવો અને આપના આનદ ભુવનમાં સ્થિત કરો એજ અમારી પ્રાર્થના છે એજ અમારૂ યજન, નમન, અને પૂજન છે અને એજ તમારી સેવા છે.

## આ અનુવાકનુ પુરશ્ચરણ.

બેકૃચ્છ કરીને પાચસો જપ આ મંત્રોના કરવાથી પુરશ્ચરણનુ ફળ મળે છે રાજાએ સામ્રાજ્ય મેળવવા માટે ઇચ્છા હોય તો નીચે પ્રમાણે કરવું. વસત ઋતુમા ગીરી પ્રદેશમા અથવા વન પ્રદેશમાં સાર્વજનિક શિવાલય અગર એકાત શિવાલયની સમીપ બ્રાહ્મણો દ્વારા કાર્યની સિદ્ધિ કરવા અર્થે તેમનુ પૂજન વીગેરે કરીને કાર્યનો આરભ કરવો મત્ર સિદ્ધિવાળા બ્રાહ્મણોને બોલાવવા અથવા આચાર્યની મારફત કાર્ય સિદ્ધિ કરવી તેનાથી કાર્ય સિદ્ધિ જલદી થશે.

પદર દિવસ સુધી નિરતર મત્ર જપવાથી તે કર્મ કરવાને યોગ્ય થાય છે હોમના-યજ્ઞમા તલ ભાત ઘી વીગેરે દ્રવ્યો લેવાં.

યજ્ઞનો આરંભ પ્રભાતમાં સૂર્યના ઉદય કાળથી માંડીને અસ્ત થતાં સુધી એક મહિના સુધી હોમ કરવો.

હોમ કરાવનાર રાજાએ આચાર્યને કુંડળો વીગેરે આપવાં અને ગામો બક્ષીસ કરવાં. બ્રાહ્મણોને વસ્ત્ર તથા પાત્રો આપવા. તથા દાનથી સંતોષવા. ૮૦૦ બ્રાહ્મણ રોજ જમાડવા. હોમ ચાલે ત્યાં સુધી બળતી દ્વારા ઘીની ધારા સતત પડવી જોઇએ.

શિવની પૂજામાં ચંદન કપૂર મીશ્રિત કરી ચઢાવવું કમળના ફુલો ચઢાવવા કપૂરનું મીશ્રણ કરીને ગુગળનો ધૂપ કરવો. ગાયના ઘીનો દીપ કરવો.

આ પ્રમાણે દર વર્ષે કર્યા કરવું. આ પ્રમાણે કરવાથી રાજા રાજ્ય મેળવે છે. દુશ્મન રાજા સાગરની મધ્યમાં વસતો હશે તો પણ રૂદ્રશક્તિ તેનો નાશ કરશે.

રાજા સાત દ્વિપવાળી પૃથ્વિનો અધિપતિ આ પ્રયોગથી થશે અને મરણ પછી શિવપુરમાં જશે. તેના હાથમાં પીનાક ધનુષ્યની ટામડી આવશે તેનાથી તે ધારેલું કાર્ય કરી શકશે.

આ અનુવાકમાં—આ પુરશ્ચરણની ક્રિયામાં બીજા એવા પણ કેટલાક પ્રયોગો છે કે જે વામ માર્ગીઓ. મદ્ય પી માંસાહાર કરનાર દૈત્યો તથા રાક્ષસો તથા રાજાઓ ને મારે છે પણ તે પરિણામે હિતાવહી નથી. મન-વાંચ્છિત ફળ આપનાર ભોળાનાથ શંકર સિવાય અન્ય કોઇ દેવ નથી. એ વાત સર્વ પુરાણોમાં પ્રસિદ્ધ છે. વળી વેદ ધર્મ અહિંસક છે પણ હિંસકોએ હિંસા કરી ઇશ્વરને પ્રસન્ન કરવાની ધારણા ધારે તો ઇશ્વર ખિજવાઇને તેની મનકામના પૂર્ણ કરે છે તે આ રૂદ્રાધ્યાય ઉપરથી સિદ્ધ થાય છે.

શત્રુનો વિનાશ કરવાની પણ કુબુદ્ધિ જે કોઇ ધારણ કરશે અને અભિચાર કરશે તો મારણ, ઉચ્ચારણ, વશિકરણ મૃત્યુ. વિનાશ—સામ્રાજ્ય, 'વિજય, સમૃદ્ધિ, બુદ્ધિ, ઐશ્વર્ય ઇત્યાદિ સર્વ ત્રૈલોકયની વસ્તુઓ શંકર આપનાર છે. રાવણને અતુલ બળ, કાવ્યશક્તિ, ત્રિલોકીનું રાજ્ય અને લક્ષ્મી, દેવ દૈત્ય અને માનવો જય તથા વિજય, તપથી પ્રસન્ન થઇ શંકરે આપ્યાં હતા. બાણાશુરને ઉષા નામની દીકરી આપી. અને શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કર્યું. એવા શંકર છે. વીંછુ સાપ અને હાકકાં વીગેરેને કોઇ સંઘરે નહિ પણ આવા દુષ્ટ અને ક્રૂર હિંસક પ્રાણીઓને અભય દાન આપી તેની બ્હારે ધાનાર અને સમુદ્રમંથનમાંથી રત્નો અને અમૃત નીકળ્યાં. તે દેવતાઓને આપી

જ્યારે વિષ્ણુએ પ્રાર્થના કરી કે આ સમુદ્રમાથી નીકળેલુ હલાહલ વિષ સર્વ પ્રાણીઓને દુખદ છે માટે હે શભુ તમારા સિવાય આ ઝેર બીજો કોઇ પીનાર નથી આપ પી જાઓ લોક કલ્યાણ અર્થે શકર બધુ વિષ પી ગયા. આવી તરેહના કૃત્યો પોતાના ભક્તના અર્થે તેમની મનકામના પૂર્ણ કરવા માટે શકરે કર્યા છે. ભક્તની મનકામના પાપ બુદ્ધિવાળી હોય કે પુણ્ય બુદ્ધિવાળી હોય તે કાંઇ શકર જોતા નથી, શકર પોતાના મનમા સમજે છે કે મારે તો ભક્તની તપશ્ચર્યાનુ ફળ આપવાનુ છે સૃષ્ટિક્રમ પ્રમાણે કુબુદ્ધિ કરનારને તો તેનુ વિનાશકારક ફળ મળ્યા વગર કદી રહેશે નહિ માટે મારે આ બાબતમા વચ્ચે પડવાની જરૂર નથી ઇત્યાદિ વિસ્તાર ભયે વધુ લખતા નથી.

હાલના જમાનામા પ્રાશ્ચિમાત્ય કેળવણીને લીધે ઇશ્વર ઉપરથી આસ્થા ઉઠી ગએલી જણાય છે જ્યા જોઇએ ત્યા અહકારજ પ્રત્યેક વ્યક્તિના હૃદયનો રાજા થઇ પડયો છે આ કેવળ અજ્ઞાન અને મૂર્ખપણ છે અને તેને ફેલાવનાર મોટા મોટા વિદ્વાન પ્રોફેસરો છે કોલેજોના વિદ્યાર્થીઓને મોઢે મે સાભળ્યુ છે કે પોતાના કલાસમા એક મહાન કોલેજના પ્રોફેસરે એમ કહ્યુ હતુ કે હુ ઇશ્વરને માનતો નથી. હુ દેવળમા જાઉ છુ તે ફક્ત બાયડીઓ જોવાને માટે જાઉ છુ, આવા ગુરૂના ચેલાઓ કઇ જાતની કળવણી પામશે તે કલ્પના કરી સમજી લેવુ જાપાનના પર્વતો ફાટી અગ્નિએ અને ધરતીકપે તેમ સમુદ્રે જાપાનની મહાન નૌકા સામ્રાજ્યના તોરને દૈર તથા વિજય ગામડા અને શહેરો ખાખ કરી જમીનને તળીયે ગુસાડી દીધા. વોટરલુમાં નેપોલીયનની બુદ્ધિને થાપ આપી લડનની મોટી આગે આખુ શહેર બાળી નાખ્યુ, સ્પેનીશ આરમેડાનો વિનાશ થયો, સાઇકલોન, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વીડ પડવા ઇત્યાદિ જગતના મહાન કાર્યો કોઇપણ વ્યષ્ટિ, કરી શકતી નથી તો ઇશ્વર વગર તે કોણે કર્યા જો 'કર્મના ફળ કોઇ આપનાર નથી તો સત્કર્મ શા માટે કરવા ! અને સદા' ચરણી શા માટે થવુ એનો કોઇ ખુલાસો કરશે ! ઇત્યલમ્.

થોડુ લખે ઘણુ કરી વાચશો.

રાગ કલ્યાણ તેતાલો.

ધ્યાન.

જય ! મગલકર પીતુ પાતા.
જય ! પોનાકી રૂદ્ર હર ત્રાતા જય.

જય ! ભુજગ ભુષણ ઇન્દુ ધર, હે. ભષ્મ અગ ધર દાતા,
જય ! દુષ્ટ વિનાશક પાપહન કર, ભુક્તિ મુક્તિ પ્રદાતા.
જય ! ચિદ્ જ્યોતિ નિલકંઠ શિવ, પ્રેમાનદ અજાના.
વન્હિ શશિ રવિ ધુતિ શ્રીદ્યોતક, જ્ઞાન સ્વરૂપ વિભુ ધાતા.
નદ ઇન્દિરા આનદ ઉદધિ, પ્રેમ સ્વરૂપ જગ નાથા,

नमो व किरीकेभ्यो देवानाᳬ हृदयेभ्य इति

આ મત્રનો અર્થ એ છે કે અગ્નિ, વાયુ, ઇન્દ્ર, યમ, મૃત્યુ. સૂર્ય, પૃથ્વિ, અતરિક્ષ. અન્ન, વૃષ્ટિ, જળ, સમુદ્ર, દાવાનલ, વડવાનલ, ૧૦ પ્રાણ, ૧૧મો જીવ, અહકાર, બુદ્ધિ, ગુણત્રય, મન, ૧૧ ઇન્દ્રિયો, દિશાકાળ, કર્મ ઇત્યાદિમાં આધાર આધેય સબધે, આઘાત પ્રત્યાઘાત સબધે, સમૃષ્ટિ અને વ્યષ્ટિ સબધે ગુણ ગુણી સબધે, આવેગ અને આવેશરૂપે-જ્ઞાન અને ક્રિયા, સબધે, સર્વના અદર રહેલા શક્તિ સ્વરૂપ, ખેચાઇ ગ્રહણ કરવાની શક્તિરૂપ, શબ્દાદિ ગર્જના કરવાની શક્તિરૂપ સમેલન અને વિસર્જન કરનારી શક્તિરૂપ, અનુકુળનુ ગ્રહણ અને પ્રતિકુળ દૂર કરનારી દિવ્ય શક્તિરૂપે તેની અદર રહેલા રૂદ્રસ્વરૂપને અમે નમન કરીએ છીએ.

नमोकिरिकेभ्यो नमो विचिन्वत्केभ्यः नम नम विक्षिणत्केभ्य नमः आनिर्हतेभ्य'

આ મત્રોનુ પુરશ્ચરણ નીચે મુજબ છે

પરાકનુ ભક્ષણ કરીને ૪૦ હજાર જપ કરવાથી પુરશ્ચરણનુ ફળ મળે છે મત્રની શુદ્ધિ અર્થે ગુરૂની સાનિધ્યમા આઠ હજાર જપ કરવો. તેનાથી કર્મ કરવાની યોગ્યતા આવે છે આ મત્રવડે કરીને કોઇપણ વસ્તુ પ્રાપ્ત ન થાય એવી નથી મત્રના પ્રભાવથી સર્વ પ્રાપ્તિ થાય છે

મહાદેવની સમીપમા પોતાને ત્યાનો અગ્નિ ગૃહ્યાગ્નિ અથવા મથન કરીને કાઢેલો અગ્નિ એટલે વૈદિક મત્રવડે કરીને ઉત્પન્ન કરેલો અગ્નિ કુડમા લઇ ઘાણી અને તલની એક લાખ આહુતિ આપવી તેનાથી સુવર્ણની ઉત્પત્તિ થાય છે. અપામાર્ગ એટલે ઝઝેરો અને વેણુબીજ (વાસની ગાઠો) અને યવ દહીં મધ અને ઘીથી યુક્ત કરીને એક અયુત (દશ હજાર) આહુતિ આપવી તેનાથી હજાર ગણુ સોનુ ઉત્પન્ન થાય છે.

કન્યાની કામનાવાળાએ એક કન્યાની આકૃતિ ગુગળની બનાવવી અને તેની પાસે રહી પાચ હજાર જપ કરવો. પછી તે ગુગળની કન્યાના ૬ હજાર કટકા કરીને યજ્ઞમા હોમવા તેનાથી સર્વ આભરણથી ભુષિત થએલી ધર્માર્થને આપનારી કન્યાની પ્રાપ્તિ થાય છે. કમળ અથવા પોયણીના પુષ્પોની એક લાખ આહુતિ આપવાથી રાજ્ય લક્ષ્મી પ્રત્યક્ષ થાય છે.

પાલાસના અકુરો દુધ સહિત મેળવીને એક લાખ આહુતિ આપવાથી યક્ષ, રાક્ષસ, ભૂત, પ્રેત, પિશાચ સર્વ દેખાય છે, અને તેમને વશ થાય છે.

મોટા વનમા ભૂમિની તળ ઉપર અગ્નિકુડનુ સ્થાપન કરી અગ્નિનુ મથન કરી એક અયુત બીલ્વના ફૂળ હોમવાથી અને મુઠીમા માય તેટલા બીલપત્ર લઇને ઘીમા બોળીને પાચ હજાર આહુતિ આપવાથી બીલના ફળ જેવા આકારના સુવર્ણની ઉત્પત્તિ થાય છે.

સાવભૌમ રાજા થાય એવા છોકરાની જેને ઇચ્છા હોય તેણે મહાદેવના ઉપર સફેત કમળોને ગાયના ઘીવાળા કરી એક લાખ આહુતિ આપવી તેનાથી સાર્વભૌમ પુત્રની ઉત્પતિ થાય છે સમી તથા સમિધોના અગ્રભાગને ઘીમા બોળીને તામ્બાના પાત્રમા મૂકીને દહી, મધ, ઘી વાળા કરીને એક અયુત આહુતિ આપવાથી શિવભકત પુત્ર થાય છે.

શ્વેતવર્ચાવ ફૂલચૂર્ણ એટલે અમારી માન્યતા મુજબ શતાવરીના ચૂર્ણને રૂપાના પાત્રમા લઇને કપિલા ગાયની મલાઇમા મેળવીને તેનુ અભિમત્રણ કરીને સેવન કરવાથી તે મનુષ્ય સ્વયકવિ થાય છે

પીપળાના લાકડા લઇને દહી, મધ, અને ઘી વાળા કરીને એક અયુત આહુતિ આપવાથી વૈભવ, વિલાસો વિગેરે મહા ભોગો પ્રાપ્ત થાય છે
મનના જેવો વેગ ધારણ કરવો હોય તો જાગરણ કરીને આ પુરશ્ચરણ કરવું. એક વર્ષ સુધી કૃચ્છ કરીને આત્માની શુદ્ધિ કરવી, અને ૧૮ દિવસ સુધી ભાત, શાક મૂળ વીગેરે ખાઇ અગર ફળાહાર કરીને નિરતર જપ કરવા.

અતઃકરણથી બુદ્ધિપૂર્વક જપ કરવો એટલે કે રાત્રિ દિવસ તેમ સ્વપ્નમાં પણ તેનુ રટણ ચાલુ રાખવુ સ્નાદિ ક્રિયાથી પવિત્ર રહેવુ, બ્રહ્મચર્ય પાળવું. પછી જેની પાસે મંત્ર દીક્ષા લીધી હોય તે ગુરૂને પાચ સુવર્ણના નિષ્ક (એક જાતના સીકકા) ની દક્ષણા આપવી પછી ગુરૂની સમીપ અમર દેવની સામે

૫૦) હજાર મંત્રનો જપ કરવો તેનાથી સાક્ષાત ઉમાપતિ રૂદ્ર પ્રત્યક્ષ થાય છે, અને તેમના પ્રસાદ વડે કરીને ભક્ત મનના જેવો વેગ ધારણ કરનાર થાય છે. જે જે દેશમા જવાની ઇચ્છા કરે તે દેશમા ગુરૂનું સ્મરણ કરીને તે વખત આ મંત્રોને વારવાર ભણવાથી જઇ શકાય છે

ઉપર પ્રમાણે મનના જેવા વેગના પ્રકારો છે

**ટીકા.**

અમારા પાતંજલ યોગદર્શનની ટીકામા બતાવ્યા પ્રમાણે **ततो मनोजवित्वं विकर्ण भाव०** એ યોગસુત્રમા કહ્યા પ્રમાણે અને **उदान जयात् जल पंककंटकादि स्वसंग उत्क्रांतिश्च** એ સુત્રોનો અર્થ આ પુરશ્ચરણ વિધિ સ્પષ્ટ કરી આપે છે કાદવ કાટામા દોડવુ હિમાલયના બરફમા દોડી ઓળગી જવા ઇત્યાદિ યોગીની સિદ્ધિઓ જે દેવોને પ્રાપ્ત થાય છે અને લીંગ શરીર દેહથી બહાર કાઢી ભોગવાય છે તેવુ યોગૈશ્વર્ય ફળ પ્રાપ્ત થાય છે અમારા ડાર્વિન સાહેબના મતવાદી મિત્રો અમારા આ મત્રાર્થોને હસી કાઢશે એ તેઓનુ અજ્ઞાનપણુ અને અનિશ્વરવાદના અધાપાનુ માત્ર ફળ છે એવી આસ્તિક લોકોની સમજ છે આ મંત્રયોગ છે આ કર્મ યોગ છે આ લય યોગ છે અને હઠ યોગ પણ એમાંજ સમાયલો છે. એ વાત ઝીણી નજર કરી જોનાર યોગશાસ્ત્રના અભ્યાસીને સ્પષ્ટ જણાઇ આવશે ઇશ્વરનો સાક્ષાત્કાર ઇશ્વરના સ્વરૂપનુ દર્શન આ મત્રના અનુષ્ઠાન અને યોગબળથી ઇશ્વરની અદ્ભુત શક્તિઓ ભક્તને પ્રાપ્ત થાય છે

જે પ્રમાણે વાવાઝોડુ વાદળાં વીજળી અને અને અતિ ઉકળાટ વીગેરે પૂર્વ ચિન્હો ઉપરથી વૃષ્ટિ થશે અને જળનુ દર્શન થશે એમ અનુમાન થાય છે તેવીજ રીતે **निहार धुमार्का निलानलानाम** ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે ઇશ્વરની પ્રાપ્તિ થવાના એ સર્વ પૂર્વ ચિન્હો છે જેમ જેમ ભક્તને એક એક સિદ્ધિઓનો અનુભવ થાય છે તેમ તેમ શ્રદ્ધા ભક્તિ સંકલ્પ મનો ભાવના અડગ અને દૃઢ શુદ્ધ અંતકરણવાળા નિષ્પાપ ભોળા ભક્તને ઉત્પન્ન થતાં જાય છે. અને તેમા વધારે ને વધારે મચ્યો રહે છે આ જગતનો સર્વ વ્યવહાર નામરૂપ વડે છે એ બે વસ્તુને કાઢીએ તો અવ્યવહાર અદૃષ્ટ નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ શેષ રહે છે.

નામ અને નામીનો સંબંધ તાદાત્મ્યપણાનો છે એને શાસ્ત્રકારો વાચ્ય વાચક ભાવ કહે છે તેથી કરીને વિધિ પુરસરહે શિવ ! અહી આવો, મારી રક્ષા કરો એવા સાંકેતિક શબ્દોનો ઉચ્ચારણ દુખી પ્રાણીએ કર્યો અને એ શિવ

ન આવે તો શિવ ખોટી પ્રતિજ્ઞાવાળા એક લબાડ માણસ તરીકે ખપી જાય જો રક્ષા ન કરે તો તે નિર્બળ છે અને સબળ એવો ઇશ્વર દુઃખ છોડાવનારો નથી એમ સિદ્ધ થાય માટે વિધિપુરઃસર શુદ્ધ ભાવે મંત્રનો ઉચ્ચાર કર્યો એટલે તેના ફળની સિદ્ધિ થવીજ જોઇએ અને સિદ્ધિ ન થાય તો વેદ અને શાસ્ત્રો ખોટા ઠરે અને ન્યુટન તથા ડાર્વિન સાહેબ ઇશ્વરની ગાદી ઉપર ચઢી બેસે.

સર્વ પુરશ્ચરણોનુ ફળિભુત થવુ વર્તમાન જન્મમાજ યજમાનને થાય છે એમ સમજવુ નહિ ઇશ્વરને પણ પોતાના રચેલા કેટલાએક નિયમોનું ઉલ્લંઘન કરવુ પસંદ પડતુ નથી જેમકે કોઇ માણસ એક રાયણનુ બીયું શિયાળામા વાવી આવને ઉનાળે તરતજ રાયણોના ફળ ખાવા ઇશ્વરની પ્રાર્થના કરે તો જે વૃક્ષનુ ફળ વાવ્યા પછી ૧૦૦ વર્ષે થાય છે તે એકાદ મહિનામા મળે તે અશાસ્ત્રીય અને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મુર્ખાઇની માગણી સ્વીકારવા ભક્ત ઇશ્વરની આરાધના કરે છે તો તેને કાંઇ તરત ફળ પ્રાપ્તિ થતી નથી શાસ્ત્ર સૃષ્ટિક્રમાનુસાર સત્ય દ્રઢ શુદ્ધ ભાવના અને સંકલ્પ ફળીભુત થાય છે પણ દેશકાળ સમય પ્રારબ્ધનો ભોગ ઇત્યાદિ પ્રતિબંધક ન હોય તો સંકલ્પ તુરત સિદ્ધ થાય છે.

જે ચિદ્રુપે કાડીની પેટી વગર સૂર્ય અને અગ્નિની જ્યોતિ પ્રગટાવી મૂકી આખા વિશ્વને પ્રકાશિત કર્યું, જે વિશ્વજ્યોતિએ એક ભૂકંપના આંચકાની સાથે મહાન પર્વતોના શિખરો ફાડી નાંખી અંદરથી અગ્નિની જવાળા અને ધાતુનો રસ વરસાવી હજારો લોકોને નાશ ભાગ કરાવી, જે રૂદ્ર સ્વરૂપે સાઇક્લોનિક પવનનુ તોફાન મચાવી ચારે પાસથી સુરક્ષિત મનવારો સમુદ્ર વેસ્ટિત બેટો દરિયાના તળમા સમાવી દીધા જે જગતના ઇજનેરે હિમાલય પર્વતનુ ઊચ્ચ શિખર ૪રાા માઇલ પૃથ્વિની સપાટીથી ઊંચુ બનાવ્યુ અને આટલાંટીક મહાસાગરને ૪રાા માઇલ એટલે હીમગીરી જેટલોજ ઊંડો ખોદી પાણીના બેડાં રેડયા વગર પાણીથી ભરી રાખ્યો. તે મહાન શક્તિને અંગ્રેટા બીયાં અને બીલ્વપત્રમાથી સોનુ કાઢવુ કોઇ પણ રીતે અશક્ય નથી. તેમજ રોગની ઉત્પત્તિ કરવી, રોગનો નાશ કરવો, કોઇને મારી નાખવો ને કોઇને જીવાડવો કોઇને પૈસાદાર તો કોઇને દરીદ્રી કરવો, કોઇને જય અપાવવો અને કોઇને પરાજય કરવો, કોઇને પરણાવી બાયડી આપવી અને

કોઇની મારી નાખવી ઇત્યાદિ મનુષ્યકૃતિની બહારની વસ્તુઓ કરવી એ કાંઇ અશક્ય નથી. કર્મફળની વ્યવસ્થા કરનાર અષ્ટ પહોર જાગતી ને જીવતી ચિદ્રુપ ઇશ્વરની જ્યોતિ સર્વકાંઇ कर्तुं अकर्तुं અને अन्यथाकर्तुं સામર્થ્યવાન છે એ વિષે કોઇપણ અખાડુ અધકચરી દાળ જેવા નાસ્તિકોએ પણ માનવુ પડશેજ.

द्रापे अन्धसस्पते दरिद्र निललोहित ।
आसां प्रजाना मेषां पशूनां मा भेमारोङ्मो चन
किंचनाममत् ॥ ४७ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિદેવ ઋષિ, રૂદ્રદેવતા, ભુરીગાર્ષિ જગતી છન્દ. અને મધ્યમ સ્વર છે.

મંત્રાર્થ

પાપી મનુષ્યની દુર્ગતિ કરવાવાળા ચંદ્રના પતિ, અદ્વિતીય, કોઇની મદદની અપેક્ષા રહિત,સ્વવીર્યવાળા, કંઇપણ ન લેવાવાળા, હે નિલ લોહત કાળા અને રક્તવર્ણમા રૂદ્ર;અમારા પુત્ર પૌત્રાદિક બાળકોને, પશુઓને ભય ન કરશો તેમ રોગ પણ ન કરશો. બે પગવાળા મનુષ્યમાત્ર તથા ચાર પગવાળા જાનવરોને ભય ન કરશો. અમે આપને શરણ છીએ. તેમના પાપોની ક્ષમા કરજો અને તેમનુ સર્વ રીતે મંગળ કરશો.

પુરશ્ચરણ વિધિ એક દિવસ ઉપવાસ કરીને ૧૦ હજાર જપ કરવો. કપિલા ગાયના ઘીની એક અયુત આહુતિ આપવી, તેનાથી ધનવાન થવાય છે. તાવ અને સન્નીપાતમા દુર્વાના અગ્રભાગની પાંચ હજાર આહુતિ આપવી તેનાથી તાવ જઇ દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે.

કોઇએ આપણા ઉપર અભિચાર પ્રયોગ કર્યો હોય તો તેનાથી અભિચારના ભયથી મુક્ત થવાશે.

મહાજનનો દ્રોહ થયો હોય તો તલ ને ઘી થી મેળવીને એક અયુત આહુતિ આપવી તેનાથી ભય ટળી જશે.

ઉદુમ્બર (ઉમરડી) અને તલની એક અયુત આહુતિ આપવાથી સર્વ પ્રાણીને ભય નહિ થાય.

ગ્રામ નગરની વચ્ચે અગ્નિકુંડ કરીને તલ ખાંડીને ઘીવાળા કરીને એક અયુત આહુતિ આપવી પીપળાના મૂળ આગળ બલિ મૂકવો. પ્રથમ ૮ હજાર આહુતિ આપવી તેનાથી ભૈરવ રૂપી રૂદ્ર, ભૂત ગણ સાથે પ્રત્યક્ષ દર્શન આપશે તે જોઇને જે ભય પામશે, તેને ઉન્માદ રોગ થશે, અને સ્થિર રહેશે તેને મહા સિદ્ધિ પ્રાપ્ત થશે.

આપત્તિ આવે ત્યારે તદ્રુપ થઇને તે ભૈરવરૂપનુ સ્મરણ કરવાથી સઘળી આપત્તિઓ દૂર થઇ જશે.

ધ્યાન

જેની પ્રચંડ ગૌરતનુ, સુસ્મિત વદનમા દેખાતી ઉજ્જવલ શુભ્ર દંત પંકિતથી ચંદ્ર કિરણ સમાન નીકળતી કાંતિ, ભસ્મ ત્રિપુંડરૂદ્રાક્ષનુ જેણે ધારણ કરેલુ છે, હાથમા ત્રિશૂળ છે અને કાષ્ઠનુ કમંડલુ તથા ડમરૂ છે, ઢીચણ સુધી શ્વેત જભ્ભો જેણે પહેર્યો છે, વિખરાયલા વન્હિની શિખા સમાન જેની જટા આમતેમ હલે છે, જેના કર્ણમા હીરાના શ્વેત કુંડલ ઝગઝગી રહ્યાં છે, જેની જ્યોતિ હજારો સૂર્ય સમાન પ્રકાશિત છે, જેની કેડમાં કંદોરાના ઘુઘરા છે, એવા ભૈરવ વેષના ભુષણો સહિત વિરાજમાન જ્ઞાન સ્વરૂપ રૂદ્ર શકિતનુ અમે ધ્યાન કરીએ છીએ. ધ્યાતા ધ્યેય રૂપ થાય છે, જેનુ ધ્યાન તેને કીટ] ભ્રમર ન્યાયે સાક્ષાત્કાર થાય છે ધ્યાન એ યોગ આકર્ષણ શકિત છે

ધ્યાન

## ભૈરવ તાલ દાદરો.

ચંડવપુ દિવ્ય તેજ શુભ્ર વર્ણ ધારી,
જય જય જય નિલકંઠ વિવિધ વેષકારી.
ગૌર દિવ્ય તેજ પુંજ વદન સ્મિત ધારી,
ભવ્ય ભૈરવરૂપ ભયાનક સર્વત્ર વિશ્વચારી.
શ્વેત દંત પંકિત વરદ વિશ્વમા વિહારી.
આ ગુલ્ફ કચ સુવર્ણ શુકલાંબર ધારી.
નેત્રમય ત્રિપુંડ શ્વેત દિવ્ય ભાલ ભારી,
કુંડલ કર્ણ હસ્તી દંત લટકતા મનહારી.

ભસ્મ ભૂષિત સર્વાંગ-જય ત્રિશૂળ ધારી,
ડમરૂ કાષ્ટ પાત્ર દિપ હરત કર ધારી.
મંગલ જયમૂર્તિ મંગલ કટી મેખલા સારી,
શુમધુર નાદ કરત ઘુઘરૂ દુખ હારી.
ભક્તવત્સલ કામના પૂર ચિદ્રુપની બલિહારી
ઈંદિરા આનંદ રૂપ જગતમા સંચારી

ટીકા.

આ જગતમાં આકર્ષણ અને પ્રત્યાકર્ષણશક્તિ, એટલે પ્રેમ અને તિરસ્કાર, આઘાત અને પ્રત્યાઘાત, ધ્વનિ, અને પ્રતિ ધ્વનિ ગતિ અને પ્રતિગતિ, ક્રિયા અને ફળ ઇત્યાદિ સ્વરૂપે સર્વ કાર્યને ઈશ્વર પ્રત્યક્ષ જણાય છે. ભરતી અને ઓટ, ઉદય અને અસ્ત, પાપ અને પુણ્ય ભોગ અને રોગ ઇત્યાદિના સાક્ષી ઈશ્વરનુ અસ્તિત્વ સિદ્ધ કરે છે. કર્તા વિના ક્રિયા થતી નથી ક્રિયા વિના કર્મનુ ફળ થતું નથી. ધ્યાન અને સંકલ્પ એ એક જાતનુ જ્ઞાન છે. એ જ્ઞાન સ્વરૂપને ખેંચે છે. પ્રેમ ભક્તિ પ્રાર્થના અને દૃઢ વિશ્વાસ એ એક જાતનુ આકર્ષણ છે.

જેના ગુણ ગાય અથવા સંગત કરે અથવા ધ્યાન ધરે તેના ગુણ પોતાનામાં પ્રવેશ કરે છે.

દરેક પુરશ્ચરણમા ઘણુ ખરૂ શુદ્ધ દેશકાળ અને શિવ સમીપમાં શરીર મન અને જીવાત્માની શુદ્ધિ કૃચ્છ ચાંદ્રાયણ જપ, હોમ, હુત દ્રવ્ય સમિધો મંથાગ્નિ દક્ષિણા, અને ભોજન, ધ્યાનની આવશ્યકતા છે. આધુનીક વિદ્વાનો નકામુ ઘી બાળી કારબોનીક એસીડ પેદા કરવુ એ વ્યર્થ છે એમ સમજે છે એથી કંઈ ફાયદો નથી એમ કહે છે. પરંતુ હોમ કરવામાં નીચે મુજબ કાર્ય સિદ્ધિ થાય છે.

૧ વેદ મંત્રથી ઇશ્વરની પ્રાર્થના થાય છે. અને તેથી આપણામાં ઈશ્વરના ગુણો અંશત પેદા થાય છે જ્યાં ગુણો પેદા થાય કે ઇશ્વરી ઐશ્વર્ય તે પણ તેની પાછળ અંશત આવે છે તેથી કરીને નવા થતા પાપ અટકી જાય છે. અને બુદ્ધિ નિર્મળ થાય છે

૨ જે કાંઇ અન્ન ખાઇએ છીએ અથવા ઘી ખાઇએ છીએ તેમાથી કારબોનીક એસીડ પેદા થતી નથી એ કોણે કહ્યુ ? તેનુ તો મુત્ર અને અને પુરિષ થઇ જળથી કોહી ગંધાઇ ઉઠે છે એ પ્રમાણે અગ્નિમા ઘી વીગેરેને બાળતા જલાંશની તો વરાળ થઇ ઉડી જાય છે તેથી કોવાણુ અને ગંદકી થતી નથી. માત્ર જે પદાર્થ હોમવામા આવે તેનુ પ્રથકરણ થાય છે. અને જે પરમાણુંઓનો તે પદાર્થ બનેલો છે તે પદાર્થો છુટા પડે છે હોમ કરનારા માણસો કઇ મુર્ખાઓ હોતા નથી કે જે હાથમાં આવ્યુ તે બાળે. અમુક દ્રવ્યજ અમુક પ્રકારે અમુક મેળવણી સાથે વિધિથી અમુક પ્રાર્થના અને ધ્યાનથી વિદ્વાન વેદવેત્તા, વૈદ્યો, રસાયનીઓ, શાસ્ત્રીઓ, વીગેરે પ ડિતોનું સમેલન થઇ તેમના વિચારથી હુત દ્રવ્ય બનાવી હોમવામા આવે છે તેથી કરીને રોગનો નાશ થાય છે અથવા તો રોગ ઉત્પન્ન થવા દેતાજ નથી. જે પ્રમાણે એક મોટી દાળના તપેલામા જરા હીંગનો વધાર કર્યો હોય તો આખી દાળમા તે પસરી જાય છે તે પ્રમાણે કોઇ સ્થળે કોઇ સમયે મેઘ આવવાની સર્વ તૈયારી કુદરત તરફથી થઇ છતા તે સ્થળના દોષે અથવા વાયુના દોષે કરીને સહેજસાજ જો બીગાડ હોય તો હોમવડે કરીને ઇશ્વર કૃપા સપાદન કરી પ્રતિબધક દુર થાય છે અને વૃષ્ટિ સૃષ્ટિ નિયમ પ્રમાણે થવા માંડે છે. કારબન અવશ્ય જરૂરની છે. હુતદ્રવ્ય બાળવાથી ($CO_2$) પેદા થાય છે તેનાની સી એટલે કારબન વૃક્ષો ચૂસી લે છે અને જગલની વૃદ્ધિ થાય છે જગલની વૃદ્ધિ થવાથી વરસાદ પડે છે. હવે બાકી ($O_2$) રહ્યા તે ઓકસીજન પ્રાણીઓ શ્વાસદ્વારા લે છે. તેથી કરીને ક્ષય દમ શ્વાસ નળીના રોગો ન્યુમોનીઆ ઓકસીજન લેવાથી મટી જઇ રકત શુદ્ધિ થાય છે, ખાખરના લાકડા અને પાદડામા રકત શુદ્ધ કરવાનો ગુણ છે. ગુગળ બાળવાથી હવા શુદ્ધ થાય છે પ્લેગના વખતમા પાણીથી ઘર ધોઇ નાખતા એટલે કે શરદીના રોગમા શરદી વધારતા હતા પણ જો તે જગ્યાએ ગુગળ, ઘી બડો, સુખડ, કપુર, કસ્તુરી ઇત્યાદિ બાળ્યા હોય તો ધુમાડાથી ઘર ધોવાઇ જાય છે, મેલેરીયા નાશ પામે છે મચ્છરો અને ચાંચડો નાસી જાય છે એ ઘરમાં તાવવાળાને બેસાડયો હોયતો ગુગળ ઇત્યાદિના ધુમાડાથી કરીને વૈદક શાસ્ત્રના મત પ્રમાણે પસીનો થાય છે. તાવ ઉતરી જાય છે અને હોડેલા અને પહેરેલા વસ્ત્રમાથી તથા શરીરમાંથી ગુગળની ગંધ એક મહીના સુધી જતી નથી તો એ કપડામાં મેલેરીયલ જતુઓ શી રીતે રહી શકે વિગેરે વિસ્તાર ભયે વધુ લખતા નથી અનેક રોગો ઉપર તે તે દેશના વિદ્વાનો રસાયનીઓ અને વૈદ્યોએ હોમ કરવાના

તેમજ જેને મંત્ર સિદ્ધિ થઇ છે એવા પવિત્ર બ્રાહ્મણ દ્વારા કર્મ કરવામાં મદદ લેવાની છે.

इमा ॐ रुद्राय तवसे कपर्दिने क्षयद्वीराय प्रभरामहेमतिं
यथानः शमसद्विपदे चतुष्पदे विश्वंपुष्टं ग्रामे अस्मिन्न
अनातुरम् ॥ ४८

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવ ઋષિ, રૂદ્ર દેવતા, અષ્ટિ જગતીછન્દ અને નિષાદ સ્વર છે

મંત્રાર્થ

હે રૂદ્ર! અમારી બુદ્ધિ જેટલી ચાલે છે તેટલી હદ સુધી આ સર્વ પ્રજા વર્ગ તેમ તપસ્વીઓ તેમજ નૈષ્ઠિક બ્રહ્મચર્યવાળા અને બલવાન વીર પુરૂષ શત્રુ વિનાશક અમારા પુત્ર પૌત્રાદિકો અમારા ગૃહ અને ગ્રામ્ય પશુઓ ઇત્યાદિ સર્વમા વસેલા સર્વ જગતમા તથા અખિલ બ્રહ્માંડ અને આ સર્વની રક્ષા કરનાર આપનું અમે ધ્યાન કરીએ છીએ તમે તેમનુ રક્ષણ કરો તેમને દુઃખ દારિદ્રય રોગ અને વિનાશરહીત કરો અમે વારવાર તમારૂ ધ્યાન પ્રત્યેક પદાર્થમાં પ્રત્યેક ઠેકાણે, પ્રત્યેક વેળા કરીએ અને અમારા મનથી વાર વાર આપનું સ્મરણ અને મનન કરીએ છીએ. હે રૂદ્ર અમારૂ રક્ષણ કરો

ટીકા

વેદની એક ઋચાના અનેક અર્થ થાય છે વેદની ઋચા એ ઇશ્વરના સાંકેતિક શબ્દો હોવાથી તેનો ખરો હેતુ અને અર્થ ઇશ્વરજ જાણે છે તેથી કરીને અમે કહીએ છીએ તેજ અર્થ છે એમ કહેતા મનનશિલ મુનિઓ અચકાય છે. જે મનુષ્યે જે શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય અને તેની બુદ્ધિમાં જે અર્થ ઉતરે તે પ્રમાણે અર્થ કર્યા છે. આ મંત્રનો અર્થ લોક શિક્ષાણાર્થે ઉપદેશ તરીકે કર્તવ્ય સૂચવવામા આવે છે. તેમજ બીજી પાસથી પારમાર્થિક દ્રષ્ટિએ જોતા શ્રી રૂદ્ર દેવ શંકરનુ ધ્યાન સ્તુતિ પૂજા વીગેરેનુ સૂચન થાય છે.

याते रुद्रशिवातनू : शिवाविश्वाहाभेषजी ।
शिवारुद्रस्यभेषजीतयानो मृड जीवसे ॥ ४९

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતાઋષિ અનુષ્ટુપછંદ અને ગાંધાર સ્વર છે.

અ ર્થ

હે રૂદ્ર તમારી આ ઔષધિપ કાયા સર્વને કલ્યાણકારી છે. અને આ તમારૂ રૂદ્ર સ્વરૂપ દુ ખ દારિદ્રમાથી છોડવી અને તે વડે કરીનેજ અમે અમારૂં જીવન ધારણ કરી શકીએ છીએ સર્વથી મોટુ ઔષધ અન્ન છે બીજું ઔષધ પ્રાણ છે એ બે વાત શુદ્ધ ન હોય તો મોક્ષ પર્યંત સ્વર્ગ સુખ મળી શકે નહિ તેમજ આ મત્રમાં સેનાપતિ અને રાજા કે જે અષ્ટ વસુમાનો એક વસુ છે તેઓનુ પણ કતવ્ય સૂચવાય છે આ દેહ પચમહાભુતની બનેલી છે માટે અષ્ટ મૂર્તિ જે શિવની છે તે એટલે કે દેશ, હવા, પાણી, આકાશ, ઇત્યાદિ શુદ્ધ હવા ખાવાના સ્થાનો, વાડી, સેનેટરીયમ વીગેરે બાધવા તેમજ લશ્કરમા વૈદ્યો તથા વહાડકાપ કરનારા રાખી તેમને શુદ્ધ હવા પાણી મળે એવી યોજના કરવા કર્તવ્ય સૂચવ્યુ છે

પુરશ્ચરણવિધિ

૮૦૦ પ્રાણાયમ કરીને પાચ હજાર મત્ર જપવાથી પુરશ્ચરણનુ ફળ મળે છે એનાથી ગર્ભ રક્ષા થાય છે. અને ગર્ભસ્રાવ થતો નથી જે સ્ત્રીને અધુરે બાળક જતા હોય તેણે ત્રીજે મહીને ગર્ભની રક્ષા નીચે પ્રમાણે વિધિથી કરવી

જેણે પોતાના પેટના ગર્ભને ઉત્તમ કરવાની ઇચ્છા હોય તેણે નઠારા મનુષ્યો ને જોવા પણ નહિ અને ગર્ભને જેવો બનાવવો હોય તેના જેવું ચિતન કરવુ અને નમસ્કાર કરવા એટલે કે ઉઠતા વાર સૂર્ય ચદ્રના દર્શન કરવા. રામ, કૃષ્ણ, અર્જુન, હનુમાન, ભીષ્મ પરશુરામ, ઇત્યાદિ, ધર્મવીર, દાનવીર, દયાવીર અને રણવીરોના ચિત્ર તથા મુર્તિના દર્શન કરી તથા તેમના ચરિત્રો સાભળી મને તેવો પુત્ર ઉત્પન્ન થાઓ એમ વારવાર ઇશ્વરની પાસે માગવુ કાઇ પણ અશુભ એટલે નઠારી વસ્તુનુ ચિતન કરવુ નહિ આ કતવ્ય એકલા પુરૂષને માટેજ છે એમ નથી પણ બ ન માટે છે

રાજાએ પોતાના ઘરની અદરના ચોકમા ધ્વજાને અલકૃત કરીને મુઠીમાં સારા ચોખા લઇને મધે છાટવા અને પછી ત્યાં વેદી અને અગ્નિકુડ કરવો. વેદીમા એક સાધારણ ઘડો મૂકીને રૂદ્ર કલસ બનાવવો અને પછી मानो महान्त ઇત્યાદિ મત્રથી સોનાના પુષ્પ હાથમા લઇને રૂદ્રનુ આવાહન કરવું. પછી બીજા બે કળશ કરવા તેમા સોનુ અને પાણી ભરવુ સુતર બીજ નીને

નિમળતુ સુતર તેને વિટવુ. પછી સમુદ્રગામિ નદીનુ જળ તેમા રેડવું. અને કોરૂ વસ્ત્ર તે કળશ ઉપર ઢાકવુ. તેમા નવરત્ન નાખવા પછી શિવનું આરાધન કરીને તેનુ અધ પુષ્પાદિથી પુજન ક વુ તે કળસને રાતા પુષ્પની માળા પહેરાવવી અને ધૂપ કરવો અને સરશવના તેલનો દિવો કરવો. બધા પદાર્થોમા કપૂંર મેળવતા રહેવું તેની આગળ ઉપસ્થાન મ ત્ર જપવા. અને હોમ કરવો. હોમવાના દ્રવ્યો ઘી, કપૂંર, તલ, દુર્વા, દહી, મધ, વીગેરે મિશ્રણ કરી હોમ કરવો.

હવિની પૂજા કરવી અને ચોખા ઉપરના મત્ર ભણતા જઇને હોમવા. એનાથી ગભ દીર્ઘાયુષ્ય થશે

કપૂંર અને ચદન યુકત વસ્ત્ર સુગધિત કરીને તે વસ્ત્ર પહેરવુ તથા ઉત્તરીય વસ્ત્ર લેવુ સધ્યા કાળે જપ કરવો તથા બ્રાહ્મણો જમાડગ તેનાથી કરીને રાજાના જેટલી શકિત આવે છે તથા સારી સતતિ દિર્ધાયુષિ થાય છે ગર્ભપાત કદી થતો નથી.

જયા હોમ થતો હોય ત્યા સ્ત્રી અને શુદ્રને આવવા ન દેવા

હાથમા રાજદડ લેવો, ગણુપતિની દૂર્વા વડે પૂજા કરવી

કન્યાની ઇચ્છાવાળાએ ઘીમા ભાતની ધાણી બોળીને હોમ કરવો.

દારિદ્રય નાશ કરવા અપામાર્ગનો હોમ કરવો, સર્વ પાપ દહન કરવાને માટે તલનો હોમ કરવો

બ્રાહ્મણ આદિએ ખાખરની સમિધ લઇ તે ઉપર પીળુ, રાતુ, લીલુ સુતર વીટીને તેનો હોમ કરવો

એક લાખ ઘીની આહુતિ આપવાથી સર્વ મનોરથ પુરા થાય છે. જેને વસ્ત્રની કામના હોય તેણે કુસુદ પુષ્પનો હોમ કરવો, જે વણુના પુષ્પ હોમશે તે વણુના વસ્ત્રો મળશે

જેને વરસાદની ઇચ્છા હોય તેણે શુદ્ધ પ્રદેશમા ગાયના છાણુથી લીપીને રાતા રગે કરીને મડળ કાઢવુ મડળમા નવા કોરા ઘટને મુકવો. તેમા સુગધી દ્રવ્ય નાખી તેને સુતર વીટવુ. અને તે કુભમા સૂર્યનુ આવાહન કરવુ, તથા પૂંજન કરવુ અને દૂધપાકની ૧૦૮ આહુતિ આપવી અને સૂર્યનુ ધ્યાન કરીને એક હજાર સૂર્યનારાયણુના જપ કરવા આ પ્રમાણે સાત અગર ૧૨ દિવસ કરવુ. તેનાથી સૂર્યનારાયણુ પ્રસન્ન થઇ વરસાદ મોકલશે.

પુત્રની કામનાવાળાએ અપવાસ કરીને વ્રતસ્થ પવિત્ર રહેવું. અને ૧૦૮ દૂધપાકની આહુતિ આપવી ઋતુ પ્રાપ્ત થયા પછી સ્ત્રીએ, ચોથે દિવસે નાહિ ધોઇ પવિત્ર થઇ સ્ત્રઆશ્રકાર ધારણ કરી હોમનો વધેલો દૂધપાક ખાવો, તથા ૮૦૦ મંત્રનો જપ કરવો અને બ્રાહ્મણ જમાડવા તેનાથી નિરોગી અને તેજસ્વી પુત્ર થાય છે.

આ અનુષ્ઠાનથી અનિષ્ઠ દર્શન, દુસ્વપ્ન, કોઇએ અભિચાર કર્યો હોય તો તે પણ નાશ પામે છે ગ્રહની પીડા, ભૂતની પીડા, વીગેરેના નાશ માટે રૂદ્રકાલશમા એલચી લવીંગ, કપૂર, લીમડો, જાયફળ વીગેરે નાખી તેજ દ્રવ્યનો હોમ કરવો અને રોજ સવારમાં ૧૦૦૦) હજાર જપ કરવા તેનાથી સર્વ પીડા નાશ થઇ આરોગ્ય, તેજ, વીગેરે વધશે

આ મંત્રને એક વર્ષ સુધી જે જપશે, ખીરનો આહાર કરશે અને જીતેન્દ્રિય રહેશે, તેને આ મંત્રની સિદ્ધિ થઇ અણિમાદિક સિદ્ધિ પ્રાપ્ત થશે.

## રોલાવૃત

ધ્યાન

શક્તિ ચર્મ કર ધરી, મયુર વાહન પર સ્વારી કરી,
રુદ્ર રૂપ રહોય, વિવિધ રૂપ ધર ત્રિપુરારિ,
ધર્મ રક્ષણે ધાય, પાપીના દળમા પેસી,
ક્રોધે રૂદ્ર સંહાર ભક્ત રક્ષક વિશ્વાસી,
સ્મરે ખટ મુખ એ નાથ, વદી દેવ પુરારિ
જય! જય! જય! જય! મહાદેવ કાળના કાળ સ્મરારિ

**परिणो रुद्रस्यहेतिर्वृणक्तु परित्वेषस्य दुर्म्मतिरघायोः ॥**
**अवस्थिरा मघवद्भ्यस्तनुष्व मीढ्वस्तोकाय तनयाय मृडय ॥५०॥**

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ રૂદ્રદેવતા આર્ષિ ત્રિષ્ટુપ છંદ અને ધૈવત સ્વર છે

મંત્રાર્થ

હે તામ્ર વર્ણ રૂદ્ર! પદાર્થરૂપ તરવારના સરખા આ તમારા આયુધોથી તમે ખીજવાઇને અમારા ઉપર ક્રોધ કરી અમને તથા અમારા પુત્ર પૌત્રાદિકને પણ મારશો નહિ. અને પીડા કરશો નહિ. અમે જે તમારા ભક્ત ધર્મા

ચરણ કરી તમને નમનારા છીએ તેના રક્ષણાર્થે તે સ્થિર રહો. અને જે પાપીઓ ધર્મનો વિનાસ કરનાર, દ્રોહી, દુષ્ટ બુદ્ધિવાળા પારકાના હક લુંટનારા છે તેના સંહાર કરી શાંત થાઓ. અને તમારા ધનુષ્યોથી દોર છુટી થાઓ અને અમોને સદા આનંદ આપો.

## પુરશ્ચરણવિધિ

નવદિવસ સુધી કચ્છ વ્રત કરીને દરરોજ આઠ હજાર મંત્રનો જાપ કરવાથી પુરશ્ચરણ ફળ મળે છે.

પુત્રની કામનાવાળાએ આ વ્રત કરવુ અને ગુપ્ત રાખવુ.

વનમા દાવાનલ સળગ્યો હોય તે વનના પલાશ, પીપળો ખેર વીગેરેના સમિધ લઇને દહી, મધ અને ઘી વાળા કરીને શિવાલયના પશ્ચિમ દ્વાર આગળ એક અયુત આહુતિ આપવી. તેનાથી શિવના સરખા પુત્રની ઉત્પત્તિ થશે જે દેવાલય આગળ પીપળો હોય તેની છાયામા અથવા પોતાને ઘેર અથવા ગાયના રહેઠાણમા, આદ્રા નક્ષત્રમા, અમાસને દિવસે, અથવા આથવા કૃષ્ણ પક્ષની અષ્ટમિએ આ અનુષ્ઠાનનો આરંભ કરવો. આગલે દિવસે દંપતીએ ચરૂભોજન કરવુ મંત્રના દરેક અક્ષર મુજબ કળશ ને એક તાંતુ વીટવો, અને તેમાં જલ પૂરીને તેની પ્રાણ પ્રતિષ્ઠા કરવી. ઉચી ઓટલી કરીને તેની મધ્યે એક કુંભ મુકવો, અને તેમા અદ્દતુ. (સોમતુ) આવાહન કરવુ. હે શિવ કૈલાસથી અહી પધારો એમ કરીને શંકરનુ આવાહન કરવુ, અને ગંધ પુષ્પ વડે તેમનુ પૂજન કરવુ. વચલા કુંભથી આડીને દરેક કુંભમાં મંત્રના એક એક અક્ષરનો ન્યાસ કરવો અને ૯ હજાર જપ કરવા કાળી ગાયનુ ઘી મધ વીગેરેનું મિશ્રણ કરીને ૮ હજાર આહુતિ આપવી. તન્માત્રાઓને ઘીની આહુતિ આપવી

પહેલા કળસમા દક્ષની ભાવના કરવી, અને ત્યા શિવનુ સ્મરણ કરી દક્ષને શાપ થયો છે, એમ ધારવુ આસન ઉપર એ જગ્યાએ બેસીને આ ધારણા કરવાની છે, કુંભના જળ વડે શાપ આપીને બ્રાહ્મણો ૮ હજાર અથવા છેવટ એક સો બ્રાહ્મણને જમાડવા કળશ ઉપરનુ વસ્ત્ર આચાર્યને આપી દેવું અને ભોજન તથા પાત્ર નિષ્ક દક્ષિણા આપવી, આમાં કંઇ ઓછું વત્તું કરવુ નહિ

દંપતિઓને પણ શિવનો પ્રસાદ જમાડવો, તેનાથી દીર્ઘાયુષિ શિવ સમાન પુત્ર થાય છે.

ઉપર પ્રમાણે કર્મ કરવાને અશક્ત માલુમ હોય તો એકલા મંત્ર જપ કરવા અને પશ્ચિમ દ્વારના શિવાલયની રાત્રિદિવસ પ્રદક્ષિણા કરવી અને તે પણ જાતે કરવાને અશક્ત હોય તો આચાર્ય દ્વારા જપપ્રદક્ષિણા પૂજન વગેરે કરાવવાથી સારો પુત્ર થશે.

મલાર તેતાલ

ધ્યાન

(મેરા આગન નાચે મેરા એરાગ)

જય ! અખિલ કુંજર ભેદી શિવ ધ્રુપદ
જય ! સ્ફુરત પ્રહરણકર પાપી દલ
જય ! દન્તી ચર્મ વેષ્ટિત તનુ યુતક
સ્મરધ્યાનમા સદા રૂપ પાપ હરં જય—૦
ઇન્દિરા જ્યોતિ ચિદ પ્રણુત જય

ટીકા

सर्वं तत् प्रज्ञानेत्र प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ।
संकल्प क्रतु रसो प्राणो वशा इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य
नाम धेयानी भवंति ॥

સ્મરણશક્તિ સંસ્કાર, બુદ્ધિ, વિચાર, કર્તા, પ્રાણ, વશીકરણ ઇત્યાદિ સર્વ પ્રજ્ઞાનના નામ છે અને પ્રજ્ઞાનએ બ્રહ્મ સ્વરૂપ છે એ પ્રજ્ઞાનજ સર્વ શક્તિ પરબ્રહ્મકે સર્વ કાંઇ તેના આશ્રયે સ્થિત છે અને પોત પોતાના કામ કરે છે હે મનુષ્ય ! મહા પ્રલયાગ્નિ સળગ્યો હોય તેમાથી છુટા પડેલા એક તનખાના સરખો તુ બ્રહ્મ સ્વરુપ છે જેમ તનખો મુખ્ય અગ્નિથી છુટો પડ્યો છે અલ્પ શક્તિ છે ઝટ હોલવાઇ જાય તેવોજ છે. પામર છે. તેમ છતા તે અગ્નિ સિવાય બીજુ કાંઇ નથી.

ધ્રુવાદિક તપસ્વીઓએ પોતાના સંકલ્પથી આખુ બ્રહ્મા ડોલાવી મૂક્યું અને વિષ્ણુને દર્શન દેવાની જરૂર પડી એ સર્વ કાંઇ સત્ય દૃઢ પ્રબલ સંકલ્પનું પરિણામ છે. અશાસ્ત્રીય છે તેને છોડી દે, અને સત્ય સંકલ્પને ધારણ કર વિદ્યુત શક્તિના વિવિધ કાર્યો નવી નવી શોધો સંકલ્પના બળથીજ એટલે કે

જ્ઞાન ક્રિયા અને વિચારની પ્રબળ યોજનાથી થાય છે નિષ્ફળ થવાય તો નિડર રહેજે. નિરાશ થઇશ નહિ. હું કરૂં છું એ તારો વૃથા અભિમાન ત્યજી દેજે. કારણુ કે તારી ઇચ્છા એ એક સંકલ્પ બળ છે. પણ તારી સામી બાજુએ વિશ્વના અનંત સંકલ્પો તારો સંકલ્પ તોડી પાડવા મંથન કરે છે તે તું કયાં જાણે છો એકનું ધાર્યું થશે કે અનેકનું? જો ઇશ્વર અનુકૂળ હશે તો તારો સંકલ્પ ફળીભુત થશે અને તારા સામા પક્ષના પદાર્થો તરફ ઇશ્વરનું વલણ હશે તો તું નિષ્ફળ થશે માટે કર્તા હર્તા ઇશ્વર છે તું નથી તારૂં સઘળું અભિમાન છોડીદે આ રૂદ્રાધ્યાયમાં જે કાંઇ ફળ લખ્યા છે, તે અફળ કદી જનાર નથી દેશ અને કાળનો માત્ર ઇશ્વરી ઇચ્છા પ્રતિકૂળ હશે તો ભેદ થશે, પણ ફળ તો મળશેજ.

मीढुष्टमशिवतम शिवोनः सुमनाभव ॥
परमेवृक्षऽआयुधन्निधाय कृत्तिंवसानऽआचारपिनाकंब्रि -
भ्रदागहि ॥ ५१ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ, રૂદ્ર દેવતા, ત્રિષ્ટુપછંદ અને ધૈવત સ્વર છે.

મંત્રાર્થ

હે ભકતજનોની સર્વ મન કામનાઓ શિઘ્ર પૂરી મનોરથ પુરનાર શંકર! આપ અમારી તરફ પ્રસન્ન ચિત્તવાળા અને શાંત મનવાળા થઇને આપના ત્રિશૂલાદિ આયુધોને ઝાડ ઉપર દૂર રાખીને પીનાક ધનુષ્યને દોરી અને બાણ વગરનું કરી માત્ર શોભાને અર્થે ધારણ કરી વ્યાઘ્રામ્બર પહેરી અને મૃગચર્મ ધારણ કરીને અમારી પાસે હસ્તે મહોડે યુવક વનચરનું સ્વરૂપ લઇ મંગલ કરવાને આવો.

ટીકા

આ મંત્રમા રાજ મંડલના પુરૂષો અને સેનાધિપતિને પોતાને ઘેર મંગલ અવસરે રાજા એ અને પ્રજાએ બોલાવી પૂજન આદી સત્કાર કરી સંતોષવા કે જેથી કરીને તેઓ મંગલ અને શાંતિ પ્રજા મંડલમા પ્રસન્ન થઇ રાખી શકે અને દુષ્ટ અરિનો સંહાર કરે.

પુરશ્ચરણવિધિ

એક રાત્રિમા પદર હજાર જપ કરવાથી પુરશ્ચરણ થાય છે.

જ્યારે પૈસાનો નાશ થવાનો સભવ આવ્યો હોય, પ્રાણ જવાનો ભય હોય, ચોરોનો ભય હોય, ભયથી બીક લાગે ત્યારે, ઘી વડે કરીને પાચ હજાર આહુતિ આપવી તેનાથી સઘળા ભયનુ સમન થશે.

ધ્યાન

આવો આવો કપૂર ગૌર આવો.
મગલકર યુવક દેહ ધરી આવોરે, આવો૦
વનવાસિ વિલાસી અહી પધારો,
મગલ રૂદ્ર કલસ આ સ્વીકારોરે, આવો૦
ભકત વત્સલ ભાવ આ સ્વીકારો,
સ્મિત વદને પીનાકી પધારોરે, આવો૦
ભોળાનાથ ભોળો ભાવ મુજ ઉર ધારો,
અજ્ઞ બાલક શબ્દ પ્રેમ ધારોરે, આવો૦
સત્ય ચિદ્ તેજ રાશિ દીપ હારો.
શુદ્ધ મનથી પૂજન દેવ દિવ્ય હે સ્વિકારો. આવો૦
અણુમાહી અણુરૂપ મહદ અડકોશ છો અહો.
મહદ્ તત્વથી મહદ્ મહાદેવ કહાવો આવો૦
ઇન્દિરા અનત રૂપ હજારો,
પામર પ્રાણી શુ વિચારે બિચારો. આવો૦

विकिरिद्र विलोहितनमस्तेऽअस्तु भगवः
यास्तेसहस्र ꣳहेतयोन्यमस्मन्निव पन्तुताः ॥ ५२ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ રૂદ્રદેવતા આર્ષ્યનુષ્ટુપ્ છદ અને ગાન્ધાર સ્વર છે.

મત્રાર્થ

હે અનેક ઉપદ્રવો નાશ કરવાવાળા, વિવિધ પદાર્થોમા આરૂઢ શુદ્ધ સ્વરૂપવાળા રૂદ્ર તમને નમસ્કાર હો ! તમારા હજારો આયુધો અમે જે તમારા ભકત છીએ તેને છોડીને બીજી જગ્યાએ જ્યા પાપાચરણ થતા હોય એવા દુષ્ટો ઉપર પડો. હે શુદ્ધ સ્વરૂપ ષડ્ ઐશ્વર્ય સપન્ન ભગવાન શકર તમોને અમે વારવાર નમસ્કાર કરીએ છીએ.

પુરશ્ચરણવિધિ

ત્રણરાત સુધી ભાત ખાઇને દશ હજાર મંત્ર જપ કરવો અને દશ હજાર પ્રદક્ષિણા કરીને જપ કરવો એનાથી પુરશ્ચરણ ફળ મળે છે અને જ્યારે મહાજનોનો વિરોધ થયો હોય ત્યારે દહી, મધ, ઘી વગેરે પદાર્થમાં સમિધને બોળીને એક અયુત આહુતિ આપવી તેનાથી ભય જશે સર્વનો જય કરવાની વાસનાવાળાએ ગાયના ઘીમા ઝઝંટાને બોળીને એક લાખ આહુતિ આપવી. એથી કરીને ભુડ વગેરે પ્રાણીઓ પણ વશ થઇ જાય છે

નદી અથવા સમુદ્રના કીનારાના પ્રદેશના જયની કામનાવાળાએ બિલના સમિધ કરીને દહી મધ અને ઘીથી યુકત કરી એક લાખ આહુતિઓ આપવી. દરીયાઇ લડાઇ જીતવાની કામનાવાળાએ જળની મધ્યમા જમીન હોય એટલે બેટ ઉપર જઇ પોતાનો ગૃહનો અગ્નિ અથવા આત્મારૂપી અગ્નિનાં કપિલા ગાયના દુધની એક લાખ આહુતિ આપવી, તેનાથી જય પ્રસ થશે. જેના જેના ઉપર જય મેળવવો હોય તેનુ નામ લઇને હોમ કરવો. અને એક લાખ આહુતિ ઘીની આપવી તેનાથી સર્વ ઉપર જય મેળવાય છે.

ટીકા

આવી તરેહના પ્રયોગો રાવણ જેવા રાજાઓને તથા રાજ મંડળના પુરૂષને માટે વિજય સંપાદન કરવા માટે છે પ્રત્યેક હોમમાં ઘી અથવા તલમાં બોળીને આહુતિ આપવી તેમ છે એનુ કારણ અમને એમ દીસે છે કે સત્વિક અને રાજસ પરમાણુઓ જે કાંઇ હુત દ્રવ્યથી પેદા થાય છે તે ઘણા વખત સુધી ટકી શકે છે. જેવી રીતે કે તેલ અથવા ઘીમા બનાવેલો મલમ અથવા અત્તર કે વઘાર તેની સાથે મિશ્રણ કરેલો પદાર્થ જલદી બગડી જતો નથી સાત્વિક પરમાણુઓથી કેવળ જ્ઞાન સુખ અને ઇશ્વરની પ્રસન્નતા મેળવાય છે તે ઘી દૂધ છે તલની આહુતી રજોગુણાત્મક છે તે રાજસી સુખ આપે છે. રજાત્મક પરમાણુ પેદા કરી સકામી પુરૂષોએ ઇશ્વરને પ્રસન્ન કીધા હોય તો ઇશ્વર પ્રસન્ન થઇ મન કામના સિદ્ધ કરે છે. પણ પુણ્ય ખૂટતાં પછી ક્ષણીક સુખ જતુ રહે છે, અને કર્મ માર્ગમા થએલા હિંસાદીક પાપ પાછળથી ભોગવવા પડે છે. તમાત્માક પરમાણુ વિનાશ મોહ અને દુ:ખ ઉત્પન્ન કરનારાં છે માટે શાસ્ત્રકારે જે પદાર્થ હોમવાના કહ્યા હોય તેજ હોમવા

આપણે બેંકમાં જે ડીપોઝીટ રૂ મૂકીએ છીએ (રૂ. નો અર્થ અત્રે એ છે કે રૂપાના પરમાણુઓ) તે વ્યાજ સાથે માગીએ તે વખતે આપણને

પાછા મળે છે તે પ્રમાણે પરમેશ્વરની બેંકમાં (એટલે આ અખિલ બ્રહ્માંડમાં) જેવા અને જેટલા પરમાણુઓ ઉત્પન્ન કરી આ અહભાવ વડે કરીને પોતાનું સ્વામીત્વ સ્થાપન કરી મુકીએ છીએ તે આ વિશ્વને નિયામક બેંકર જે ઇશ્વર છે. તે એક ઘણુ દાન સહસ્ર ઘણુ પુન્ય એટલે વ્યાજ સાથે આપણને માગીએ ત્યારે પાછુ આપે છે આ સ્પષ્ટ વ્યવહાર છે જે કોઇ નિષ્કામ કર્મ કરે છે તેણે તો એક મહાન યુનીવર્સીટી બંધાવી તેના ખર્ચની રકમ લોક સગ્રહાર્થે મુકી છે અને પોતાનુ સ્વામીત્વ ઉઠાવી નાખ્યુ છે, અને જેને દેખીતો કઇ ફાયદો મળતો નથી એમ લાગે છે. તથાપી તેણે સર્વથી વધારે ફાયદો મેળવ્યો છે એમ સમજવુ તેના ઉપર રાજા પ્રસન્ન થાય છે અને એમ માને છે કે મારા રાજ્યમા આણે મને બહુ મદદ કરી સુખ કર્યું છે તો હુ એને મારા મિત્ર જેવો ગણીશ આખો દેશ તે માણસની કીર્તી ગાય છે અને ઉપકાર મને છે જ્યારે નિષ્કામ પરોપકારી પુરૂષ કોઇ આપત્તિમા આવી પડે છે ત્યારે રાજા અને પ્રજા સર્વ કોઇ તેની મદદે દોડી જાય છે. જેવી રીતે કે બાલ ગગાધર તીલકને શિક્ષા થઇ તે સમયે કેટલાક લોકોએ તેને અર્થે પોતાના જીવ પણ આપ્યા હતા તે પ્રમાણે નિષ્કામ કર્મ કરનારને દેખઇતુ કઇ મળતું નથી તોપણુ સર્વથી વધારે લોકસગ્રહાર્થે ઝઝનારને ફાયદો મળે છે અને બિલકુલ ભાવિમા ઇશ્વર તરફથી નુકસાન થતુ નથી. અને ઇશ્વર પોતાના જેવો તેને ગણે છે.

અમારૂ આ કથન વિધર્મી વિદેશીઓને કદાપિ ગપાષ્ટક જેવુ લાગશે પણ જે કર્મ કરવાથી એટલે કે અગ્નિમા નિરોગી પદાર્થોના પરમાણુઓ લોક સગ્રહાર્થે ઉતપન્ન કરી ઇશ્વરનુ સ્મરણ અને ધ્યાન કરી તેના ગુણગાઇ પ્રસન્ન કરી પૂજન કરી સેવા કરી તેમની વિશ્વ રચના વીગેરેના શાસ્ત્ર સાંભળી વારવાર નમી તેના ઉપર મિત્રભાવ અને પિતૃભાવ રાખી શુદ્ધ મદદગાર માની પોતાનું સવસ્વ અર્પણ કરવુ એ આ એક હોમવડે કરીને થાય છે, અને સમાધિ પ્રકટે છે. એ સિવાય કોઇ સુધારાવાળો આમા સુધારો અને નવી શોધ કરી અમને કોઇ નૂતન માર્ગ બતાવશે કે ?

ધ્યાન ( ગૃહસ્થાશ્રમની શોભા સઘળી એ રાહ)

જય પ્રસનવદના! જય તાપ શમના! જય જગત તણા આધાર
અનુપ સુસોભિત મડપમાંહિ, (૨) દેવપૂજિત સાકાર (૨) જય૦

સવ સ્વમડલ વેષ્ઠિત દેવા, ભક્તજનો સાથ દર્શન લેવા,
નમતા ભાવે વારવાર, ગહનગતિ જેહ આપ અપાર. જય૦
અંબાસહિત હૃદ્વાહ વિરાજે વિશ્વનાથ વર કન્યા રાજે,
જેમ શશિ નભગૃહ ગણુ સાર, જય ! જય ! જય ! શિવ હર ૐકાર
નમીએ સઘળા વારનાર જય૦

**सहस्राणि सहस्र बाह्वोरेस्तव हेतय ।**
**तासामीशानो भगव पराचीनाघामुखा कृधि ॥ ५३**

આ મત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ, રૂદ્ર દેવતા, નિચૃદાર્ષ્યનુ-ષ્ટુપ છદ અને ગાધાર સ્વર છે.

મ ત્રાર્થ

હે ષડ ઐશ્વર્ય સપન્ન ભગવાન! આપનુ સામર્થ્ય અનત હસ્તોમાં એટલે કે પ્રાણીમાત્રના બાહુમા રૂદ્ર સ્વરૂપે વશી રહેલું છે. તેમજ હજારો પ્રકારના આયુધો તેમા પણ વિનાશક શક્તિ તે રૂદ્રનીજ શક્તિ છે. માટે એ આપની સહાર શક્તિને પાપ કરનારા પર વાપરી તેના મુખ ફેરવી પાછા નસાડો. અને અમારૂં રક્ષણ કરો

પુરશ્ચરણ વિધિ

અર્ધ કૃચ્છ્રવ્રત્ત કરીને પદર હજાર જપ કરવાથી પુરશ્ચરણ ફળ મળે છે. આ મત્રથી રાજાના ઉપદ્રવો શાત કરવા સાલ્મ અને વૈકકત, ભાત, યવ, તલ સર્પી વીગેરેની એક અયુત આહુતિ આપવી તેનાથી ઉપદ્રવો નાશ પામશે. મહાદેવની આગળ બેસીને એક લાખ જપ કરવા રાજ્યના મુખ્ય પુરૂષને મારવો હોય તો રાફડાની મટોડી લઇ તેનુ શિવલીંગ આ મત્ર વડે કરીને બનાવવુ અને તે પલળીને ઓગળી જાય ત્યા પર્યંત અભિષેક કરવો ત્યાર પછી તે મટોડી લઇને નદીમા નાખી દેવી અને તેને મરણથી બચાવવો હોય તો પોતાના આહંપલ્ય અગ્નિમા શુદ્ધ ચોખાને ઘીવાળા કરીને એક અયુત આહુતિ આપવી તેનાથી મરણ ભય સમી જશે મોટા વનમા જવું હોય તો આઠ હજાર મત્રવડે કરીને ભસ્મનુ અભિમત્રણ કરી આખા શરીરે ચોળવી તેને કોઇ પણ પ્રકારનો ભય થશે નહિ કૃષ્ણ પક્ષની ચતુર્દશાની રાત્રિએ સ્મસાનમા જઇને રાક્ષસોને ખાવા માટે બીલાડાના માસનો બલી મૂકવો તેનાથી રાક્ષસોનો ભય થશે નહિ ઇત્યાદિ ઇત્યાદિ

જેના જેનાથી ભય પ્રાપ્ત થતો હોય તેના સંકટ નિવારણાર્થે હોમ જપ, બલિ, દક્ષિણા બ્રહ્મભોજન વીગેરે કરાવવા. તેમજ જેના પર સંકટ આણવું હોય તેના નામોચ્ચાર પૂર્વક બલિ વીગેરે આપી અભિચાર કરવો.

ધ્યાન

પૂર્વ કર્મ સંસ્કાર વાસના, નચાવતી જેમ નાચ.
પ્રાણી માત્રના ઓળા નિરખો જગતનાથ જે કાચ,
તકતો સૃષ્ટિ સૂત્રધાર શિવ, વિશ્વ તણા સર્જનાર.
સત્વ રજોગુણ તામસ વેષ્ટિત, ગુણ દે ફળ અનુસાર.
દૈવી આસુરી માનુષ, સંપત આપે વિશ્વાધાર,
અનંતરૂપે હજાર હસ્તે, પાપ દહન કરનાર
બે હસ્તે માનવી બીચારો, કેટલું લઇ શકનાર!
બે મુઠ્ઠી ભરી લીધું પછીથી—ત્રીજી ક્યાં ભરનાર?
દોહડશેરનું જઠર ભરાયું—પછી શું કો ખાનાર?
વિવિધ ભુષણો, પુષ્પ પત્ર ફળ કેરા છે શણગાર
અનેક આયુધ શત્રુ નિકંદન, કાજે જે ધરનાર
નમોચ્ચારણનંદ ઇંદિરા ધ્યાન ગાન કરનાર.

ટીકા

આ મંત્રનો અભિચાર અનુષ્ઠાન હોમ, વીગેરે જે ગુણનો અધિકારી હોય અને જે ફળની ઇચ્છા હોય તેને અનુસરીને છે. જેને દૈવી સંપત્તિ મેળવવી હોય તેને માટે સાત્વિક ક્રિયા છે મનુષ્ય સંપતિ મેળવવી હોય તેને માટે રજોગુણી ક્રિયા છે તમાત્મક પ્રકૃતિના રાક્ષસ—દૈત્યો માંસાહારી અને મદ્ય પીનારાઓને તમાત્મક દ્રવ્યાદિકના હોમદ્રવ્ય અને ઉપાસના કરવાની છે તમાત્મક અનુષ્ઠાનની ઉપાસના અમે ગાળી નાખી છે કારણ કે તેનું ફળ સારૂં નથી. નીચ અધિકારી માટે તે છે

**असंख्याता सहस्राणि ये रुद्रा: अधिभूम्यां तेषां सहस्र**
**योजने अवधन्वानि तन्मसि ॥ ५४ ॥**

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ, રૂદ્ર દેવતા વિરાડાર્ષીનુષ્ટુપ છંદ અને ગાંધાર સ્વર છે.

મંત્રાર્થ

આ જગતમાં વ્યષ્ટિરૂપે અસખ્ય પદાર્થોમાં વસેલી હજારો રૂદ્ર શક્તિ પૃથ્વી ઉપર છે તેના ધનુષ્યોની દોરી છોડીને અમે હજારો યોજન આપના સમષ્ટિ રૂપમાં દૂર ફેંકીએ છીએ. માટે તે વડે કરીને અમને નિર્ભયતા અને રક્ષણ આપની કૃપા વડે પ્રાપ્ત થાઓ

अस्मिन महति अर्णवे अन्तरिक्षे भवा' अधि
तेषां सहस्र योजने अवध्वानि तन्मसि ॥ ५५ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ, રૂદ્ર દેવતા, ભુરિ ગર્ભિણીક છંદ અને ઋષભ સ્વર છે

મંત્રાર્થ

આ મોટા સમુદ્રના જળમા તેમજ અતરિક્ષ આકાશના પોલાણમાં, જે વિવિધ નામ રૂપે વિશેષ શક્તિઓ રહેલી છે તેના ધનુષ્યની દોરી છોડીને હજારો ગાઉ દૂર રૂદ્રના સામાન્ય સમષ્ટિ રૂપમાં ફેંકીએ છીએ તે વડે કરીને અમને નિર્ભયતા અને રક્ષણ આપની કૃપાવડે પ્રાપ્ત થાઓ.

ટીકા

આ મંત્રોમાં પ્રથમ પૃથ્વિ ઉંપરના વ્યષ્ટિ વિશેષ નામ રૂપ વાળા પદાર્થો જેવાકે વરસાદના બુંદો, જે અમને ટાઢ આપે છે અને ભીના કરે છે તથા શરદી ઉત્પન્ન કરે છે તે અમને દુઃખ દેનાર સહારક રૂદ્ર શક્તિની સામે અમે છત્રી ધરીને અને ઘરમા ગોદડામા ભરાઇને અમારૂં રક્ષણ કરીએ છીએ એટલે કે વ્યષ્ટિરૂપી સહારશક્તિના સાધનોની સામે બચાવ શક્તિ અમે મૂકીએ છીએ. અને વિશેષની સામે વિશેષ મૂકીએ છીએ તેથી કરીને સામાન્ય મહદ્ રૂદ્ર શક્તિનો કોપ અમારા પર ન થાઓ એટલા માટે આ પ્રાર્થના છે.

नीलग्रीवा शीतिकठा' दिवं रुद्रा उपश्रिता ॥
तेषां सहस्रयोजने अवधन्वानि तन्मसि ॥ ५६ ॥

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ, બહુ રૂદ્ર દેવતા અનુષ્ટુપ છંદ અને ગાંધાર સ્વર છે

મંત્રાર્થ

સ્વર્ગમા રહેલા દેવરૂપ લીલી ડોકવાળા અને કઇક સફેત ડોકવાળા જે રૂદ્ર છે. તેને અમે આ મત્ર બલના સામર્થ્યથી તેમના સહારક વિવિધ આયુધોને અમે આત્મરક્ષણાર્થે નિર્બલ કરી નાખીએ છીએ અને હજારો ગાઉ દૂર ફેકીએ છીએ તેથી સમષ્ટિરૂપ મહારૂદ્ર કોપાયમાન ન થતા અમોને અભય અને રક્ષણ આપો

ટીકા

શસ્ત્ર અસ્ત્રની (ઓફેન્સીવ) Offensive) રૂદ્ર શકિત એટલે સહાર શકિતની સામે(Defensive)રૂદ્ર શકિત વાપરી અમે સમષ્ટિરૂપ રૂદ્રની સ્તુતિ કરી પ્રસન્ન કરીએ છીએ તેથી કરીને અમારા ધર્મ કર્મ નિર્વિઘ્ન પાર પડી અમારા ઉપર રૂદ્ર દૈવતનો કોપ ન થાઓ

**सर्वंखल्विदंब्रह्म** એટલે કે આ જગતમા જે કાઇ છે તે એકજ બ્રહ્મ જેને અત્રે રૂદ્રશકિત કહીને વર્ણવી છે તે છે **एकोहंबहुस्याम** એ શ્રુતિથી એકજ રૂદ્ર અનેકરૂપે દેખાય છે એ રૂદ્રની ત્રણશકિતઓ એટલે કે જ્ઞાનશકિત, ક્રિયાશક્તિ, અને પદાર્થોના ગુણની શકિત એમ ત્રણે રૂપે વધતા ઓછા પ્રમાણમા સ્પષ્ટ જોવામા આવે છે. એટલે કે જેને પ્રકૃતિ કહે છે, તેના પ્રત્યેક પરમાણુમા આ સત્વ, રજ, અને તમ, વધતા ઓછા પ્રમાણના ભેદ વડે વિવિધરૂપે ભાસે છે. એને પ્રકૃતિની વિકૃતિ કહે છે જો એ ત્રણ ગુણો એટલેકે જ્ઞાન ક્રિયા, અને પદાર્થથી બલશક્તિ, એક સરખા પ્રમાણમાં હોય તો પ્રકૃત્તિની સામ્યાવસ્થા કહેવાય છે અને તેથી કરીને નામરૂપાત્મક જગતના વિવિધપદાર્થો ભાસતા નથી. તેનેજ સ્વરૂપસ્થ સ્થિતિમા છે એમ કહેવાય છે. દૃષ્ટાત તરીકે ગળપણ એ એકજ વસ્તુ છે તેમ છતા તેના વધતા ઓછા પ્રમાણને લીધે નામ અને રૂપ ગુણ અને સ્વાદ જુદા જુદા છે એકલી ખાડનુ નામ દિવાળીમા ખાડના રમકડાં મળે છે તે છે. કે જેમાં ખાડ સિવાય બીજા કશાનુ મિશ્રણ નથી જેમા કઇ એક ખાર ભરેલો છે એવુ જે ગળપણ તેનુ નામ ગોળ છે જેમા ઘઉનો લોટ ઘી અને ખાડ છે તેનું નામ ઘેબર છે ઘેમર કરતા વધતા ઓછા પ્રમાણમા ઘી ખાડને લોટ છે તેનુ નામ જલેબી પાડયું છે વીગેરે વીગેરે. તેવી રીતે રૂપ રંગ ગુણ નામ આકાર સ્વાદ ઇત્યાદિ એકજ પદાર્થ છતા ભિન્ન ભિન્ન ભાસે છે તેમજ એક જ્ઞાન સ્વરૂપ શુદ્ધ ચૈતન્ય સમષ્ટિરૂપે રૂદ્ર દૈવત છે તે વ્યષ્ટિરૂપે અને સમષ્ટિરૂપે જણાય છે.

દષ્ટાંત કે એક કે ખૂની ચોર તરવાર લઇને આપણો શિરચ્છેદ કરવા આવ્યો તે વ્યષ્ટિરૂપ રૂદ્રશક્તિ છે તેની સામા ધર ધણી ઢાલ અને સોટો લઇને ચોરનું કાંડું ભાંગી નાખી તેના હાથમાની તરવાર છીનવી લઇ એક હજાર યોજન દૂર ફેંકી દે અને નિર્ભય થઇને બેસે એ પણ વ્યષ્ટિરૂપ રૂદ્રશક્તિ છે, આ બંને વ્યષ્ટિરૂપ રૂદ્રશક્તિ સામસામે લડવાથી સમષ્ટિરૂપ મહારૂદ્રને ક્ષોભ ન થાય તેની શાંતિ અર્થે આ અધ્યાયના સર્વ મન્ત્રોમાં પ્રાર્થના છે.

## આ ચાર મન્ત્રોનુ પુરશ્ચરણ નીચે પ્રમાણે છે

ચાદ્રાયણ કરીને કાયાની શુદ્ધિ અર્થે પાચ હજાર જપ કરવો તેનાથી પુરશ્ચરણ ફળ મળે છે આ મન્ત્રોથી કરીને અભિચાર પણ થઇ શકે છે. રાજાએ પોતાના દેશમા જન્મેલા હોય એવા બ્રાહ્મણોને બોલાવી હોમ કરાવવો. નેતર શાળીયુ ભાત, વાસના ટટકા આકડાનુ રૂ, અને સસલાના લોહી વાળા કરીને એક લાખ આહુતિ આપવી અડદના લોટનુ પુતળુ બનાવીને તેમા શત્રુના પ્રાણની પ્રતિષ્ઠા કરવી અને પછી તેના કટકા કરવા અને ૮ હજાર આહુતિ આપવી. ત્યારપછી સસલાના રૂધિરમા દર્ભ બોળીને ૮ હજાર આહુતિઓ આપવી. આ પ્રયોગથી શત્રુનો નાશ થાય છે. દહી મધ અને ઘીની આહુતિ આપણા ઉપર જો કોઇએ અભિચાર કર્યો હોય તો પાચ હજાર આપવાથી તે અભિચાર દોષનુ સમન થશે.

ટીકા

આજકાલ સહેજ સહેજ વાતમા મનુષ્યો એક બીજાનુ ખૂન કરવા અને લડી પડવા મડી જાય છે. તેવા અલ્પ સકલ્પીઓને માટે આ અભિચાર પ્રયોગો નથી. રાવણ જેવા દૃઢ સંકલ્પીઓ પર તપ કરનારાઓને માટે આવા અભિચાર પ્રયોગો છે એટલા માટે અમારો મત એવો છે કે આવા દુષ્ટ સકલ્પો હાલની પ્રજાને શ્રેયષ્કર નથી તેમજ ફળદાયક નિવડતા નથી. સામાનું વિના કારણે બગાડવા જતા આપણુ પોતાનુજ બગડે છે એ નિયમ યાદ રાખવો શરૂઆત દૃઢ શુદ્ધ, સત્ય સકલ્પ લોકસઆહાર્થે કરવો ઉચિત છે તે કરવાને કઇ હરકત નથી.

ધ્યાન

રાગ બીભાસ

અડ વપુ અડ પાસ, પ્રળયાનલ રૂપ સકાશ
ભિષણ રૂપ અતિ કરાલ, કાળના જે કાળછે

વદન પચ મ્હોટી દાઢ, દત અતિશય વિશાલ,
ભડકતી ભય ભરી વિશાલ, અગ્નિ જ્વાલ વિશિખ છે
ક્રોધથી કરાલ ભ્રુત્ર, વન્હિત્રય ભડકે ભ્રુવ,
ગગન સુધી પહોચી દેહ, દશ દિશે છે અગ્નિ પૂર
તે મહિ છે શિવ શૂર, હેમ રસ પિત્ત સિદુર,

સરખી શિવ મૂર્તિ છે.

ઇન્દ્ર યમ વરૂણ ડર્યા, વિષ્ણુ વિરચી નમીને ગર્યા,
શેષ સળકયો કપી રહ્યા, રવિ શશિને ગૃહ ગણ્યા,
છન્દના શુ ગણુતી માલ, સ્મરણ ધ્યાન ગાન માલ,
તદ્રુપ છે તાન માલ, હુ પદ ગયો ભૂલીને

नीलग्रीवा शितिकण्ठा शर्वा अध क्षमाचरां॥
तेषां सहस्र योजने अवधन्वानि तन्मसि॥ ५७॥

આ મત્રના પરમેષ્ઠિ પ્રજા પતિ દેવતા ઋષિ, રૂદ્ર દેવતા, નિચૃદાષ્ઠુષ્ટુપછન્દ અને ગાધાર સ્વર છે.

મત્રાર્થ

લીલી અને સફેત ડોકવાળા જે રૂદ્રો પાતાળમાં વસેલા છે. તેના ધનુષ્યની દોરી છોડી દઇને હજારો ગાઉ દૂર ફેકી દઇને અમે નિર્ભયતા અને અમારૂ રક્ષણુ પ્રાપ્ત કરીએ છીએ તથા સમષ્ટિ રૂપ રૂદ્ર અમો ઉપર કોપાયમાન ન થતા અમોને અભય અને રક્ષણુ આપો.

ટીકા

આ ચાર મત્રમા જુદે જુદે સ્થળે જુદી જુદી રૂદ્ર શક્તિઓ વ્યાપક છે તેના ત્રાસથી ઉપરના આ મંત્રો છે પહેલામા ભૂમિ ઉપરના બીજામાં સમુદ્ર અને અતરિક્ષના ત્રીજામા સ્વર્ગના અને ચોથામાં પાતાળના રૂદ્રોનુ વર્ણુન છે જગતના પ્રત્યેક પદાર્થમા પ્રકૃતિના ગુણુ એટલે કે સ્થિતિ લય ઉદ્ભવ છે તેમા ત્રણુ સ્વરૂપ છે જેમકે સોમલમાં તાવ કાઢવાની શક્તિ તે સાત્વિક છે તેમા મારવાની શક્તિ સહાર શક્તિ છે. અને રગના કામમા આવે છે તે એની રજોગુણુ શક્તિ છે. તેમજ આ અન્નરસમય શરીરમા મનબુદ્ધિ ચિત અહકાર એ અન્નના સાત્વિક ભાગથી પેદા થઇ

આયુષ્ય મળે છે તેમજ તેના રજોગુણથી ઇન્દ્રિયો માંસ મજ્જા વૃદ્ધિ પામે છે અને તમાત્મક ભાગથી મળ ઉત્પન્ન થાય છે. આ ત્રણેમાં ત્રણ પ્રકારની રૂદ્રશક્તિ છે. એમ જાણવું.

આ મંત્રોમાં સર્વ પદાર્થોમાં રહેલી ત્રણ પ્રકારની શક્તિમાંથી તે તે પદાર્થના રહેલા ગુણ જાણી તે તે પદાર્થને જેવા જેવા કામમાં વાપરવા હોય તેવા તેવા કામમાં તેને વાપરવા જેવી રીતે કે શત્રુને મારવામાં તોપ ગોળા છોડવા. તેમજ આપણા રક્ષણાર્થે પણ તોપ ગોળા છોડવા અને અણીને વખતે કામ લાગે એટલા માટે આગમચથી ભરી રાખવા કેમકે આગ લાગે તે વખતે કૂવો ખોદાવા જવાનો નથી દીર્ઘ દ્રષ્ટિવાળા પુરૂષોએ હજારો વર્ષ આગમચથી તૈયારીઓ કરતા જવી અને દેશાટનો કરતા રહેવું

> ये वृक्षेषु शष्पिञ्जरा नीलग्रीवा विलोहिता
> तेषा सहस्रयोजने अवधन्वानि तन्मसि ॥ ५८

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ ઋષિ, રૂદ્રદેવતા, નિચૃદાર્ષ્યનુષ્ટુપ છંદ અને ગાંધાર સ્વર છે.

જે જે રૂદ્રો લીલા ઘાસના જેવા, લીલા વર્ણવાળા, કાળી ડોકવાળા તેજોમય શરીર વાળા. રક્તવર્ણવાળા છે અને વૃક્ષોમાં નિવાસ કરીને રહેલા છે તેમના ધનુષ્યને અમે પ્રાર્થનાના બલવડે દોરીથી છૂટું કરી હજારો ગાઉ દૂર ફેંકી દઇએ છીએ. તેથી સમષ્ટિ રૂપ રૂદ્ર અમો ઉપર કોપાયમાન ન થતાં અમોને અભય અને રક્ષણ આપો

> ये भुतानाम अधिपतय' विशिखास: कपर्दिन ।
> तेषां सहस्रयोजने अवधन्वानि तन्मसि ॥ ५९

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ ઋષિ, રૂદ્રદેવતા, આર્ષ્યનુષ્ટુપ છંદ અને ગાંધાર સ્વર છે.

મંત્રાર્થ,

જે રૂદ્રો પંચ મહાભુતની વિનાશક શક્તિના અધિપતિઓ છે, અને સન્યાસીઓ તથા નૈષ્ટિક બ્રહ્મચારીઓ જટાવાળાના સ્વરૂપે છે. તેમના વિનાશક ધનુષ્યની દોરીને છોડી હજારો ગાઉ દૂર અમે ફેંકીએ છીએ, તેથી સમષ્ટિ રૂપ રૂદ્ર અમો ઉપર કોપાયમાન ન થતાં અમોને અભય તથા રક્ષણ આપો.

ये पथां पथिरक्षयः ऐलबृदा' आयुर्युधः
तेषां सहस्र योजने अवधन्वानि तन्मसि ॥ ६०

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ ઋષિ, રૂદ્ર દેવતા, નિચૃદ્મહાઅનુષ્ટુપ છંદ અને ગાંધાર સ્વર છે.

મંત્રાર્થ.

જે જે રૂદ્રો લૌકીક અને વૈદિક માર્ગોના અધિષ્ઠાત્રા છે, તેમ વિવિધ માર્ગોના પણ રક્ષક છે પૃથ્વિના અન્નને ધારણ કરનારા છે. તથા જેઓ પ્રાણી માત્રના આયુષ્યની સામે યુદ્ધ કરનારા છે તે તે રૂદ્રોના ધનુષ્યોને અમે દોરી વગરના કરી હજારો ગાઉ દૂર ફેંકીએ છીએ તેથી સમષ્ટિરૂપ રૂદ્ર અમો ઉપર ક્રોધાયમાન ન થતાં અમોને અભય તથા રક્ષણ આપો.

ટીકા

આવી તરેહના મંત્રોમાં અખિલ બ્રહ્માંડ વ્યાપક પૃથક પૃથક વ્યષ્ટિરૂપ (એટલે કે પદાર્થો અને તેની શક્તિઓ) જે રૂદ્ર શક્તિઓ છે તેમાની કેટલીએક રૂદ્રશક્તિ અમારી તરફેણમા અમારૂં રક્ષણ તથા ભલુ કરવામાં બીજી કેટલીક રૂદ્રશક્તિઓ અમારી સામે વિનાશ કરવામાં અને કેટલીએક રૂદ્ર શક્તિઓ અમારી ઉપેક્ષા કરવામા (For)–Against, અને Neutral છે દૃષ્ટાંત તરીકે એક દેશ ઉપર કોઇ શત્રુ તેને નિર્બળ જાણી પોતાનું સૈન્ય તેને હરાવવા મોકલે અને પરતંત્ર કરે તેની સામે કેટલાએક નિસ્વાર્થી પરોપકારી ધનાઢયો, મુંડન કરાવેલા સન્યાસીઓ, તપસ્વીઓ, જટાધારી બ્રહ્મચારી, યુવકો, ધર્મ ન્યાય નીતિ સ્વતંત્રા અને સ્વરાજ્ય મેળવવાને અર્થે સત સાધુ અને અનાથનુ રક્ષણ કરવા. દયાથી ઉભરાઇ તપશ્ચર્યા છોડી હાથમાં શસ્ત્રધારણ કરે છે અને સ્વધર્મનુ રક્ષણ કરવા અને લોક સંગ્રહાર્થે પ્રાણ અર્પણ કરે છે અને એવી તા નીકળી પડે છે. તે સર્વેના ધનુષ્યની દોરી એટલે કે તેના હથીયાર મૂકાવી છોડાવી દઇ અમારી તરફેણના અમારી સામેના અમારી ઉપેક્ષા કરનારાના આ મંત્રના બળથી તેમને શાંતિ પ્રસરાવી હથીયાર છોડાવીએ છીએ. અને તેમ આરામ આપીએ છીએ. તેથી સમષ્ટિરૂપ રૂદ્ર શક્તિ અમારા ઉપર કુપિત ન થતાં કૃપા દૃષ્ટિ રાખો એવી પ્રર્થના છે. જ્યારે અમે અહમમત્વ છોડી સમષ્ટિરૂપની પ્રાર્થના કરીએ છીએ તેની આગળ આ મમત્વ ધારણ કરનાર વ્યષ્ટિરૂપ પદાર્થોની શકિતની જરૂર રહેતી નથી તે તુચ્છ છે.

ये तीर्थानि प्रचरन्ति सृकाहस्ताः निषङ्गिणः
तेषां सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ६१

આ મંત્રના પરિમેષ્ઠિ પ્રજાપતિ ઋષિ, રૂદ્ર દેવતા નિચૃદાર્ષ્યનુષ્ટુપ છંદ અને ગાન્ધાર સ્વર છે.

મંત્રાર્થ

જે રૂદ્રો તીર્થમા ફરતા હરતા રહે છે અને બાણના ભાથા વાળા છે. એના હાથમા વજ્ર છે એવા ધર્મ રક્ષક રૂદ્ર દેવતાના ધનુષ્યની દોરીને છોડીને અમે દૂર સહસ્ર યોજન ફેંકીએ છીએ તેથી સમર્થિક રૂદ્ર અમો ઉપર કોપાયમાન નહિ થતા અમને અભય અને રક્ષણ આપો.

ટીકા

દુનિયામા તીર્થ સ્થાવર અને જંગમ એ બે પ્રકારનાં છે ગંગા નર્મદા, તાપી, ઇત્યાદિ સ્થાવર તીર્થ કહેવાય છે લજપતરાય, ગાંધીજી, તીલક, સ્વામી દયાનંદ તથા કેટલાક નૈષ્ઠિક બ્રહ્મચારી અને ઉપદેશકો ઘેર ઘેર દેશ દેશ, ગામેગામ, ગલીએ ગલી લોક હિતાર્થે ફરતા ફરે છે. બ્રહ્મચર્ય પાળે છે. એક ઠેકાણે ઘણો વખત રહેતા નથી એવા લોકોપદેશક સંત સાધુઓ જંગમતીર્થ કહેવાય છે જે વસ્તુનુ વારંવાર ચિંતન થાય છે તેના ગુણ કર્મ સ્વભાવ શકિત અને સામર્થ્ય પોતાનામા પ્રકટ થાય છે—અને જેની જેની ઇચ્છા થાય છે તે પરિપૂર્ણ થાય છે શાસ્ત્ર ધાર્મિક ઇચ્છાથી ઇશ્વર પ્રસન્ન થઇ ફળ આપે છે અને અનિષ્ટ થતુ નથી દુષ્ટ વાસનાવાળાને વખતે ફળ મળે છે અને વખતે મળતુ નથી પણ તે વિનાશી છે અને અને ઇશ્વર તેના ઉપર પ્રસન્ન થતા નથી. અને કર્મ કરતાં જે કાંઇ પાપ થાય છે તેનો બદલો મળ્યા વગર રહેતો નથી પ્રત્યેક કર્મની ક્રિયા કરવામાં કંઇને કંઇ પાપતો ભળેલુ હોય છે. પુણ્યકર્મીનુ ઇશ્વર પાપ માફ કરે છે અને પાપીઓનુ પાપ માફ થતું નથી.

પુરશ્ચરણવિધિ

કૃચ્છ્ર કરીને પાંચ હજાર જપ કરવાથી પુરશ્ચરણ થાય છે સ્ત્રી ઋતુમાંથી શુદ્ધિ થયા પછી જે દિવસે ગમન કરવું હોય તે દિવસે પોતાના ગાર્હપત્ય અગ્નિમાં કપીલા ગાયના ઘીના સર્પીનું મિશ્રણ કરીને (હજાર આહુતિ આપવી, ત્યાર પછી સંભોગ કરવો. તેનાથી વિદ્વાન અને વંશને વધારનાર

યુત્ર થાય છે, ત્યારપછી કોઇ મોટા તીર્થમાં જઇને પોતાના ગૃહાગ્નિમાં શુદ્ધ ઘીમાં લપેટીને એક અયુત આહુતિ આપવી અને પછી તેની ભસ્મ તીર્થમાં નાખવી પછી નાહિને પોતાના અગ્નિની પ્રાર્થના કરવી તેનાથી તીર્થ ગમનના પુણ્યનું ફળ જે શાસ્ત્રમાં કહ્યું છે તે યથાર્થ મળશે.

ધ્યાન

આગલા મંત્રો પ્રમાણે કરવું.

ये अन्नेषु विविध्यन्ति पात्रेषु पिबत जनान्।
तेषां सहस्त्र योजने अवधन्वानि तन्मसि ॥ ६२

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ દેવતા ઋષિ, રૂદ્ર દેવતા, વિરાડાર્ષ્યં-નુષ્ટુપ છંદ અને ગંધાર સ્વર છે.

મંત્રાર્થ

ખાવાના અન્ન અને પીવાના દૂધ પાણી વીગેરેમાં જે કોઇ રોગોત્પાદક વિનાશક રૂદ્ર શક્તિ છે અથવા દુષ્ટ મનુષ્યોના હૃદયમાં દુષ્ટ સંસ્કારને લીધે ઝેર ભેળી મારી નાંખવાની જે કાંઇ રૂદ્ર શક્તિ છે તે સર્વ વ્યષ્ટિરૂપ રૂદ્રોના ધનુષ્યોની દોરી (એટલે કે તેની વિનાશકારી શક્તિ દૂર કરીને) અમે પ્રાર્થનાના બળ વડે છોડીને હજારો યોજન દૂર ફેંકીએ છીએ તેથી સમષ્ટિરૂપ રૂદ્ર અમો ઉપર કોપાયમાન ન થતા અમને અભય અને રક્ષણ આપો.

પુરશ્ચરણ પૂર્વમંત્ર વત કરવું

ये एतावन्त' चथे रुद्रा भुर्यांयासः च विस्र' रुद्राः
वितस्थिरो तेषां सहस्त्रयोजने अवधन्वानि तन्मसि ॥ ६३

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિ ઋષિ, રૂદ્ર, દેવતા ભુરૂગતર્ષ્યં-અનુષ્ટુપછંદ અને ગાંધાર સ્વર છે.

મંત્રાર્થ

આગલા મંત્રોમાં કહ્યા છે તે રૂદ્રો સિવાયના જે અમારા જાણવામાં નથી. અને દશે દિશામાં વ્યાપિ રહી વસેલા છે. અને જેને અમે જાણતા નથી તે સર્વ રૂદ્રોનાં આયુધો આ મંત્રબલના સામર્થ્ય વડે કરીને અમે તેમને નિઃશસ્ત્ર કરી તે આયુધોને હજાર યોજન દૂર ફેંકી દઇએ છીએ અને

શાંત કરીએ છીએ તેથી સમષ્ટિરૂપ રૂદ્ર અમો ઉપર કોપાયમાન ન થતાં અમને અભય અને શાંતિ આપો.

પુરશ્ચરણ આગલા મંત્રો પ્રમાણે.

नम अस्तु रुद्रेभ्य' ये दिवी येषां वर्षम् इषव' तेभ्यः
दश प्राची दश दक्षिणा दश प्रातिची दश उदिचीः दश
उर्ध्वा तेभ्यः नमो अस्तु तेन अवन्तु ते न मृडयन्तु
तेय द्विष्मः य श्चन द्वेष्टि तम एषां जम्भे दध्म' ॥ ६४

આ મંત્રના પરમેષ્ઠ પ્રજાપતિ દેવતાઋષિ, રૂદ્ર દેવતા નિચૃદ્ધૃતિ૨૭૬ અને ઋષભ સ્વર છે.

મંત્રાર્થ

જે રૂદ્રો સ્વર્ગમાં રહેલા છે અને જેમના બાણુ વૃષ્ટિ છે. અમારા રક્ષણુ સારૂ જેઓ અન્ન ઉગાવે છે તેમને નમસ્કાર છે જે અમારો દ્વેષ કરે છે અથવા અમે જેનો દ્વેષ કરીએ છીએ એવા અથવા તો લુંટ ફાટ કરીને અમને દુઃખ આપે છે તે સર્વને અમે બીલાડાના મુખમાં જેમ ઉંદર ને સંપુરત રીત અથવા તો ઘટીમાં જેમ અન્નને ભચડવા મૂકીએ તે પ્રમાણે મહારૂદ્રના ત્રિકાળ દાઢ સમાન ખંત્રાથી જે દેખાય છે અને જેમાં મોટા મોટા દાંત છે તેમાં મૂકીએ છીએ. તેથી કરીને સમષ્ટિરૂપ રૂદ્ર અમારા ઉપર કોપાયમાન ન થતા અમારૂં રક્ષણુ કરી સુખાવહ થાઓ. હે રૂદ્ર! અમે બંને હાથની દશ આંગળીઓ સાથે જોડી તમને ઉંચે નીચે અંતરિક્ષમાં દશે દીશાના સર્વત્ર નમસ્કાર કરીએ છીએ તેથી ત્રિલોકમાં શાંતિ પ્રસરાઓ અને અમને શાંતિ આપો.

પુરશ્ચરણ તથા ધ્યાન ૬૬મા મંત્રની નીચે લખ્યુ છે.

नम अस्तु' रुद्रेभ्य ये अन्तरिक्ष येषां वातः इषवः दश प्राचीः दश दक्षिणा दशप्राचेचा दशउदिची दशउर्ध्वा. तेभ्यः नमः अस्तुः तेन अवन्तु तेन मृडयन्तु ते यं द्विष्म य श्चन द्वेष्टि तम एषां जम्भे दध्म ॥ ६५

આ મંત્રના પરમેષ્ઠ પ્રજાપતિ ઋષિ, રૂદ્રદેવતા, ધૃતિ૨૭૬ અને ઋષભ સ્વર છે.

મંત્રાર્થ

જે રૂદ્રેની વિવિધ શકિતઓ અંતરિક્ષમાં છે. જેના પવન રૂપી બાણો છે અર્થાત્ વધતા ઓછા પવનના વહન દ્વારા સર્જન્ પાલન, અને પ્રબળ વંટોળીયા આદિથી સંહાર કરે છે, એવા રૂદ્રને અમે નમસ્કાર કરીએ છીએ. તે અમને સુખાવહ થાઓ અને જે રૂદ્ર શકિતઓ અને મનુષ્યાદિ અમારો વિનાશ કરનાર છે તેને અમે રૂદ્રની દાઢમા મૂકીએ છીએ. હે રૂદ્ર! તમને ઉંચે નીચે દશ દિશામાં દશ અંગુલિપૂર્વક દશ દશવાર નમસ્કાર કરીએ છીએ. એટલે કે દશ પૂર્વ દિશામાં દશ પશ્ચિમ દિશામા, દશ ઉત્તર દિશામા, દશ દક્ષિણ દિશામા એમ નમસ્કાર કરીએ છીએ

પુરશ્ચરણાદિ છેલ્લા મંત્ર મુજબ કરવુ.

नम अस्तु रुद्रेभ्य ये पृथिव्याम् पर्षा अन्नम इषव तेभ्य: दश प्राची दश उदिची: दश उर्ध्वा: तेभ्य नम: अस्तु तेन: अवन्तु तेन: मृडयन्तु तेय द्विष्म य चन द्वेष्टि तम इषां जम्भे दध्म ॥ ६६

આ મંત્રના પરમેષ્ઠિ પ્રજાપતિદેવતા ઋષિ, રૂદ્ર દેવતા, ધૃતિ છંદ અને ઋષભ સ્વર છે.

મંત્રાર્થ

જે રૂદ્ર ગણો આ પૃથ્વીમા વિચરે છે, અને સ્થિત છે. જેના અન્નરૂપી બાણો છે અને તે દ્વારા સર્જન અને પાલન કરે છે અને કુપિત અન્નદ્વારા વિનાશ પણ કરે છે તે રૂદ્રને અમે અમારા હાથની દશ અંગુલિઓ વડે દશ દશ વખત પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ અને ઉર્ધ્વ દિશાઓમા નમીએ છીએ. અને અમારો જે દ્વેષ કરે છે અને અમે જેનો દ્વેષ કરીએ છીએ તેમને રૂદ્રના મુખમાં જેમ બીલાડાના મુખમા ઉંદરને મૂકીએ તેમ મૂકીએ છીએ.

પુરશ્ચરણવિધિ

એકવીશદિવસ સુધી દિક્ષા લઇને બેસવુ પાંચ પાંચ દિવસે નીચે પ્રમાણે વસ્તુઓ આહાર માટે ઉપયોગમાં લેવી.

પહેલા પાંચ દિવસ દૂધ પીને રહેવુ. બીજા પાંચ દિવસ ફળ ખાઇને રહેવું. ત્રીજા પાંચ દિવસ દહી ખાઇને રહેવુ. ચોથા પાંચ દિવસ ફળ

ખાઇને રહેવું. છેલ્લે દિવસે ઉપવાસ કરવો આ પ્રમાણે ૨૧ દિવસ હવિષ્ય ખાનાર માણસે હમ્મેશા આ મંત્રનો રાતદિવસ ઉભા રહીને જપ કરવો. પાંચ દિવસ ગળા સુધી જળમા ઉભા રહી જપ કરવો. એક દિવસ અઘમર્ષણની વિધિ કરીને જપ કરવો આચાર્યને દશ નિષ્ક સુર્વણની દક્ષિણા આપવી તથા આચાર્યની સેવા કરવી. તેનાથી પુરશ્ચરણ પૂર્ણ થાય છે. પોતાના ગૃહાગ્નિમાં હજાર ઘીની આહુતિ એ મંત્ર વડે કરીને આપવી બીજે કોઇ ઠેકાણે મન ન રાખતા રોજ જપ કરવો

આ મત્રોના પુરશ્ચરણવડે તેમ વિધિવડે અગ્નિમાં હોમ કલશનું સ્થાપન, અર્ચન, પૂજન ઇત્યાદિ કરવાથી કરીને રાજા નિર્ભય થઇ પોતાની રૈયત સાથે સુખમાં જ્યા સુવી આયુષ્ય નિર્માણ થયું છે ત્યા સુધી વસે છે. આ અનુષ્ઠાન સિદ્ધ કરનારને ત્રિકાળ જ્ઞાન થાય છે રૂદ્રદેવ પ્રસન્ન થાય છે. પૂર્વજાતિનું સ્મરણ થાય છે સાર્વભૌમત્વ પ્રાપ્ત થાય છે ઇત્યાદિ.

મનુષ્યના મનની વિવિધ મન કામનાઓ રૂદ્રના આરાધનથી તેના જપથી અને તેના હોમથી ફલિભુત થાય છે.

### પદ ઝપતાલ પ્રભાત.

ધ્યાન.

ધર્મ વૃષ વાહને જ્ઞાન ક્રિયા અને સબળ શકિત સહિત વિજયદાતા. તેજનો પુંજ શું. સચ્ચિદાનંદ શિવ શાંત હિમગીરી સુતા જગદ્ અંબા. નામરૂપ ધરી રહ્યા જે અનામી અરૂપ, કાર્ય કારણથી પર દૂર હવા.

ભકતજન પાળવા, અસુર સંહારવા, દુઃખ દારિદ્રને નાશ કરવા.
અષ્ટ મૂર્તિરૂપે, વિશ્વમાં વ્યાપતા, સ્મરણ કરતા જણાયે વિધાતા,
સાધુની સમીપ એ દુષ્ટથી દૂર દૂરે છુપી રહ્યા તેજ શિવસુખકર આ
વિષ્ણુ બ્રહ્મા અને દેવ પુજીત સદા ઋષિ મુનિ ગાય જ્ઞાન પ્રદાતા
ભક્તિ ભાવે ભલા સુખદ દર્શન કરો. ઇન્દિરાનંદ આનંદ સ્વરૂપા.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# પુરવણી.

**मानो महान्त मुतमानो अर्भक. એ મંત્રનું પુરશ્ચરણ.**

**પુરશ્ચરણવિધિ.**

ત્રણ ઉપવાસ કરી પાંચ હજાર જપ કરવાથી પુરશ્ચરણ થાય છે. પોતાના સ્વજનોની રક્ષાને અર્થે યવ, તલ, ઘી ની એક અયુત (૧૦ હજાર) આહુતિ આપવી. અશ્વસ્થ એટલે પીપળાના સમિધની એક અયુત આહુતિ આપવી. ઘીની એક અયુત આહુતિ આપવી, પ્રતિ સંવત્સરે આર્દ્રા નક્ષત્રની અંદર આ અયુત આહુતિઓ આપવી એનાથી કરીને પોતાની સ્ત્રી બાળક અને વૃદ્ધજનોને શાંતિ થશે. આ સિવાય બીજાને શાંતિ કરવી હોયતો એક અયુત જપ કરવા. વિશેષે કરીને રાજાએ આ મંત્ર વડે કરીને પોતાના ઓજસની વૃદ્ધિની માટે આર્દ્રા નક્ષત્રમાં હોમ કરવો. તે વડે કરીને રાજાના રાજ્યમાં બીજા ગામોની વૃદ્ધિ પણ થાય છે

**ધ્યાન**

પદ

(બીભાસ ધ્રુપદ તાલદાદરો)

જય સમર સૈન્ય સહ વૃષભ આરૂઢ શિવ બાલચન્દ્ર મૌલીધારી જય૦
તેજ પુંજ રક્ત અરૂણ કાંતિ રવિ તમારી, જય૦
શ્રી ગણેશ વિઘ્નહારી પ્રબળ શત્રુના વિદારી,
વિર સિંહ રણ સુધિર, અગ્રણી સુખકારી, જય૦
ભક્ત કાજ, સૈન્ય સજ્જ ધર્મ ધ્વજને ધારી,
સજ્જ સબલ શસ્ત્ર ધારી, ઇન્દિરા રેણુ વિહારી. જય૦

**मानस्तोके तनये मान. એ મંત્રનું પુરશ્ચરણ**

ત્રણ દિવસ રાત ઉપવાસ કરીને આ મંત્રનો નિરંતર જપ કરવો તેનાથી પુરશ્ચરણ ફળ મળે છે પોતાના આયુષ્યની વૃદ્ધિની જેને ઇચ્છા હોય તેણે આ અનુષ્ઠાન કરવું, વેદમાં મનુષ્યનું ૧૦૦ વર્ષનું આયુષ્ય લખેલું છે તેમ છતાં ગર્ભશ્રાવ બાળપણમાં મરણ જુવાનીમાં મરણ ઇત્યાદિ અકાળ મૃત્યુના નિવારણાર્થે તેણે નીચેપ્રમાણે પ્રયોગ કરવો.

દરરોજની પેઠે આ મંત્ર વડે કરીને ગૃહાગ્નિમા દૂધની મલાઇમા લોટ ભેળીને (હજાર આહુતિઓ આપવી (હજાર દુર્વા, દહી મધ-ઘી સાથે હોમવી પોતાના જન્મ નક્ષત્રને દિવસે દરરોજ પ્રમાણે હજાર જપ આ મંત્રનો કરવો

આદ્રા નક્ષત્રમાં વિશેષે કરીને લીલી દુર્વા-લીલો ઝઝેરો તથા શમી તથા વીગેરે લઇને દહી મધ અને ઘી મેળવીને એ દરેક વસ્તુની ૧૦-૧૦ હજાર આહુતિઓ આપવી (એટલે એકદરે ૩૦હજાર) રાતના પાચ હજાર જપ કરતાં કરતા શિવાલયની પ્રદક્ષિણા કરવી.

રાજાના જન્મ દિવસે દુર્વા તથા અપામાર્ગની દશ દશ હજાર આહુતિ આપવાથી રાજા દીર્ઘાયું થાય છે

અશકત માણસે બ્રાહ્મણ દ્વારાએ આ હોમ કરાવવો અને પોતે તે મંત્ર સાભળ્યા કરવા અને અતિશય અશકત હોય તો આ મંત્રના જપ કર્યા કરવા. શુદ્ધ કરેલા ચોખા અથવા ચોખાથી અડધી ઘીની આહુતિ આપવી. એટલે દશહજાર આહુતિ ચોખાની તો પાચ હજાર ઘીની આહુતિ આપવી.

આ મંત્રવડે કરીને મહાદેવના ઉપર આકડાના પુષ્પો દશ હજાર ચઢાવી તેમની આરાધના કરવાથી લક્ષ્મી વધે છે.

પશ્ચિમ જેનુ દ્વાર છે એવુ શિવાલય હોય તેમા ફકત ભાત ખાઇને રહેવુ. જમીનપર સુવુ. બ્રહ્મચર્ય પાળવુ મીઠુ વીગેરે ખાર ન ખાવા. અને દેવની સમીપમા રહીને ૨ હજાર જપ કરવા. તેનાથી ૧૦૦ વર્ષનુ આયુષ્ય થાય છે. સાત જન્મ સુધી એટલુ આયુષ્ય ભોગવે છે. અશક્ત માણસ હોય તો તેણે આ અનુષ્ઠાન કરતા ભીખ માગીને ખાવું.

ટીકા

કોઇ માણસને કંઇ આપવાથી ઇશ્વરના ઘરમા કંઇ ખોટ આવતી નથી. અમર તો દુનિયામાથી કઇ જતુ રહેતુ નથી, કે ઓછુ થતુ નથી પણ ઇશ્વર માગનારનો અધિકાર અને કર્મ જોઇને ફળની વ્યવસ્થા કરે છે સમુદ્રમાં ઉભા રહીને સમુદ્રમાં નાહીને સમુદ્રમાંથી ખોબો ભરી સમુદ્રના જળના અર્ઘ સમુદ્ર દેવને આપવા જેવુ છે. તે પ્રમાણે અખિલ બ્રહ્માંડમા શિવના પદાર્થો અને

પ્રાણીઓ સર્વ શિવરૂપ છે તેમા જગતના પદાર્થોમાંથી પ્રાણીની ઇચ્છાનુસાર ફળ આપવાને શિવ કઇ અસમર્થ નથી. શિવ સમાન જગતમાં કોઇ દાતા નથી. માટે બ્રહ્મચર્યાદિ વ્રત વડે કરીને કામક્રોધાદિ ષડ્રિપુ અપવાસાદિકથી નિર્મૂળ થઇ સત્વવૃતિ થતાં થોડા જપમા પણ ચિત્ત સ્થિર થઇ શિવની પ્રસન્નતા મળશે એમા કાંઇજ સંશય નથી.

ધ્યાન

રાગ બીભાસ દાદરો

(ફુલી ફળી પ્રાણપ્રિયા ચાતુરીની એ લય.)

જુઓ જુઓ મૃત્યુંજય મંગલપ્રદ વરદ રૂદ્ર રૂપ સદા. જુઓ.<br>
ડુડુભી ડુમ ડુમ થાયે ઘંટા ટન ટંકાર મચે ઘોર શોર દશ દિશા—<br>
આરતી શિવ પૂજન થાય, દીપમાળ દિવ્ય ઓલા નંદી ધ્વજ ફરકતા—<br>
ભર્ગ ભાનુ વરેણ્ય દિવ્ય,ઉદિત બિંબ ક્ષીતિજ ભવ્ય, દર્શન મન સુખ વહા—<br>
જાગ્રત બુદ્ધિમા પ્રબોધ, શશિ શિતલ હીમ ધોધ, તેજ રાશિ પૂર્વ પ્રભા—<br>
અગ્નિ વર્ણ ઓમકાર, ધ્યાતું ધ્યેય તદાકાર, હેમ તમ રસરૂપા—<br>
ઇન્દિરા શિવ રૂપ રટણ, તાંડવકર નૃત્યનટણ, મૂર્તિમય શિવ અહા!

ॐ शांतिः शांतिः शांतिः



॥ ૐ શ્રીઁ ॥

# રૂદ્રાધ્યાય.

આ અખીલ બ્રહ્માંડ જેને ત્રિલોકી કહે છે એટલે કે સ્વર્ગ મૃત્યુ પાતાળ લોક કહેવાય છે એ ત્રણ મુખ્ય લોકના વર્ગમા પ્રકૃતિના સત્વ રજ અને તમ કર્મ સંસ્કારના ફળ ભોગવવાના અનેક સ્થાનનો સમાવેશ થાય છે તેમા પંચભૂતના વિવિધ પ્રાણી પદાર્થો અને ભોગ જે નામ રૂપાત્મક છે તે વસે છે અંધારી રાતે જે દોડ઼ તારાઓ દેખાય છે તેમા કેટલાક તારાઓ આપણી સંમે આંખ મીંચામણા કરતા હોય એવુ દેખાય છે તે પ્રત્યેક સૂર્ય છે અને તેની આજુબાજુએ ચક્રાકારમા ફરતા વિવિધ ગૃહો ઉપગ્રહો તારાઓ, ફરે છે. તે કેટલા છે અને કેવા છે તે જાણવાને માટે અલ્પજ્ઞ જીવ સમર્થ નથી. વેદશાસ્ત્ર પુરાણ ઇત્યાદિ ગ્રંથોમાથી અમે જે કાંઇ અવલોકન કર્યું છે અને તેથી અમારા મન ઉપર જે સંસ્કાર બંધાયલા છે તે પ્રમાણે અમે કંઇએક દર્શન કરાવીએ છીએ

બ્રહ્મલોક અથવા સૂર્ય લોક, અથવા સ્વર્ગલોક એ કારણ શરીરના ઉપાસકના શરીરો ભોગ આયુષ્ય, સ્વતંત્રતા, શક્તિ, સાત્વિક અને સર્વોપાર છે તેમાં સમષ્ટિ અર્થે કષ્ટ પામી વિદ્યાભ્યાસ કરી બ્રહ્મ તત્વને જાણનાર પ્રાણધારીઓ વસે છે તેઓને અગ્નિલોક વાયુ લોક બ્રહસ્પતિનો લોક ઇત્યાદિ કહે છે તેમના શરીરમાં પાંચ મહા ભૂતો છે ખરા પણ તેમા તેજનો ભાગ વિશેષ છે અને બીજા ભૂતોના ભાગ જુજ છે. પાતાળમાં તમાત્મક પ્રકૃતિના પ્રાણીઓ કંકાસ તથા લડાલડ કરનાર અને દુઃખ વેઠનાર હોય છે. અસત્ય અને અવળે માર્ગે ચાલનારા અને દુઃખમાં સડયા કરનારા હાય હાય અને ત્રાહ્ય પોકારનારા, સ્થુલ શરીરનો ભાગ જેમા વિશેષ છે એવા પ્રાણીઓ વસે છે. સ્વર્ગના સરખા તેને સુખ અને દિવ્ય ભોગ નથી અને તેમની મનઃ કામના પૂર્ણ થતી નથી લોક તેમને ભૂત પીશાચ ડાકણ પ્રેત ઇત્યાદિ નામો આપે છે. આ સર્વ તમાત્મક પ્રદેશમા વિશ્વાસઘાત, અસત્ય, ચોરી, જારી, જુગાર ખુન, એકલપેટાપણુ, ઇત્યાદિ પાપ કરનારા પાપી, ઇશ્વરને નહિ માનનારા જીવ ઘણા કાળ સુધી સડયા કરે છે.

હવે રજોગુણાત્મક પ્રકૃતિના મનુષ્યોના સુખ અને દુઃખ ભેળસેળ મળેલા જણાય છે. એવા સ્થાનોની કલ્પના પૃથ્વીના મનુષ્ય અને પ્રાણીઓ ઉપરથી તેવા અન્ય લોક લોકાન્તરની કલ્પના કરી લેવી, ગ્રંથ વિસ્તાર ભયે વધુ લખતા નથી. તે, પુરાણોમાથી જીજ્ઞાસુએ વાંચી લેવુ

આ યજુર્વેદનો ૧૮મો અધ્યાય છે. તેમા વસોર્ધ્ધારા ઘીના વાસણમાં છીદ્રો પાડી અગ્નિકુંડમા મંત્રના પ્રારંભથી તે સમાપ્તિ પર્યંત સતત અખંડ ધારા પડવી જોઇએ અને તે સિવાય આહુતિઓ આપવાની છે તે જુદી છે. માટે કુશળ અને વિદ્વાન જેને મંત્ર સાધ્ય છે એવા શુદ્ધ સાત્વિક બ્રાહ્મણોથી યજ્ઞ કર્મ કરવું

યજ્ઞ વડે કરીને યજ્ઞ સ્વરૂપ જે શંકર અને જેની આઠ મૂર્તિ પૈકી અગ્નિ પણ એક મૂર્તિ છે તેની સ્તુતિ પ્રાર્થના વેદમંત્ર વડે આહુતિ આપી કરવાથી શિવ પ્રસન્ન થાય છે અને મન વાચ્છિત ફળ આપે છે જ્ઞાન પૂર્વક અહંકાર રહિત સમષ્ટિ અર્થે પરોપકાર બુદ્ધિથી નિર્ગુણ શિવનુ યજન કરનાર યજમાન જ્ઞાન વાન થઇ મોટાઇ પામે છે એટલે કે જે પ્રમાણે તિમિંગલ નામનું મહા મચ્છ નિર્ભય થઇ આખા સમુદ્રમાં સ્વેચ્છા ગતિથી વિચરે છે. તેની સ્વતંત્ર અગાધ અપ્રતિહત ઇચ્છા અને બળ ઇત્યાદિ અટકાવનાર કોઇ શક્તિ નથી તે પ્રમાણે મુક્ત જીવ સુખ ભોગવે છે સગુણ બ્રહ્મની ઉપાસના કરનાર યજમાન મન વાચ્છિત યથેચ્છ ભોગ ભોગવી સુખ પામે છે તેને દુઃખ દારિદ્રય રોગ અકાળ મૃત્યુ પરતંત્રતા અપકીર્તિ અને કુબુદ્ધિ થતા નથી પણ દિન દિન પ્રત્યે ઉત્તમોત્તમ પ્રગતિ થયા કરે છે અંતે અંતે દેવયાન માર્ગમા પિત્તર અથવા દેવ વીગેરે થાય છે.

આ અધ્યાયમા સર્વ સુખની માગણી કરી છે પણ સર્વસુખ એટલે શું તેનુ વિસ્તારથી વિવેચન કરી અમને તે તે વસ્તુ આ યજ્ઞરૂપ કર્મથી શિવની કૃપાવડે પ્રાપ્ત થાઓ એવા સંકલ્પ કરે છે વેદની એકજ રૂચાના અનેક અર્થ થાય છે તેમાં કર્મ ઉપાસના જ્ઞાન યજન લોકવ્યવહાર રાજ્ય વ્યવહાર ઇત્યાદિ ઇત્યાદિ છે

**वाज श्चमे प्रसवः श्चमे प्रयति श्चमे प्रसितिः श्चमे धीति श्चमे क्रतु श्चमे स्वर श्चमे श्लोक श्चमे श्रुतिः श्चमे ज्योति श्चमे स्व श्चमे यज्ञेन कल्पन्ताम १.**

આ મંત્રના ઇતસ્ય દેવતાઋષિ, અગ્નિદેવતા, શક્કરીછંદ અને ધૈવત સ્વર છે

મંત્રાર્થ

હું દેવોની કૃપાથી આ યજન વડે ઉત્તમ પ્રકારનુ શુદ્ધ અન્ન ઉત્સા-

હથી જમી તુષ્ટિ પુષ્ટિ પામુ અને લોકોને અન્નદાન આપુ અને તે અન્ન લેનારાઓ તેને આનદથી સ્વીકારે અને એ પવિત્ર અન્નથી એટલે યજ્ઞ શેષના યજ્ઞ વડે કરીને ચાડાલ હોય તો પણ તેના મન પવિત્ર થાય છે. અને શુદ્ધ થાય છે તે શિવ કૃપાવડે થાઓ

મારા સદ્ વિચાર થવા શિવ પ્રેરણા કરો

પાપ કર્મથી, જન સમુદાયના લોહીથી, મેળવલુ અન્ન ધન, દાન, ઇત્યાદિ શિષ્ટ પુરૂષો સ્વીકારતા નથી

મારૂ ધ્યાન, મારા વિચાર, મારા સકલ્પો, સ્વતત્ર રાજ્યમાન્યસુખ, એ સર્વ મને આપના યજ્ઞ દ્વારા મળો મારા રચેલા પદ્યોમા આપના યશોગાન સમાઓ, અને મારે અર્થે બીજાએ કરેલા યશોગાન તે પણ તમારા ચરણમાં રહો જેનાથી સર્વ વિદ્યાઓ જણાય છે એવી વેદ વિદ્યા, અને તેને અનુસરનાર શ્રુતિ, સ્મૃતિ, એટલે ધર્મ શાસ્ત્ર, મારી વિદ્યાનો ઉપયોગ, અને પારકાની વિદ્યાનો ઉપયોગ, અને પારકાની વિદ્યા શિખીને પણ તેનો સદ્ ઉપયોગ, તથા મારૂ સ્વર્ગિય સુખ, એટલે કે, દેવલોકનુ સુખ કે જે હાડકા ચામડાનાં સ્થુલ શરીર સિવાયનુ લીંગ શરીર છેતે શરીરને તીજોરીમાં પણ પેસવાની શકિત છે એ તીજોરીમાં ભરાયલા લીંગ શરીરને તીજોરી ઉંચકી ફેકી દેવાની અને તીજોરી ફાડી નાખવાની પણ શકિત છે એ તીજોરીને ખેચી દૂર લઇ જવાની શકિત છે. એ શરીરને નિમાળા હોતા નથી નિમીશોન્મેષ હોતા નથી. દૃષ્ટાત તરીકે લોહચુબકને લોઢુ ખેચવાની આકર્ષણ શકિત, વિજળીમાં અતિશય વેગ અને ધક્કા મારવાની શકિત, અગ્નિમા અને સૂર્યમા તિજોરીની અદર ગરમી કરવાની શકિત, અગ્નિમા અને સૂર્યમા તિજોરીની અદર ગરમી કરવાની શકિત, ચદ્રના કિરણ દ્વારા બધ તીજોરીમા ચડક અને ભીનાશ કરવાની શકિત છે આ સર્વ શકિતઓ લિગ શરીરમા કે જે દેવના શરીર કહેવાય છે તેમા એ સર્વ રૂદ્ર શકિતઓ છે

આ લિગ શરીર ભુત યોનીમા ભૂત પિશાચ અને શબ અવસ્થામાં સ્થુળ દેહથી છુટુ પડેલુ હોય છે, પણ પણ તે દેવયોનિ કહેવાની નથી કારણકે તે તત્માક પ્રકૃતિના હોવાથી પાપી જીવો નારકીય દુઃખ સ્થિતિમાં હોય છે દૃષ્ટાત તરીકે, (દરાજ અથવા ખસના કીડા જે લોહી અને પરૂ ખાઇને જીવે છે આંતરડામાના કૃમિઓ જેઓ નરક ખાઇ જીવે છે અને નર્કમાં રહે છે તે પાપયોનિ છે તેને સ્થુલ શરીર છે દવા આપીને ઝાડા

દ્વારા નીકળેલા મરી ગયેલા કૃમિઓ સ્થુલ દેહથી છુટા પડે છે અને તેમનું લિંગ શરીર પાછા બીજા કોઇ પાપકર્મ ભોગવવા માટે ભમ્યા કરે છે, એથી અવળુ દેવ શરીર છે તેમને સ્થુલ દેહ નથી. પણ લિંગ શરીર એટલે સૂક્ષ્મ દેહ છે તે પુણ્યવાન અને સુખ ભોગવનારા અને વિવિધ શકિતવાળા હોય છે ઇત્યાદિ ઇત્યાદિ

થોડું લખે બીજા ગ્રંથો વાચી વિચાર કરવો એટલે રૂદ્ર દૈવત સમજાશે. ઉપર લખેલા સર્વ સુખો શિવની કૃપાવડે મને પ્રાપ્ત થાઓ

**प्राण: श्चमे अपान श्चमे व्यान' श्चमे ऽसु श्चमे चित्त. श्चमे आधीत. श्चमे वाक् श्चमे मन' श्चमे चक्षु श्चमे श्रोत श्चमे दक्ष: श्चमे बल. श्चमे यज्ञेन कल्पन्ताम् ॥ ९**

આ મંત્રના પ્રાણશ્ચેત્યસ્યદેવતા ઋષિ, પ્રજાપતિ દેવતા, અતિજગતી છન્દ અને નિષાદ સ્વર છે.

મંત્રાર્થ.

વિશ્વની વિવિધ રૂપ ચૈતન્ય શકિત રૂદ્ર જો કે સમષ્ટિમા એકજ વાયુ છે તથાપ સ્થાન ભેદે કરીને ગુણ ભેદે કરીને કર્મ અને સ્વભાવ ભેદે કરીને તેના વિવિધ નામ અપાય છે જેમકે એક મોટી ચારણીમાં વિવિધ આકારના નાનાં મોટા છીદ્રો પાડેલાં છે. તેમા એક મોટો બરફનો કટકો મૂકયો એ બરફને સૂર્યનો થોડો થોડો તાપ લાગવાથી જે કાંઇ પાણીના બુંદ પાંદડા ઉપર પડે છે તેનું નામ ઓસ અથવા ઝાકળ કહેવાય છે એ બરફનુ પાણી વાતાવરણમા મિશ્રણ થઇ રહે છે તેનુ નામ ધુમસ કહે છે વિશેષ ગરમી લાગીને જે કાંઇ પડે છે તેને વરસાદ કહે છે ચણાપણીના ખેતર ઉપર ચાદર ઓઢાડી ઝાકળનુ પાણી નીચોવી લે છે તેને ચણાનો ખાર કહે છે. અને તે અજીર્ણ વિકાર ઉપર અકસીર દવા જેવુ વપરાય છે. ચંદ્રની ઠંડી લાગવાથી જે પાણી થીજી જાય છે અને ચારણીમાંથી નાના મોટા કટકા પડે છે તેમાંના મોટા કટકાનુ નામ બરફ કરા વીગેરે કહે છે એ પાણી ઓગળતાં વરાળ, નહેર, નદી ઇત્યાદિરૂપે પરિણામે છે એ ઉપરથી સમજી લેવું કે એક રૂદ્ર છતા એટલે પવન છતા તેના નામ જુદા જુદાં છે. પ્રાણ અપાન વ્યાન ઇત્યાદિ એકાદશ રૂદ્ર સબંધી વિવેચન અમારા યોગ સૂત્રમાં આપેલું છે. તેથી અત્ર લખતા નથી.

અસુ એટલે નામ કૂર્માદિ ભેદને ધારણ કરનાર પ્રવૃત્તિમાન વાયુને અસુ કહેવાય છે. સંકલ્પ રૂપ સ્મૃતિ જ્ઞાન, તેનુ નામ ચિત્ત કહેવાય છે

આધિ એટલે નિશ્ચયપૂર્વક કરેલુ બ્રહ્મવિષયક જ્ઞાન

વાક્ એટલે વાણી બોલતી વાગાદિ ઇન્દ્રિયોનુ સામર્થ્ય.

મન એટલે સંકલ્પ વિકલ્પરૂપ વૃત્તિનુ યુગપત જ્ઞાન

મન એ ચૈતન્યનું સ્વરૂપ છે પણ તેમા વિવિધ સંસ્કારરૂપ કાદવકચરો ભળવાથી ડહોળાઇ ગએલા ગંગાજળ વત છે તેથી રજ તમ મલ જેણે દૂર કર્યા છે તેવા સાત્વિક શુદ્ધ મનને શુદ્ધ ચૈતન્યનુ આબેહુબ સ્વરૂપ દેખાય છે. હવે મન અને શુદ્ધ ચૈતન્યનો તફાવત એ છે કે મન એક કાળેજ એકજ જ્ઞાન ધરાવે છે તેથી તે દેશકાળ આદિથી બદ્ધ છે બ્રહ્મ ચૈતન્ય દેશકાળ આદિથી બંધાતુ નથી. તે એકીજ વખતે સર્વ જ્ઞાનનુ ગ્રહણ કરે છે.

ચક્ષુ એટલે આખ શ્રોત એટલે જેનાથી સાભળી શકાય છે તે કાન

દક્ષ એટલે ચાતુર્ય બલ એટલે પરાક્રમ

આ સર્વ નિષ્કામ યજ્ઞ વડે હુ શિવાર્પણ કરૂ છુ તે કર્મથી કરીને મારા મનમા શુભ સંસ્કાર બંધાઓ. અને શિવ કૃપાથી આ સર્વ વસ્તુઓ મને પ્રાપ્ત થાઓ.

**ओज श्चमे सहः श्चमे आत्मा श्चमे तनू श्चमे शर्म श्चमे वर्म चमे अङ्गानि चमे अस्थिनी चमे परुंषि चम शरीराणि चमे आयु चमे जरा चमे यज्ञेन कल्पन्ताम ॥ ३.**

આ મંત્રના ઓજશ્ચેત્યસ્ય ઋષિ દેવતા, પ્રજાપતિ દેવતા, સ્વરાડતિ શક્કરી છન્દ અને પચમ સ્વર છે

શરીરની આઠમી ધાતુ જે ઓજસ કહેવાય છે અને જે ક્ષણીક ભોગને અર્થે નાશ કરી નાખવામા આવતુ નથી પણ બ્રહ્મચર્ય વ્રત પળવાથી અને પોતાની ધર્મ પત્નિમાં પણ અતિ સભોગ નહિ કરવાથી પ્રાપ્ત થાય છે કે જેને વીર્ય રક્ષા કહે છે. તેથી કરીને મનુષ્ય મુડદાના ખોખા જેવાં બના નથી અથવા દારૂના બાટલા ઉડાવી સીનો ઉસ્કેરવાની જરૂર પડતી નથી, હેઝીઠીન

રનો લગાડી ચમચકતો ચહેરો બનાવવાની જરૂર પડતી નથી અને માંસ ભક્ષણ કરેલુ હોય તે પચવાને માટે પીધેલા દારૂથી મોંની ગધ છુપાવવા અત્તર કે કોઇ સુગધી દ્રવ્ય લગાડવુ પડતુ નથી. તેમ અટ્ટાટ કૃતિમ હાસ્ય કરવુ પડતુ નથી પણ પરિપકવ વીર્યરૂપ બીજ હોવાથી એકજ વખત સ‘ભોગમા સતતિ ઉત્પન્ન થાય છે. પ્રસુતિ પીડાતી નથી ધાવને માટે આયાઓ રાખવી પડતી નથી બાળકો વારવાર માદા પડતાં નથી અને તેજસ્વી બળ બુદ્ધિમાન નિડર પરાક્રમી અને ધાર્મિક નિવડે છે. અલ્પસ‘ભોગથી કરીને ધણી ધણીયાણીના મનોભાવ અને પ્રેમ અતિ દૃઢ થઇ એક બીજા ઉપર ઉભરાયા કરે છે શાંતિ રહે છે અને કજીઆ ક‘કાસ થતા નથી. ગૃહસ્ સારની નાવ અનુકૂળ પવન અને પાણી હોય તે પ્રમાણે દિન દિન પ્રતિ સુખ સમૃદ્ધિમા પ્રગતિ કરે છે પોતાના બુદ્ધિ બળ પરાક્રમ ઇત્યાદિ વૃદ્ધિ પામે છે અને ક્ષય થતો નથી આનુ નામ વીર્યનો જય કર્યો એમ કહેવાય છે જય શબ્દનો અર્થ એ છે કે પોતે વીર્યને વશ થઇ વિહ્વલ બની તેને આધિન થતા નથી પરતત્ર થવુ‘ એટલે તેને તાબે થવુ તેનુ નામ પરાજ્ય કહેવાય છે પોતાની બુદ્ધિના અ કુશ વડે કરીને મનોવિકારને આધિન ન થતાં પોતાની ઇચ્છા પ્રમાણે તેને વર્તાવવા અને સ્વતત્ર રહેવુ‘ તેનુ નામ ઇન્દ્રિયો ઉપર કાબુ અથવા જય મેળવ્યો એમ કહેવાય છે આ વાત અમોને અતિ અગત્યની લાગવાથી ઓજસ શબ્દનુ વિશેષ વ્યાખ્યાન કર્યું છે

सहःचमे શત્રુને તિરસ્કાર કરવાવાળુ બળ.

तनुःचमे=શરીર અને સબધી જનો.

वर्मःचमे=લડાઇ વખત શરીરની રક્ષા કરનાર બખતર.

अस्थिनी‘चमे-મારા શરીરની અદર હાડકાં માસ મજ્જા વીગેરે ભાગો.

शरिराणीचमे=શરીરની આરોગ્યતાં.

जराःचमे=ઘડપણ.

आत्माचमे=આત્મજ્ઞાનના સ્વરૂપનુ સામર્થ્ય.

शर्मचमे=મારા ઘરના સવ ભોગ્ય પદાર્થો

अङ्गानिचमे=હાથ અને શીર આદી શરીરના અગો.

परुषिचमे=મારાં મર્મસ્થાનો

आयुचमे=આયુષ્ય

આ સવ મારો અંહભાવ રહિત કરી શિવના ચરણમાં મૂકુ છું. તેથી આ યજ્ઞ કર્મ વડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ તે સર્વ મને પ્રાપ્ત કરાવો.

**ज्यैष्ठ्यं च मे आधिपत्यं च मे मन्यु च मे भामश्च मे अम च मे अम्भ च मे जेमा च मे महिमा च मे वरिमा च मे प्रथिमा च मे वर्षिमा च मे द्राघिमा च मे वृद्धं च मे वृद्धि च मे यज्ञेन कल्पन्ताम् ॥ ४ ॥**

આ મંત્રના ચેત્યસ્ય દેવા ઋષિ પ્રજાપતિ દેવતા નિચૃદત્યષ્ઠિચ્છંદ અને ગાધાર સ્વર છે.

મને પ્રાપ્ત થયેલું અને મને હવે પછી પ્રાપ્ત થવાનુ. મારી પ્રભુતા અને અધિકાર મારા મનમાનો ક્રોધ અને મનમા નવો દુષ્ટોના ઉપર ઉત્પન્ન થનાર ક્રોધ એ શિવની કૃપાથી મને પ્રાપ્ત થાઓ આ વેદના વાક્ય ઉપરથી મારા મનમાં ક્રોધ ઉત્પન થાઓ એવી માગણી જણાય છે પણ વૈદિક ધર્મ અહિંસાત્મક હોવાથી ખોટો ક્રોધ પણ મને પ્રાપ્ત થાઓ એવી આ વેદ વાક્યમા માગણી છે ટાઢે પાણીએ ખસ જાય તો પછી એ શબ્દની માગણીની કઇ જરૂર નથી એમાં સેલ્ફ ડીફેન્સનો હેતુ સમાયલો હોય એમ જણાય છે બાકી જેવી કેવળ શાંતિ તો આ દુનિયાનો ત્યાગ કરનાર નિર્વિકલ્પ સન્યાસીને માટે હોય એમ જણાય છે.

મંત્રાર્થ

**अम चमे**=માપી ન શકાય એવુ ગંભીરપણુ અને યથા ન્યાય મેળવેલા ગૃહાદિ સંસારના ઉપભોગના પદાર્થો.

**अम्भ चमे**=શીત મધુર જળ

**जेमा चमे**=જયનુ સામર્થ્ય

**महिमा चमे**=મહત્વ ભાવ અથવા મહત્વકાંક્ષા

**वरिमा चमे**=પ્રજાદિ સંપત્તિ સંતતિ વડે કરીને શ્રેષ્ઠપણું.

**प्रथिमा चमे**–ગૃહ ક્ષેત્રાદિ સંપત્તિ વડે કરીને મોભાપણું

**वर्षिमा चमे**=મારૂ દીર્ઘ જીવન

द्राघिमा चमे=અવિચ્છિન્ન વંશ પરંપરાની પ્રાપ્તિ

वृद्ध चमे=ઘણુંજ અન્ન ધન વીગેરે

वृद्धि चमे=વિદ્યાદિ ગુણની ઉત્કર્ષતા વડે કરીને જે કંઇ મને સમૃદ્ધિ પ્રાપ્ત થાય તે

આ સર્વને મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકુ છું. તેથી આ યજ્ઞ કર્મ વડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ મને આ સર્વ સુખે પ્રાપ્ત કરાવો.

सत्यं चमे श्रद्धा चमे घनं चमे विश्व चमे महः चमे क्रीडा चमे मोद चमे जात चमे जनयिष्यमाणं चमे सूक्तं चमे यज्ञेन कल्पन्ताम् ॥ ५ ॥

આ મત્રના સત્ય ચેતસ્ય દેવતા ઋષિ. પ્રજાપતિ દેવતા, અત્યષ્ટિ છંદ. અને ગાન્ધાર સ્વર છે

सत्य चमे=જે જેવુ છે તે તેવું યથાર્થ કહેવુ અને પોતાના મનસ્વી અભિપ્રાયનો વધારો ઘટાડો કરવો નહિ તેનું નામ સત્ય

श्रद्धा चमे=ઇશ્વર અને પરલોકનો દૃઢ વિશ્વાસ.

जगत चमे=સંસારની બાહ્ય ઉપાધિનો વિસ્તાર.

घन चमे=મારા રત્ન કાંચનાદિક તથા ગવાદિ પશુધન. તથા વિદ્યાધન ઇત્યાદિ

विश्व चमे=મારૂ સર્વસ્વ

मह चमे=મારી મહત્વ પામેલી સર્વ વસ્તુઓ.

क्रीडा चमे=મારો વિહાર.

मोद चमे=વિહારથી ઉત્પન્ન થતો આનંદ

जात चमे=જન્મેલા પુત્રાદિક.

जनयिष्यमाण चमे=હવે પછી જન્મનારા પુત્ર પૌત્રાદિક સંતતિ

सुक्त चमे=ઋગ્વેદની ૠચાઓથી સારી રીતે ઇશ્વરની પ્રાર્થના કરેલી એવી સત્યવાણી અથવા મધુર મનોહર ભાષણ.

सुकृत चमे=પુણ્યાત્મક કર્મ અને ઋચાઓના પાઠથી પ્રાપ્ત થતું પુણ્યરૂપ અદૃષ્ટ

આ સર્વને મારો અહભાવ રહિત કરી શિવના ચરણમાં મૂકું છું તેથી આ યજ્ઞ કર્મ વડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ આ સર્વ સુખ મને પ્રાપ્ત કરાવો.

ऋतं चमे अमृतं चमे अयक्ष्मं चमे अनामयं चमे जीवातुः चमे दीर्घायुत्वं चमे अनमित्रं चमे अभयं चमे सुखं चमे शयनं चमे सूषा चमे सुदिनं चमे यज्ञेन कल्पन्ताम् ॥ ६ ॥

આ મંત્રના ઋત ચેતસ્ય દેવતા ઋષિ. પ્રજાપતિ દેવતા. ભરિગતિ શાક્કરી છંદ અને પંચમ સ્વર છે

ऋत એટલે phynomenon જેને કહે છે તે અથવા યજ્ઞ અને વિજ્ઞાન શાસ્ત્ર વડે ઉત્પન્ન થએલા ઐહિક અને આમુષ્મિક એટલે સ્વર્ગાદિ સુખો. अमृत સ્વસ્વરૂપ મુક્તિ સુખ તે અમૃત अयक्ष्म चमे ક્ષયાદિ મોટા રોગ રહિતપણું. अनामय चमे નાના રોગ રહિતપણું. जीवातु चमे જીવનપ્રદ આધિને હરનાર ઔષધિઓ. તથા પથ્યાદિક दीर्घायत्वं चमे=બ્રહ્મચર્યના પાલન પૂર્વક જીતેન્દ્રિય રહીને મેળવેલું શરીરનું દીર્ઘાયુષ્યપણું अनमित्रं चमे=શત્રુ રહિતપણું. अभयं चमे ભયરહિતપણું सुख चमे પરમાનંદ અથવા પ્રસન્નતા शयन चमे=સુખે સુવાનુ सुषा चमे સંધ્યા વંદનાદિક વડે રહીયાળું સુંદર પ્રભાત सुदिनं चमे યજ્ઞ, દાન, પરોપકાર, દેશહિત, વિઘ્ધ્વંસન, વડે પ્રગતિ કરનારો જે દિવસ તે સુદિન એટલે સત્કર્મમા ગયેલો દિવસ ગણાય છે

આ સર્વને મારો અહભાવ રહિત કરી શિવના ચરણમાં મૂકુ છુ તેથી આ યજ્ઞ કર્મ વડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ આ સર્વ સુખનો અનુભવ કરાવો.

यन्ता चमे धर्ता चमे क्षेम चमे धृति चमे विश्व चमे महः चमे संवित चमे ज्ञात्रं चमे सूः चमे प्रसूः चमे सीरं चमे लयः चमे यज्ञेन कल्पन्ताम् ॥

આ મંત્રના ચેતસ્ય દેવતા ઋષિ પ્રજાપતિ દેવતા નિચદભુરગતિ જગતી છંદ અને નિષાદ સ્વર છે.

यन्ता चमे=મારા નિયમો धर्ता चमे=મારૂં ધારકપણું. क्षेम चमे મારૂં રક્ષણ. धृति चमे આપત્તિમાં ચિત્તનુ સ્થૈર્ય તે ધૃતિ विश्वं चमे=મારો સર્વ વિશ્વના પદાર્થો વિષેની અનુકૂળતા मह चमे=મારા સર્વ મોટા વ્યવહાર

**संवित च मे**=મારું વેદ શાસ્ત્રાદિક સર્વ પ્રકારનુ જ્ઞાન **ज्ञात्रं च मे** મારું વિજ્ઞાન સબંધી જ્ઞાન **सू च मे** પ્રેરણા કરનારી સર્વ વૃત્તિઓ **प्रसूः च मे** જગતની સંસૃત્તિમા પડવાના સર્વ સસ્કારથી પ્રેરાયલી મારી સર્વ વૃત્તિઓ. **सीरं च मे** હલાદિ ખેતીની સર્વ સાધન સંપત્તિઓ **लयं च मे**=જેમા નિવિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય એવી એકાગ્ર વૃત્તિ અથવા તો મને લય પ્રાપ્ત થાઓ એવી માગણીમા બ્રહ્માકાર વૃત્તિ વડે મત્ર પરાવાણીમા બ્રહ્મની સમાન સામર્થ્યવાળો અજબ શક્તિ ધરાવનાર બલવાન થાય છે જેવી રીતે કે શિવ અથવા ગણપતિનુ ત્રીજુ નેત્ર હમેશ બધ રહે છે. એટલે કે બલ છતા બલ નહિ વાપરવુ પણ તેને અટકાવવુ એથી કરીને તેમાં વિશેષને વિષે જોર ઉત્પન્ન થાય છે જેવી રીતે કે ઘડીયાળની કમાનને અડધી ચાવી આપી હોય પણ તેને છુટવા ન દેતા વધારેને વધારે આમળા ચઢાવતા જઇએ તેમ તેમ તે કમાનમાં વિશેષ જોર ઉત્પન્ન થાય છે તે પ્રમાણે લયમા જનાર મત્ર બલવાન બને છે, શકરનુ ત્રીજું નેત્ર જ્યારે ઉઘડે છે ત્યારે અખિલ બ્રહ્માડનો નાશ કરવાના બળને ધરાવે છે. પણ ચદ્ર સૂર્યરૂપી નેત્ર ઉઘાડ મીંચ થયા કરે છે તેમાં સામર્થ્ય વધતુ નથી પણ છે એટલુને એટલુજ રહે છે. માટે લય પ્રાપ્તિમા જીવાત્માને અને મત્ર શક્તિને તથા પરમાત્માના સામર્થ્યને કાઇ ભેદ રહેતો નથી આ સર્વ મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકુ છુ તેથી આ યજ્ઞ કર્મ વડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ સર્વ સુખનો મને અનુભવ કરાવો.

ટીકા

આ અને હવે પછીના મત્રોમાં મનુષ્યોની સર્વ શુભેચ્છાની માગણી કરી છે મત્ર શબ્દનુ અમે કઇ વિશેષ વિવેચન આગળની ટીકામાં કર્યુ છે, તેના કરતા વધારે કરીએ છીએ

જ્યારે વિધિ પૂર્વક સિદ્ધ કરેલા મત્રનુ કર્મોરભે શુધ્ધ બુદ્ધિથી આવાહન કરવામા આવે છે, ત્યારે તે ધ્વનિના આંદોલનો જે દેવનુ આવાહન કરવાનુ છે તેના કર્ણગોચર થાય છે જેવી રીતે કે મધુર વાજાના સૂર આપણે ઘરમા ઉંઘતા હોઇએ તે વખતે આપણા કાનમા પેસી આપણને જગાડેછે. તે પ્રમાણે વેદ મત્રો એટલે કે સાંકેતીક છદોબદ્ધ ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત, રસ્વ, દીર્ઘ, અને પ્લુત ત્રણ ગ્રામવાળી મધુર વેદ વાણીનો મંત્ર દેવના કર્ણગોચર થાય છે.

આ તો ફક્ત મંત્રના ફીઝીકલ પ્લેન ઉપર એટલે કે જડ સ્થુલ ધ્વનિના આંદોલન થઇ રહ્યાં છે આ એક મંત્રનુ પહેલા તબક્કા ઉપરનુ કાર્ય સિદ્ધ થયું એમ ગણાય છે. વાજાના સુર સાંભળી ખાટલામાંથી માણસ ઉઠીને એમ કહે છે કે વરઘોડો આવ્યો ઉઠો છોકરાઓ ચાલો જોવા જઇએ એમ મન અને વાણીથી કહેતો કહેતો માણસ સહ કુટુંબ સહપરિવાર વરઘોડો જોવા પોળને નાકે ઉભો રહે છે તે પ્રમાણે આવાહન કરનારો મંત્ર શિવને જગાડી તેનુ મન પોતાના મનથી યજમાન ખેંચે છે તેથી શિવ સહકુટુંબ સહપરીવાર યજ્ઞભાગ લેવા માટે તત્પર થાય છે આ મંત્રનુ બીજુ મનોમય શરીર છે તે શિવના મન ઉપર અસર કરે છે

હવે પ્રાણાયામ વિધિએ ધ્યાનસ્થ થઇ પોતાની ઇન્દ્રિયો સ્થિર કરી જેનુ ધ્યાન ધરે છે તેવુ સ્વરૂપ તે દેવ ધારણ કરી યજમાનની તરફ આવે છે જેવી રીતે ઘાચીનો વરઘોડો જતો હોય તે વખત આપણે ઉવાડે દીલે વરઘોડો જોવા જઇએ છીએ અને જયારે આપણા ઓળખીતા અને સગા વહાલાનો વરઘોડો આવતો હોય તે વખત સારા કપડા પહેરી જોઇએ છીએ તે પ્રમાણે ઇશ્વર પણ રૂપધારી થઇને આવેછે એ વિશે એક મંત્ર લખીએ છીએ

**अग्निं प्रणयामि मनसा • चत्वारि संगा त्रयोष्यपादा**

એ અગ્નિનુ સ્વરૂપ છે આ પ્રાણમય અને ધ્યાનસ્થ ઇન્દ્રિયો સ્થિર કરેલી વૃત્તિનુ આંદોલન અગ્નિના પ્રાણ અને ઇન્દ્રિયઉપર અસર કરે છે તથા તે તેવુ રૂપ લઇ આવે છે જેમ કાચની આરસીમા પ્રતિબિંબ એટલે રૂપ ધારણ કરવાની શકિત છે અને કુંભારમાં જેવડુ અને જેવુ હાલ્લુ ઘડવાની શક્તિ છે તેવી દેવમાં વિવિધ રૂપ ધારણ કરવાની શકિત છે.

વિવિધ વિદ્યા, બ્રહ્મવિદ્યા, ઇચ્છા, બુદ્ધિ, પ્રયત્ન વિચાર, તેજપુંજ એ સર્વ ચેતનાત્મક શકિત છે. તે બ્રહ્મ વિદ્યા છે. વિજ્ઞાનમય કોશમાં રહેનારી છે. વિવિધરૂપ રચના કરવાના સામર્થ્યવાળી છે યજમાને માગણી તો કરી છે પણ તેને શુ ફળ આપવુ તે ઉપર વિચાર કરી શિવ તેની મનવાચ્છના યથાદેશકાળે પુરી કરવા વિચારે છે

૫ લય, સાક્ષાત્કાર, પ્રત્યક્ષ દર્શન, અને ફળસિદ્ધિ સ્વરૂપસ્થ સ્થિતિમાં રહેવું, શાંતિ, પ્રજ્ઞાન અને આનંદ સ્વરૂપ મેળવવાનુ હતું તે મેળવ્યું.

કરવાનું હતું તે કર્યું. હવે કંઇ કરવાનુ નથી. એમ કરીને સંપૂર્ણતા મેળવવી એ પાંચમા ધોરણનું લક્ષણ છે. પાચમા કોઠાથી અતિત તે બ્રહ્મ કહેવાય છે

યુગધર્મ માસિકના સવત ૧૯૮૦ના માગસરના અંકમાં રા. રા. ડૉ. સુમન્ત મહેતાનો ચ પાષ્ઠિનો ઉત્સવ જે માગસર સુદ ૬ને રોજ દક્ષિણી બ્રાહ્મણો ઉજવે છે, અને વિઠોબાના મત્ર ભણી ધગધગતા અગ્નિ ઉપરથી ઉઘાડે પગે ચાલ્યા જાય છે, એ વિષે આશ્ચર્યજનક બાબત માટે ખુલાસો પૂછવામાં આવ્યો છે. અગ્નિ પોતાની દાહક શક્તિ છોડી દે એ અસભવિત વાત ડોકટર સાહેબે પ્રત્યક્ષ જોઇ અને પોતે પણ પગે ચાલીને અનુભવી તે વિષે અમારી સમજ એ છે કે પ્રાશ્ચાત્ય કેળવણી લીધેલાઓમાંના કેટલાએક ઇશ્વર ભક્તિનો બાહ્ય ડોળ ઘાલી અદરથી ખરેખરા અનિશ્વરવાદી હોય છે. માત્ર લોકલજ્જા ખાતર અમે ભકત છીએ એમ બતાવે છે. એવા વિજ્ઞાનશાસ્ત્રીઓને કોઇપણ ઇશ્વર સબંધી વાત કહીએ તો આપણને હસી કાઢે છે. તેવા લોકોનું સમાધાન કોઇ પણ રીતે થાય તેમ નથી. ભર્તૃહરિ કહે છે કે "अज्ञ सुख माराध्य ज्ञान लव दुर्विं दग्ध" આવા પુરૂષોના મનનું સમાધાન બ્રહ્મા ઉતરીને આવે તો પણ થઇ શકતુ નથી અમે તેથી જે કાંઇ ખરા આસ્તિક છે તેને માટે લખીએ છીએ.

દ્રષ્ટ વસ્તુ કરતા અદ્રષ્ટ વસ્તુ ઘણી જોરાવર છે અને તે મનુષ્ય જાતિની નજરથી સાબીત થઇ શકતી નથી. એટલા માટે શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે. શાસ્ત્ર એટલે કે હાલમા જે જાત જાતની ભાષાઓ માત્ર શિખવી છોકરાઓના મગજ બગાડે છે અને વસ્તુત "જેક ઑફ ઑલ અને માસ્ટર ઑફ નન" જેવા છોકરાઓ થાય છે. તેનું નામ કાંઇ કેળવણી લીધી એમ નથી. શાસ્ત્રની પ્રવૃત્તિ લોકો જે જાણે છે તે વિષયમાં તેમનું જ્ઞાન કાંઇ નથી શાસ્ત્ર તો અજ્ઞાત અને અબાધિત અર્થોનું જ્ઞાન કરે છે. તેનેજ શાસ્ત્ર કહેવાય છે. જેમકે આખો દરિયો કોઇએ દીઠો નથી દરિયામાં કેટલા માછલાં છે, કેટલા ગેલન પાણી છે, મીઠું કેટલુ છે, મોતીની છીપો કેટલી છે, ઇત્યાદિ કોઇ જોઇ શકયું નથી તેમ જાણતું પણ નથી. તે તો શાસ્ત્ર કહે તેટલું શ્રદ્ધાથી માનવાનું છે. દૃષ્ટાંત તરીકે હિમાલયનું ઉચ્ચ શિખર દરિયાની સપાટીથી ૪૨ માઇલ ઉંચું છે, એ વાત ગણિત શાસ્ત્રથીજ માત્ર સમજાય છે. ફુટ અથવા ગજ લઇને કોઇએ ભરી જોયું નથી માટે વિદ્વાન કહે તે ઉપર વિશ્વાસ રાખવો

એ સાધારણ મનુષ્યનુ કર્તવ્ય છે મીરિકલ્સ એટલે અજબ બનાવો છે અને કેટલાએકને તે જણાયા છે. તેથી તેઓ લખી ગયા છે. આપણે જે વાત જાણતા નથી અને આપણી આજુબાજુના લોકો જે વાત જાણતા નથી તેને અકસ્માત, અજાયબ, કે નસીબ કહે છે એ અદૃશ્ય છે તેથીજ ઇશ્વર છે એમ સાબીત થાય છે દ્રષ્ટા દ્રષ્ય થઇ શકતો નથી જો તે દ્રષ્ય થાય તો આ જગતની વસ્તુ તે છે તે કઇ ઇશ્વર નથી.

જે માણસને જે મત્ર સાધ્ય હોય એટલે કે જપાદિ વિધિ કરીને તે મંત્રની સિદ્ધિ મેળવી હોય તેનેજ તે મત્ર ફળ આપે છે, બીજાને તો મિથ્યા બડબડાટ જેવો તે મત્ર છે એ વિષે અમે કવિ કાલિદાસનો એક શ્લોક લખીએ છીએ.

सुतं पतंतम प्रसमिक्ष्य पावके न बोधया मास पति पतिव्रता।
तदा मवत् तत पति भक्ति गौरवात हुताँसनें चंदन पंक शितलं॥

ભાવાર્થ

એક સમયે ભોજ રાજાના જોવામા આવ્યુ કે એક મહર્ષિ પોતાની ઝુપડીમા અગ્નિનુ ધ્યાન ધરવામા સમાવિષ્ટ થયો હતો વૈદિક વિધિની આજ્ઞા અનુમાર તેણે પોતાની સ્ત્રીને મત્ર ભણીને પાસે બેસાડીને કહ્યુ હતુ કે હુ અગ્નિનુ ધ્યાન ધરૂં છુ તેટલો વખત તુ પથ્થરના જેવી સ્થિર થઇને આ અગ્નિ નારાયણની સેવામાં રહી અહિથી ઉઠીશ નહિ ત્યારબાદ કેટલોક વખત ગયા તેનો એક બાળક છોકરો ધગધગતા અગ્નિ કુડમા રમતો રમતો પડયો સ્ત્રીની નજરે તે દ્રષ્ય પડયુ તો પણ તે ત્યાથી ઉઠી નહિ તેમ બુમો પાડી પતિને જગાડયો નહિ તેથી કરીને આ સત્યવ્રત ધારણ કરનારા ધણી ધણીયાણીના વ્રતથી પ્રસન થઇ અગ્નિદેવે પોતાની જ્વાળાથી તે છોકરાને દઝાડયો નહિ અને તે છોકરો ચદનના ગારામા રમતો હોય તેમ અગ્નિના કુડમા રમવા લાગ્યો આ આશ્ચર્ય જોઇ ભોજ રાજાએ એક શ્લોકનુ ચોથુ ચરણ જોડી કાઢી સભાના પડીતોને કહયુ કે હવે ત્રણ ચરણ તમે પુરાં કરો તે સમયે સઘળા પડીતો ચુપ થઇને બેઠા અને રાજાનુ આ શ્લોકનુ ચરણ અગ્નિ ચદન જેવો શિત હોય નહિ તેથી આ ચરણ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ છે એમ જણાવ્યુ એટલે સભામાથી કવી કાળીદાસ ઉઠીને ઉપરના ત્રણ ચરણ બોલ્યા.

રાજાના ચોથા ચરણના શ્લોકનો ભાવ એ છે કે અગ્નિ ચદનના ગારા જેવો શિતળ થયો કાલીદાસના ઉપલા ત્રણ ચરણનો અર્થ એ છે કે

પોતાનુ બાળક રમતુ રમતુ અગ્નિ કુંડમાં પડયુ તો પણ પતીવ્રતા સ્ત્રીએ પતીની આજ્ઞાનુ ઉલ્લંઘન કર્યુ નહિ તેમ ગભરાઇને બુમ પાડી ઉઠી નહિ અને પથ્થરના જેવી સ્થિર બેસી રહી. આ કૃત્ય જોઇ અગ્નિદેવે પોતાની જવાળા ચંદનના જેવી શીતળ કરી બાળકને બીલકુલ ઇજા થવા દીધી નહિ શ્રીમદ્‌ભાગવતમા વ્યાસ મુની કે જેઓએ ભગવતગીતા રચી છે તેમણે લખ્યુ છે કે શ્રીકૃષ્ણભગવાન દાવાનલનું પાન કરી ગયા. દક્ષ યજ્ઞમાં સતી અંબાભવાનીએ પોતાના પતિનુ અપમાન થવાથી પોતાના શરીરમાથી અગ્નિ કાઢી શરીર ભસ્મ કર્યું આ વાતને ટેકો આપનાર અમારૂં પાતંજલ યોગ સૂત્ર છપાયું છે તેની ટીકામા **समान जया ज्वलनम्** એ સૂત્રનો અર્થ જોઇ લેવો આ વાત કવિની કલ્પના માત્રજ નથી પણ યોગશાસ્ત્ર સંમત છે તેમજ **उदान जयात् जल पंक कटकादि सग उत्क्रांति श्च** આ સૂત્રમા આદિ શબ્દ વડે કરીને આગ્ન ઉપર દાઝયા વગર ચાલવાનો પણ સમાસ થાય છે

પ્રહલાદને તપીને લાલ થએલા સ્થભને જ્યારે તેના પિતાએ બેટવાનુ કહ્યુ ત્યારે પ્રહલાદે તપેલા સ્થભ ઉપર કીડીની હાર ચાલતી દીઠી તેથી ઇશ્વરી શક્તિની સત્તા ને મુખ્ય ગણી પોતે પણ સ્થભને બાઝયો. અને દાઝયો નહિ. સુધન્વાના પિતાએ તપેલા તેલની કઢામાં પોતાના પુત્ર સુધન્વાને પડવાનો હુકમ કર્યો તેણે પણ ઇશ્વરી સત્તા મહાન માનીને અત્યત ઉષ્ણ તેલની કઢામાં ઝંપલાવ્યુ અને દાઝયો નહિ રાવણ વામ માર્ગી હતો છતા તેના તપોબળથી અગ્નિનુ ધ્યાન ધરતા તેમાંથી રામચદ્રજીને જીતવા માટેનો અગ્નિરથ નીકળવા માડયો હતો પણ તે ધ્યાનથી ચલાયમાન થતાજ અગ્નિકુડમા પાછો સમાઇ ગયો. દશરથ રાજાએ પુત્ર કામિષ્ઠ યજ્ઞ કર્યો તે યજ્ઞ કૂડમાથી ધગધગતા અગ્નિની જવાલામાથી અગ્નિદેવ દુધપાકનો હડીઓ લઇ મનુષ્યના સરખુ રૂપ લઇ પ્રગટ થયા અને તે રાણીઓને ખવડાવાની આજ્ઞા કરી. એ દૂધપાકના ચાર વિભાગ કરી ત્રણ રાણીઓએ ખાવાથી ચાર પુત્ર થયા ઇત્યાદી દ્ષ્ટાંતો ઉપરથી શ્રીમદ, ભાગવત, શ્રીમદ, રામાયણ, શ્રીમદ મહાભારત, એ ત્રણે મુખ્ય પુરાણોના દ્ષ્ટાંતો અમે અત્રે આપ્યા છે હવે ઉપનીષદનુ દ્રષ્ટાંત આપીએ છીએ કેન ઉપનીષદમા ૧૯મા મત્રમા બ્રહ્મવિદ્યાએ અગ્નિદેવને પુછ્યું કે તારામાં શુ શક્તિ છે ? તેણે કહયુ કે સર્વ કાઇ બાળી શકવાની શક્તિ મારામા છે. અગ્નિની આગળ બ્રહ્મવિદ્યાએ એક ઘાસનું તરણ મૂકયુ અને કહ્યુ કે આને બાળ જોઇએ અગ્નિ

એ સર્વ બળ તે ઉપર અજમાવ્યુ પણ તે તરણુ કંઇ બળ્યુ નહિ. અને અગ્નિને જણાયું કે મારા ઉપર પણ કોઇ મહાન શક્તિ છે કે જે શક્તિને લીધે મારામાં બાળવાપણું છે વિગેરે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે દેવતાઓ મંત્રાધિન છે. અને જપાદિ માર્ગે રહીને જે તેને સિદ્ધ કરે છે તેમને આધિન તે દેવતા થઇ રહે છે. અને તેથી અમને લાગે છે કે તે મંત્ર સિદ્ધિનો પ્રભાવ હોવો જોઇએ.

યોગશાસ્ત્રમા અમે યોગજન્ય સિદ્ધિનુ સામર્થ્ય બતાવ્યુ છે આ રૂદ્રાધ્યાયમા અમે મંત્ર સિદ્ધિનુ સામર્થ્ય બતાવ્યુ છે. વૈદકશાસ્ત્રમા ઔષધિની સિદ્ધિ દર્શાવી છે. ઇત્યાદિ

**शंचमे मय॑ चमे प्रियं चमे अनुकाम चमे कामः चमे सौमनसः चमे भगः चमे द्रविणं चमे भद्रं चमे श्रेयः चमे वसीयः चमे यशः चमे यज्ञेन कल्पन्ताम् ॥८॥**

આ મંત્રના ત્રૈલસ્ય દેવતા ઋષિ આત્મા દેવતા ભુરિક્ શક્કરી છન્દ અને ધૈવત સ્વર છે

शंचमे=ઐહિક એટલે આ લોકનું સુખ અને સુખના સર્વ સાધનો.

मयः चमे=પારલૌકિક એટલે પરલોકનું સુખ.

प्रियं चमे=પ્રીતિજન્ય વસ્તુ

अनुकाम चमे=શુભેચ્છા અને શુભવાસના અનુકૂળ યત્ન સાધ્ય વસ્તુઓ.

काम चमे-વિષય જન્ય સુખની તૃષ્ણાઓ.

सौमनस चमे=સારા મનવાળા સગાં વહાલાંઓ.

भग चमे=સૌભાગ્ય,

द्रविण चमे=ધન, સંપત્તિ, બલ,

भद्र चमे=આનંદ આપવાવાળુ કલ્યાણકારક સુખ

श्रेय चमे=મુક્તિ સુખ અને તેનાં સાધન, પુણ્યાદિ કર્મ

वसीय चमे=નિવાસ કરવા યોગ્ય ધન સંપત્તિવાળું ઘર.

यश चमे=કીર્તિ, અને તે મેળવવાના સાધનો, આ સર્વને મારા અહંભાવ રહિત કરી શિવના ચરણમાં મૂકુ છુ તેથી આ નિષ્કામ કર્મ વડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ આ મંત્ર દ્વારા સર્વ સુખ મને પ્રાપ્ત કરાવો.

ટીકા.

આ અધ્યાયમાં સર્વત્ર ચમે એવા શબ્દ છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એ સ્વાભિમાન પ્રવૃત્તિ છે. મંત્રની આખરે यज्ञेन कल्पन्ताम એવા શબ્દ છે તેથી સિદ્ધ થાય છે કે ત્યાં નિરાભિમાન પ્રવૃત્તિ છે. એટલે કે સર્વ પ્રકારના ફળની યોજના હોય એમ જણાય છે

ऊर्क् ञ्मे सुनृता ञ्मे पयः ञ्मे रस ञ्मे घृतं ञ्मे मधु ञ्मे सग्धिः ञ्मे सपीति ञ्मे कृषि ञ्मे वृष्टि ञ्मे जैत्रं ञ्मे औद्भिद्यं ञ्मे यज्ञेन कल्पन्ताम् ॥ ९ ॥

આ મંત્રના ચેતસ્ય દેવતા ઋષિ, આત્મા દેવતા, શક્કરી છન્દ અને ધૈવત સ્વર છે.

ऊर्क चमे=સારી રીતે સત્કાર કરીને પકાવેલુ અન્ન. (રસોઇ).

सूनृता चमे=સત્ય પ્રિય હિતકર મીઠીવાણી. पय चमे દૂધ

रस चमे=સર્વ પદાર્થોનો સાર घृतं चमे=ઘી मधु चमे=મધ તથા મિષ્ટ પદાર્થો. सग्धि=સહ ભોજન અર્થાત બન્ધુઓની સાથે ભોજન सपीति चमे બંધુઓની સાથે એકત્ર પાન कृषि चमे ધાન્ય સિદ્ધિ સારો પાક. वृष्टि चमे ધાન્ય ઉત્પન્ન કરનારી અનુકૂળ વૃષ્ટિ. जैत्र चमे જયનુ સામર્થ્ય औद्भिद्यं चमे આમ્રાદિ વૃક્ષોની ઉત્પતિ. આ સર્વ મારો અહભાવ રહિત કરી શિવ ચરણમાં મૂકુ છુ તેથી આ નિષ્કામ કર્મથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ તે તે સુખોને મને પ્રાપ્ત કરાવો •

रयि ञ्मे राय ञ्मे पुष्ट; ञ्मे पुष्टि ञ्मे विभु ञ्मे प्रभु ञ्मे पूर्ण ञ्मं पूर्णतर ञ्मे कुयवं. ञ्मे अक्षितं ञ्मे क्षुत ञ्मे यज्ञेनकल्पन्ताम ॥ १० ॥

આ મંત્રના ચેતસ્ય દેવતા ઋષિ આત્મ દેવતા, નિચચ્છક્રી છન્દ અને ધૈવત સ્વર છે.

रयि चमे સુવર્ણ કાંતિ અને પુરૂષાર્થ. राय चमे મણિમૌક્તિકાદિ पुष्ट चमे શરીરનુ આરોગ્યપણુ पुष्टि चमे પથ્યભોજન વડે કરીને પ્રાપ્ત કરેલુ શરીર विभु चमे સર્વ વિષયમા પેશી શકે એવુ વ્યાપક મન प्रभु चमे ઐશ્વર્યાદિ સર્વ સામર્થ્ય, पूर्ण चमे પુત્ર પરિવારાદિ સંપૂર્ણ સુખ.

**पूर्णतरं चमे** હાથી ઘોડા ઢોર અન વીગેરેની વિપુલતા. **कुयवं चमे** નઠારા યવાદિથી ભેળ સેળ નહિ કરેલું ઘઉ વીગેરેનું અન **अक्षितं चमे** કણકી વગરના આખા ચોખા. **क्षुत चमे** ક્ષુધા તૃષાદિની તૃપ્તિ.

આ સવ મારો અંહભાવ રહિત કરી શિવ ચરણમા મૂકુ છુ તેથી આ નિષ્કામ કર્મથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞ દ્વારા આ સર્વ પદાર્થોની મને પ્રાપ્તિ કરાવો

**वित्तं चमे वेद्यं चमे भूतं चमे भविष्यत् चमे**
**सुगं चमे सुपथ्यं चमे ऋध्यं चमे ऋद्धि चमे**
**कल्प्तं चमे कल्प्तिश्च चमे मति चमे सुमति चमे**
**यज्ञेनकल्पन्ताम ॥ ११ ॥**

આ મંત્રના ચેતસ્યદેવના ઋષિ શ્રી મહાત્મા દેવતા ભુરિક શક્કરી છંદ ધૈવત સ્વર છે

**वित्त चमे**=વારસા રૂપ ધન **वेद्य चमे** વિચારવા યોગ્ય વિષય. **भूतं चमे** ભૂતકાળમા થઇ ગએલા પુત્ર પૌત્રાદિક તથા વિષયો એટલે કે મરી ગયલા તે પાછા મારાજ કૂળમા અવતરે અને ગએલી સપત્તિ પછી પ્રાપ્ત થાય. **भविष्यत चमे**=ભવિષ્યમા પ્રાપ્ત થનારા પદાર્થો તથા પ્રાણીઓ તે મારાજ મને પ્રાપ્ત થાઓ **सुगं चमे**=ઉચિત કર્મથી મેળવેલો સન્માર્ગ **सुपथ्यं चमे** વિશેષ હિતકારક આહાર વિહાર એટલે સુપથ્ય ? **ऋद्धं चमे** સુસમૃદ્ધિ **कल्प्तं चमे**=કાર્ય સાધક અપર્યાપ્ત ધન **कल्प्तिचमे**=કાર્ય કરવાનુ સામર્થ્ય **मति चमे**=ઉત્તમ નિશ્ચય ઉત્તમ વિચાર, ઉત્તમ બુદ્ધિ. **सुमतिचमे** નિશ્ચયાત્મક સારી બુદ્ધિ

આ સર્વ મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકુ છું તેથી આ નિષ્કામ સેવાથી ભગવાન શકર મારા ઉપર પ્રસન્ન થઇ મને યજ્ઞ દ્વારા આ સર્વ સુખોની પ્રાપ્તિ કરાવો

**व्रीहीयः चमे यवा चमे माषाः चमे तिला चमे मुद्रा चमे खल्वा चमे प्रियङ्गव. चमे श्यामाकाः चमे नीवारा चमे गोधु माः चमे मसूरा चमे यज्ञेनकल्पन्ताम् ॥ १२ ॥**

આ મંત્રના વ્રિહિયચેતસ્ય દેવતા ઋષિ, ધાન્યદા આત્મા દેવતા, ભુરિ અતિ શક્કરી છંદ અને અને પંચમ સ્વર છે.

व्रीहीय चमे=છોડાવાળું ભાત, यव चमे=યવ, माषा चमे, અડદ. तिला चमे=તલ, मुद्गा चमे મગ, खलवा चमे=ચણા, प्रियङ्गव चमे= કાંગ, (એક જાતનું ધાન્ય) अणव चमे ઝીણાં ચોખા, श्यामका चमे= સામો રાજગરો, વીગેરે તૃણ ધાન્યો. निवारया चमे વનમા થનારા ધાન્યો. गोधुमां चमे ઘઉં मसूरा चमे મસુર નામનુ તુવરના જેવુ ધાન્ય.

આ સર્વેને મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકું છું તેથી આ નિષ્કામ કર્મની સેવા વડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞ દ્વારા આ સર્વ સુખોની મને પ્રાપ્તિ કરાવો

अश्मा अमे मृत्तिका अमे गिरिय अमे पर्वता अमे सिकता अमे वनस्पतय: अमे हिरण्यं अमे अय अमे स्यामं अमे लोहं अमे सीसं अमे त्रपु' अमे यज्ञेनकल्पताम् ॥ १३ ॥

આ મંત્રના આત્મા ચેતસ્ય દેવતા ઋષિ. રત્ન વા ધાન્યદા આત્મા દેવતા, ભુરિગતિ શક્કરી છંદ અને પંચમ સ્વર છે.

अश्मा चमे=પથ્થર હીરા વગેરે રત્નો मृत्तिका चमे મટોડી માટી. गिरिय चमे=નાના પર્વત, पर्वता चमे મોટા પર્વત, તથા તેને લગતા પદર્થો, सिकता चमे=નાની મોટી રેતી वनस्पतय चमे=વનસ્પતિઓ, हिरण्य चमे સોનુ ચાંદી વીગેરે अय चमे લોઢુ श्याम चमे નિલમણી, ચંદ્રકાન્તમણી લસણીયા કાસુ કોયલાની ખાણ તાબુ વીગેરે लोहंचमे એક જાતનુ લોઢુ शीशम चमे સીસુ त्रपु જસત પીતળ વીગેરે ભૂસ્તર વિધાના તથા ખનીજ સવ પદાર્થો.

આ સર્વને મારો અહભાવ રહિત કરી શિવના ચરણુમા મૂકુ છુ તેથી આ નિષ્કામ સેવાથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞદ્વારા આ સર્વ સુખોની મને પ્રાપ્ત કરાવો

अग्नि अमे आप अमे विरुध' अमे औषधय अमे कृष्टपच्याः अमे अकृष्ठ पच्या अमे ग्राम्या अमे पशव अमे आरण्या: अमे वित्तं अमे वित्ति. अमे भूतं अमे भूति अमे यज्ञेनकल्पन्ताम्॥ १४॥

આ મંત્રના અગ્નિ ચેતસ્ય દેવતા ઋષિ અગ્ન્યાદિયુક્ત આત્મા દેવતા ભુરિગષ્ટિચ્છંદ અને મધ્યમ સ્વર છે

अग्नि चमे=અગ્નિ आप चमे=જળ. विरुधः चमे=લતા ગુલ્મ. औषधय चमे=ઔષધિઓ कृष्ठ पच्या चमे=કૃષિના ધાન્યો ખેડેલા ધાન્યો. अकृष्ठ पच्या चमे=જંગલી ધાન્યો ग्राम्य चमे=ગ્રામમા રહેવા વાળા પશુઓ ગાય, ભેંસ, બળદ, ઘોડા આદિ आरण्या चमे=અરણ્યમાં રહેવાવાળા સિંહ, હાથી વગેરે પશુઓ वित्तं चमे=મેળવેલુ ધન. वित्ति चमे=મેળવવાનું ધન, भूतं चमे=પુત્ર પુત્રાદિક. भूति चमे= ઐશ્વર્ય.

આ સર્વને મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકુ છુ તેથી આ નિષ્કામ કર્મવડે શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞદ્વારા આ સર્વ સુખો મને પ્રાપ્ત કરાવો.

આ સર્વ પદાર્થો અખિલબ્રહ્માન્ડનુ સ્વામિત્વ મેળવવા માટે યાચ્યા છે. અને તે સર્વ પદાર્થો શિવના સ્વરૂપ છે એટલે કે આખુ બ્રહ્માંડ અને તેમા વસનાર સર્વ પદાર્થો શિવ રૂપ છે એની ભાવના કરવી અને પોતે પણ અણિમાદિક અષ્ટ સિધ્ધિઓ કે જે ઇશ્વરને પ્રાપ્ત છે તેવુ ઇશ્વર પણું મેળવવા આ પ્રાર્થના કરેલી છે

वसु श्चमे वसति' श्चमे कर्म श्चमे शक्ति' श्चमे अर्थ श्चमे एमः श्चमे इत्या श्चमे गति श्चमे यज्ञेनकल्पन्ताम् ॥ १५ ॥

આ મંત્રના વસુ ચેતન્ય દેવતા ઋષિ ધનાદિયુક્તિ આત્મા દેવતા, નીચૃદાર્ષી પંક્તિ છંદ. અને પંચમ સ્વર છે.

वसु चमे પૈસો वसति चमे ઘર कर्म चमे અગ્નિહોત્રાદિક કર્મ, शक्ति चमे=બળ, સામર્થ્ય अर्थ चमे=ઇચ્છિત પદાર્થ एम चमे=સારો પ્રયત્ન અને બુદ્ધિ इत्या चमे=વ્યવહાર કુશળતા गति चमे=હલન ચલનરૂપ ક્રિયા

આ સવને મારો અહંભાવ રહિત કરી શિવના ચરણમા મુકુ છુ તેથી આ નિષ્કામ સેવાથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞ દ્વારા આ સર્વ પ્રકારના સુખોની મને પ્રાપ્તિ કરાવો.

अग्नि श्चमे इन्द्र' श्चमे सोम' श्चमे इन्द्र श्चमे सविता श्चमे इन्द्र श्चमे सरस्वती श्चमे इन्द्र श्चमे पूषा श्चमे इन्द्र श्चमे बृहस्पतिः श्चमे इन्द्र श्चमे यज्ञेनकल्पन्ताम ॥ १६ ॥

આ મંત્રના અગ્નિ ચેતન્ય દેવતા ઋષિ. આગ્ન્યાદિવિદ્યા વિદાત્મા, દેવતા, નીચૃતિ શક્કરી છંદ અને પંચમ સ્વર છે.

अग्नि चमे=અગ્નિ, અને તેનો નિયામક દેવ લોકના રાજા. इन्द्र चमे=ઇદ્ર सोम चमे સોમ દેવતા इन्द्र चमे=તેને નિયમમા રાખનાર, सविता चमे इन्द्र चमे=સૂર્ય અને તેનો પ્રકાશિતા, सरस्वति चमे इन्द्र चमे સરસ્વતિ અને તેના નિયતા, पूषा चमे इन्द्र પૂષા દેવ અને તેના નિયામક बृहस्पतिं चमे બ્રહસ્પતિ અને તેના નિયામક

આ સર્વના અભિમાની દેવતા અને તેમાનુ દૈવત અને તેના નિયતા તેના પ્રકાશિના તેના સ્થુલ સુક્ષ્મ અને કારણ શરીરો ચલાવનાર સૃજનાર સંહાર કરનાર ક્ષણ કરનાર જે ચૈતન્ય શક્તિ તે સર્વ મારો અહભાવ રહીત કરી શિવના ચરણમાં મૂકુ છુ તેથી આ નિષ્કામ સેવાથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞદ્વારા આ સર્વ દેવતાથી મળનારા સુખોની મને પ્રાપ્તિ કરાવો.

मित्रः श्चमे इन्द्र श्चमे वरुणः श्चमे इन्द्रः श्चमे धाता श्चमे इन्द्र श्चमे त्वष्टाः श्चमे इन्द्र. श्चमे मरुत श्चमे इन्द्र श्चमे विश्वे श्चमे देवा. इन्द्र श्चमे यज्ञेनकल्पन्ताम् ॥ १७ ॥

આ મત્રના ચેતસ્ય દેવતા ઋષિ મિત્રૈશ્વર્ય સહિત આત્મા, સ્વરાટ શક્કરી છદ અને ધૈવત સ્વર છે

मित्र चमे=મિત્ર એટલે પ્રાણ અને તેને સમાન રાખનાર દેવતા इन्द्र चमे० અને તેના નિયામક. वरुणः चमे इन्द्र० વરૂણ દેવતા અથવા કંઠમા રહેવાવાળો પવન, અને તેની ધારણાકર્ષણ શક્તિ, અને તેના અધિપતિ, धाता चमे इन्द्र० ધારણ કરવાવાળા દેવ અને તેના પતિ त्वष्टा चमे इन्द्र० ત્વષ્ટા દેવ છિન્ન ભિન્ન કરવાના સામર્થ્યવાળા, અને તેના પ્રચારક, मरुत चमे इन्द्र० વાયુ દેવતા અખિલ બ્રહ્માડમાં રહેવાવાળો વાયુ અને શરીરસ્થ સપ્ત ધાતુ રૂપ દેવતા, અને તેના નિયતા, विश्वे चमो देवा इन्द्र० બ્રહ્માડના પદાર્થમાત્રની શક્તિ રૂપ તે વિશ્વેદેવા, અને તેના નિયામક

આ સર્વને મારો અહભાવ રહિત કરી શિવના ચરણમાં મૂકુ છુ તેથી આ નિષ્કામ સેવાથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞ દ્વારા આ સર્વ સુખોની મને પ્રાપ્તિ કરાવો.

ટીકા

આ અધ્યાયમાં પ્રત્યેક મંત્રમાં જુદુ જુદુ વર્ગી કરણ છે. કોઇ મંત્રમાં આકાશગણ, એટલે કે સૂર્ય ચંદ્ર તારા ગૃહ, નક્ષત્ર, વિજળી મેઘ વીગેરે ગણ્યાછે. ઉપરના મંત્રમાં દિવ્ય શક્તિ જે જગતમા દેખાય છે તેનુ એટલે દેવતાઓનુ એટલે તેના અભિમાની સમષ્ટિરૂપ દેવના ગણ છે.' કોઇ ઠેકાણે શરીરગણ—કોઇ ઠેકાણે ધાન્યગણ, કોઇ ઠેકાણે પૃથ્વિગણ એટલે કે પર્વત નદી સમુદ્ર રેતી કાંકરા મરોડી આદિ ગણ ઇત્યાદિનું વર્ણન છે જગતના પ્રત્યેક પદાર્થમાં તેનું સ્થુલ ગોલક કે જે તમાત્મક પ્રકૃતિનું કાર્ય છે તે દેખાય છે. જેમકે આખનું ચોકઠુ તેમા માંસ સ્નાયુ અને કાળા ધોળાં પેટાપડ હોય છે એનું નામ નેત્ર ગોલક કહે છે.

૨ આ નેત્રની અંદર જે કાંઇ ઇન્દ્રિય શક્તિ છે અને જે રજોગુણનું કાર્ય છે તે આંખનું તેજ એમ કહેવાય છે. એનું નામ નેત્રેન્દ્રિય છે.

૩ એ નેત્રથી કરીને કારણ શરીરમાં જીવાત્માને જે કાંઇ જ્ઞાન થાય છે જેવું કે મેં ઘોડો જોયો એ જ્ઞાન, (રૂપનુ દર્શન જ્ઞાન) તે સત્વગુણનું છે.

૪ સમષ્ટિરૂપ અને તેના અભિમાની દેવ, સમષ્ટિ સ્વરૂપ સૂર્ય દેવ છે. અને એ સર્વના નિયંતા ૐ અથવા રૂદ્રશકિત છે. એ પાચમી વસ્તુ છે.

અને આ પાંચે વસ્તુનુ નામ બ્રહ્મ છે. આ પાંચ વસ્તુમાની એક ન હોય તો આખ જે કાંઇ દર્શનનુ કામ કરે છે તે થાય નહિ. જેમકે ૧ નેત્ર ગોલક ન હોય તો દેખાય નહિ ૨ નેત્રની ઇન્દ્રિય શક્તિ એટલે દૈવત ન હોય તો દેખાય નહિ. ૩. જો જીવાત્મા ન હોય તો મુડદાને રૂપજ્ઞાન થાય નહિ, ૪ જો સમષ્ટિરૂપ અભિમાની દેવતા ન હોય તો આખની અંદર જે તેજ મૂકાયુ તે કોનુ તેજ લાવીને મૂકે ? માટે તેના અભિમાન દેવ સૂર્ય છે. ૫ એ સૂર્ય અભિમાની દેવતાના નિયામક રૂદ્ર દેવ તેજ જગદિશ્વર તેમના મહાદેવ ૐકાર પરબ્રહ્મ ઇત્યાદિ નામ આપ્યા છે. તે વિના સૂર્ય કદાચ પૃથ્વિની પાસે આવે. બીજે દહાડે બૃહસ્પતિ પાસે જાય, ત્રીજે દહાડે ચંદ્ર લોકમાં જાય તો પછી આખુ નભો મંડળ અને દરેક ગ્રહો બળી જળી ખાખ થાય અને અથડાઇ ચૂરા થાય. આ એક દ્રષ્ટાંત ઉપરથી અખિલ બ્રહ્માંડના સર્વે પદાર્થો સમજવા માટે આ અધ્યાયનો પ્રયાસ છે એમ અમને જણાય છે. માટે અતિ ઉપયોગી આ અધ્યાય છે અને એમાં જે માગણી કરી છે તે શુદ્ધ સાત્વિક અને સંપૂર્ણ બ્રહ્મજ્ઞાનથી ભરપુર છે.

**पृथिवी च मे इन्द्रः च मे अन्तरिक्ष च मे इन्द्र' च मे द्यौ च मे इन्द्र च मे समाः च म इन्द्रः च मे नक्षत्राणि च मे दिशः च मे इन्द्र च मे यज्ञेनकल्पन्ताम ॥ १८ ॥**

આ મત્રના ચેતસ્ય દેવતા ઋષિ રાજૈશ્વર્યાદિયુક્ત આત્મા દેવતા ભુરિક શકરીછદ અને ધૈવત સ્વર છે

**पृथिविचमे इन्द्र** પૃથ્વિદેવી અને તેનો નિયામક, હું છુ **अन्तरिक्षचेम** સુર્ય અને પૃથ્વીની વચ્ચે પોલાણુ છે અને તેની અદર અનેક પ્રકારના લોકો છે તે અને તેનો નિયતા એ સર્વે મારાજ સ્વરૂપ છે **द्यो चमे इन्द्र** સ્વર્ગાદિ પ્રકાશક તે પુણ્યશાળી લોક અને તેનો નિયામક હુ છું **समाः चमे इन्द्र चमे** વરસ અને તેમના દેવતા અને તેનો નિયામક તે મારાજ સ્વરૂપ છે. **नक्षेत्राणि चमे इन्द्र** નક્ષત્ર અને તેનો અધિપતિ, હુ છુ **दिशः चमे इन्द्र** દશ દીક્પાળ અને તેનો અધિષ્ઠાત્રા ઇશ્વર તે હુ છુ

આ સર્વ મારી શુદ્ધ મનોભાવનાથી મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મુકુ છુ તેથી આ નિષ્કામ કર્મથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞ દ્વારા આ સર્વ સુખોની મને પ્રાપ્તિ કરાવે.

**ટીકા**

મત્રશક્તિ વિષે અમારે જણાવાનુ કે એ વિષે, લોકો મેકાલેને કાંઇએક ધાસ્તી પેઠી હોવી જોઇએ, એવી લોક વાર્તા છે. હિંદવાસીઓને અગ્રેજી કેળવણી આપવાનુ બીલ પસાર થતી વખતે પાર્લામેન્ટમા જે કાઇ બે પક્ષ વચ્ચે તકરાર થઇ હતી, તે વાચવાથી સત્ય શુ છે તે જણાશે એક પક્ષે એમ કહ્યુ કે એ લોકોને આપણી કેળવણી આપવાથી કરીને આપણો રાજ્ય પ્રપચ સર્વ સમજી જઇ આપણી કળાઓ શિખીને સ્વરાજ્ય માગશે, તેથી કેવળણી આપવી નહિ બીજા પક્ષે એવુ કહ્યુ કે આપણુને કલાર્કની ઘણી જરૂર છે આપણે તેમને અંગ્રેજી કેળવણી આપવી પણ તે ઉપર ચોટીયા અને તેમનામા કોઇપણ જાતની તાકાત ન આવે અને તેમનુ પોતાનુ જે કાંઇ બળ છે તે ગુમાવી બેસે તો આપણુ રાજ્ય સુરક્ષિત રહેશે, હિંદના બ્રાહ્મણો ઘણા ખરાબ છે તેઓમા અને તેમના ધર્મમાં એક જાતની અજબ શક્તિ છે કે તે હિંદમા બેઠા બેઠા અહીયા અગ્નિ સળગાવી મૂકે એવી શક્તિવાળા છે. અમને લાગે છે કે તે વખતે આવી તકરાર કરનારાઓએ પરશુરામ વીગેરેની વાતો વાચી હશે. અથવા તો પેશ્વાની સાથેની લડાઇમા બ્રાહ્મણોની શક્તિનો અનુભવ થવાથી તેમનો ડર પેઠો હશે. તેથી એવી

સંસ્કારો ઉઠતી હશે એ ગમે તેમ હોય પણ બ્રાહ્મણોની ખરી મંત્રશકિત ઘટાડનારા કેટલાક ડોકટરો છે. તેઓએ પ્રત્યેક બ્રાહ્મણના ઘરમાં દારૂમાં ગાળેલા ટીકચરો બનાવી મંત્રશકિત ભણનારને દારૂ તથા પોર્ટવાઇન પીનારા કરી મૂકયા છે. તેમજ કેટલાક વિદ્યાવાળાઓએ ટીફીનમાં ગોમાંસના ડબ્બાઓ ખાતો બ્રાહ્મણોને શિખવ્યુ છે. તેથી તેમનો આચાર વિચાર ભ્રષ્ટ થઇ બુટ મોજા સાથે બજીયાં પુરી ખાતાં શિખ્યા છે. આથી કરીને તેઓનો ધર્મ આચાર વિચાર ઇસપનીતિમાં કહ્યા પ્રમાણે કાગડો મોરના પીછાં ખોસી મોર થવા અને કોયલ થવા ઇચ્છતો હતો। તેથી કરીને એ નહિ મોર થયો, નહિ કોયલ થયો, અને નહિ કાગડો રહ્યો અને કાક કાક કરવાનુ ભુલી ગયો. આજુબાજુના બીજા કેટલાએક કાગડાઓએ તેને ટોચી મારી નાખ્યો. આવી ધર્મહિન હિંદીઓની પરિસ્થિતિ છે

ટીકા.

વિલાયત જઇ આવીને અંગ્રેજી રીતભાત ગ્રહણ કરી પીતાને કહેવા લાગ્યા કે તમારે મારા રૂમમાં આવવાનો અધિકાર નથી. તમે જંગલી છો. થોડાએક વિદ્યા ઉપલક શિખ્યા તો ખરા તેથી મોટા પગાર મળ્યા, બાઇ બાઇ થઇ પુજાયા પણ પોતાનું પોતાપણું પોતાના ધર્મનો મર્મ તથા રહસ્ય તથા મંત્રશકિત ગુમાવી બેઠા ત્યાં જઇને યુરોપની યુદ્ધ કળા યંત્રકળા રસાયન કળા, નૌકાવિમાન આદિ વિદ્યાકળા તાર, વિદ્યુત, કારખાના અને વ્યાપાર કળા શિખવાને બદલે એકાદ પારસણ કે મડમડી સાથે પરણતા શિખ્યા. આવી આવી દુર્દશા કેટલાકની થઇ છે, સ્વદેશાભિમાન ડુબી ગયુ સ્વધર્મ ગુમાવ્યો રહ્યો માતૃ પિતૃ ભકિત અને સ્વજનનો પ્રેમ જતો રહ્યો, ઇત્યાદિ કેટલાએકોને વિલાયત જવાના ફળ મળ્યા, કેટલાએક તો ત્યાથી શિખીને આવ્યા બાદ સ્વદેશાભિમાનથી જાગૃત થઇ ગયા અને માતૃભૂમીના પ્રેમ તથા વિશ્વશાંતિ પ્રેમ, અને સાહાકથી ગાંધીજી જેવા નિવડી મોટા દરજ્જે પણ ચઢયા

આથા ઢેડા કુતરાઓ પણ વિલાયત જાય છે, તેમ વિલાયત ગયા તેમાં શું થયુ ત્યાં જઇને ત્યાનુ સારૂ સાખી આવે તોજ વિલાયત ગયુ સફળ થાય અને મુખ્ય વસ્તુ જે અસ્ત્ર અને શસ્ત્રવિદ્યા છે તે શિખીને મંત્રશકિતનો પુનરોદ્ધાર કરી શત્રુઓની સાથે લડાઇ કરવાનો વખત આવે તે વખત મેદાનમાં નીકળી શકાય અને સ્થાપિત રાજ્યને મદદ કરાય.

अंशु: श्चमे रश्मि श्चमे मदाभ्य: श्चमे अधिपति श्चमे उपांशु श्चमे अन्तर्याम श्चमे ऐन्द्रवायव श्चमे मैत्रा वरुण: श्चमे आश्विन श्चमे प्रतिप्रस्थान श्चमे शुक्र: श्चमे मन्थी चमे यज्ञेनकल्पन्ताम् ॥ १९

આ મંત્રના ચેતસ્ય દેવતા ઋષિ. પદાર્થ વિદ્યાત્મા દેવતા. નિચૃદત્યષ્ટિ છંદ અને ગાંધાર સ્વર છે.

અંશુ ચમે કિરણો વાળા દેવો. જેવાકે સૂર્ય ચંદ્ર આદિ ગ્રહો, અદાભ્ય ચમે ત્રિનાશ રહિત રક્ષણ કરવાવાળા દેવ, અધિપતિ ચમે અને તેમના સ્વામીઓ. ઉપાંશુ ચમે ઉપાંશુ ગ્રહ જપ, વિચાર, અન્તર્યામ ચમે આકાશમા ધારણ કરનારો પવન, અથવા અન્યોન્યાકર્ષ ગુણ, ઐન્દ્રવાયવ ચમે વીજળી અને પવન આદિ વૃષ્ટિ કરાવનાર, મૈત્રા વરુણ ચમે સમષ્ટિના પ્રાણ, ઉદાન, અને વ્યાન, આશ્વિન ચમે સૂર્ય ચંદ્રની વચમા રહેનાર તેજસ્વી ગ્રહો, પ્રતિપ્રસ્થાન ચમે અને તેની ગૃહોની ચાલ વીગેરેના વર્તારા કરનારાઓ શુક્ર ચમે શુક્રનો તારો અથવા વીર્ય મન્થી ચમે મથન કરવાના પદાર્થો, અરણી આદી. વીગેરે આ સર્વે પદાર્થો અને તેમના અભિમાની દેવતાઓની કૃપાને પાત્ર થવા હુ મારો અહભાવ રહિત કરી તેને શિવના ચરણમા મૂકુ છુ તેથી આ નિષ્કામ કર્મ વડે શિવ પ્રસન્ન થઇ યજ્ઞ દ્વારા આ સઘળા પદાર્થોની મને પ્રાપ્તિ કરાવે

**आग्रयण चमे वैश्वदेवः चमे ध्रुव चमे वैश्वानर चमे ऐन्द्राग्नः चमे महा वैश्वदेवः चमे मरुत्वतीयाः चमे निष्केवल्य चमे सावित्रः चमे सारस्वत चमे पत्नीवत चमे हारीयोजन चमे यज्ञेन कल्पन्ताम् ॥२०॥**

આ મંત્રના ચેતસ્ય દેવતા ઋષિ. યજ્ઞાનુષ્ઠાનઆત્મા દેવતા સ્વરાડાતિ ધૃતિ છંદ અને ષડજ સ્વર છે.

**આગ્રયણ ચમે**=માર્ગશિર્ષ આદિ માસમાં પ્રાત સ્વવન સમયે જે જે ગ્રહદેવતાઓની પ્રાર્થના પૂરક યજ્ઞ કરવામાં આવે છે તે **વૈશ્વદેવ ચમે**= પંચ મહાયજ્ઞમા વૈશ્વ દેવનું જે સ્તવન થાય છે તે યજ્ઞ.

**વૈશ્વાનર ચમે**=વૈશ્વાનર નામના અગ્નિનુ જે સ્તવન કરી યજ્ઞ કરવામાં આવે છે તે **ધ્રુવ ચમે**=આકાશમાં નિશ્ચલ ગ્રહ જે ધ્રુવ કહેવાય છે તેનું સ્તવન, **ઐન્દ્રાગ્ન** ચમે=ઐન્દ્રાગ્નેય, વિજળી, અગ્નિ, વાયુના અભિમાની દેવતાઓની પ્રાર્થના કરેલ યજ્ઞ, **મહાવૈશ્વદેવ ચમે**=અખિલ બ્રહ્માંડના પદાર્થોના અભિમાની દેવતાઓના પ્રેમ અર્થે આ યજ્ઞ કર્મમા કરેલું સ્તવન,

मरुत्वतीया चमे મરૂત નામના પવન વિશેષના, અભિમાની દેવતાઓમાં કરેલા સ્તવનો, निष्केवल्यश्चमे મારા નિષ્કામ ભાવથી કરેલાં સર્વ કર્મો. सावित्र चमे સૂર્યના પ્રભાવમા વસેલા અનેક ગ્રહમંડળો, અભિમાની દેવતાઓ, सारस्वत चमे સરસ્વતીના ઉપાસક ગ્રહો, તથા તેના અભિમાની દેવતાઓ જેવાકે બૃહસ્પતિ વીગેરે. पत्नीवत चमे એક પત્ની વૃત્ત ધારણ કરનારા અભિમાની દેવતાઓ, हारियोजन चमे હરણના જેવી ચપળ ગતિવાળા અને તેના અભિમાની દેવતાઓને આ યજ્ઞ કર્મમાં કરેલાં સ્તવનો આ સર્વ મારો અહભાવ રહિત કરી શિવના ચરણમાં મુકું છું તેથી આ નિષ્કામ સેવાથી શિવ મારા ઉપર પ્રસન્ન થઈ યજ્ઞ દ્વારા આ સર્વ સુખોની મને પ્રાપ્તિ કરાવો.

ટીકા.

આ મંત્રોમા અખિલ બ્રહ્માંડના સર્વ મુખ્ય મુખ્ય પદાર્થો અને તેના અભિમાની જીવ તેના દેવતાની દિવ્ય શક્તિ તથા તેના સ્વામીઓ ઇત્યાદિનો સમાસ થાય છે. તે સર્વ એક રૂદ્ર સ્વરૂપજ છે તેથી વિવિધ નામ લઇ સર્વ શબ્દો વડે કરીને અને સર્વ પદાર્થોના નામ વડે કરીને રૂદ્ર સિવાય બીજા કશાનુ સ્તવન નથી. સર્વત્ર રૂદ્ર ભાવના કરવાની છે. આમાં વિશ્વનો પ્રેમ દર્શાવ્યો છે અખિલ જગતના સર્વ પ્રાણી પદાર્થ ઉપરનો જે પ્રેમ તેજ રૂદ્ર ઉપરનો પ્રેમ અને ભાવના છે.

स्रुच चमे चमसा चमे वायव्यानि चमे द्रोण कलशः चमे ग्रावाणः चमे अधिषवणे चमे पूत भृत चमे आधवनीय चमे वेदीः चमे बर्हि चमे अवभृथ चमे स्वगाकारः चमे यज्ञेन कल्पन्ताम ॥१९॥

આ મંત્રના સુચેતસ્ય દેવતા ઋષિ, આત્મ દેવતા, વિરાટાતિ ધૃતિ ૭૬ અને ઋષભ સ્વર છે.

स्रुच चमे=યજ્ઞના કામમા આવતો સરવો અને શ્રુત (આચમનીના જેવી કોતરેલી હોમવાની કડછી અથવા પળી જેવુ લાકડાનુ પાત્ર) चमसा चमे=યજ્ઞ વખતે હોમ દ્રવ્ય રાખવાનું પાત્ર वायव्यानि चमे=બીજા યજ્ઞ પાત્રો, द्रोणकलश चमे=યજ્ઞ કળશ ग्रावाण चमे=ઉખળ મુશળ પથ્થરની શિલા, अधिषवणे चमे=સોમવલ્લી આદિ પદાર્થનો રસ કાઢવાનું પાટીયુ. पुतभृत चमे=સોમ રસને રાખવાનું પહેલુ પાત્ર, आधवनीय चमे સોમરસને રાખવાનુ તથા પીવાનુ બીજુ પાત્ર, वेदि चमे=હોમ કરવાની

નિર્મિત કરેલો પવિત્ર ઘોડો. बर्हि चमे=દર્ભની જુડીઓ, अवभृथ चमे=યજ્ઞ સમાપ્તિ સમયે ચંદનાદિ સુગંધી દ્રવ્ય દીલ પર ચોળી યજમાન અને યજમાન પત્ની નહાય છે તે. स्वगाकार चमे હુત દ્રવ્યના પદાર્થો લાવનારાઓ અને પદાર્થ દ્રવ્યો

આ સર્વ યજ્ઞ સામગ્રી જેમાં શક્તિરૂપે રૂદ્ર દૈવત રહેલું છે તે સર્વ મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકું છુ તેથી આ નિષ્કામ કર્મથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞદ્વારા આ સર્વ સુખોની મને પ્રાપ્તિ કરાવો.

अग्निःश्चमे घर्मःश्चमे अर्कश्चमे सूर्यश्चमे प्राणःश्चमे अश्वमेधःश्चमे पृथिवि श्चमे अदिति श्चमे दितिःश्चमे द्यौ श्चमे अङ्गुलय श्चमे शक्वरय श्चमे दिश श्चमे यज्ञेन कल्पन्ताम् ॥ २२ ॥

આ મંત્રના અગ્નિ ચેતસ્ય દેવતા ઋષિ, આત્મ દેવતા, ભુરિક શક્કરી છંદ, અને ધૈવત સ્વર છે

अग्नि चमे=અગ્નિ, અગ્નિષ્ટોમ યજ્ઞ, घर्म चमे=દ્રવ્ય अर्क चमे=યજ્ઞ ક્રિયા વિધિ શુદ્ધિ અને દ્રવ્યો सूर्य चमे=મારા જીવનનો હેતુ એવો સૂર્ય, प्राण चमे=જીવનનો હેતુ એવો પ્રાણુ વાયુ, अश्वमेध चमे=અશ્વ મેધ યજ્ઞ पृथिवि चमे=ભૂમિ, अदीति चमे=નીતિ પાળવા માટે ઇન્દ્રિયોને અખંડિત વશમાં રાખવાનું સામર્થ્ય, दीति चमे=અનિત્યજીવન અથવા શરીર द्यौ चमे=પ્રકાશમાન લોક, જ્યાં ધાર્મિક નીતિમાન, લોક વસે છે તે અથવા દિવસ અને રાત, अंगुलय चमे=વિશ્વરૂપના સર્વ અવયવો, शाक्वरय चमे=વિશ્વરૂપના અવયવની શક્તિ दिश चमे=સર્વ દિશાઓ, આ સર્વ મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકુ છુ તેથી આ નિષ્કામ સેવા દ્વારા શિવ મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞ દ્વારા આ સર્વ સુખની મને પ્રાપ્તિ આ સર્વ પદાર્થો જે વિરાટના અવયવ રૂપ છે તેને કામમા લઇ કરાવો.

**ટીકા.**

યજ્ઞ યાગ વડે દાન શીલ ધર્મી મનુષ્યને પુણ્ય કર્મથી ઉત્તમ લોકનો જન્મ થાય તે માટે આ રૂદ્રનુ સ્તવન છે.

મંત્ર શક્તિ એ અજબ ઇશ્વરી શક્તિ છે. આ ઇશ્વરી સંકેતના શબ્દોનો જેવોને તેવો અર્થ અમારા જેવા પામર જીવો જાણી શકે તેમ નથી. ઇશ્વરનું રહસ્ય તો ઇશ્વરજ જાણે છે. બીજા કોઇ જાણતા નથી. બ્રહ્માદિ પણ પોતાની

બુદ્ધિની સીમા સુધી તક કરી અટકી ગયા છે. અગમ્ય અને અગાધ એવા એ આશ્ચર્યથી વિરામ પામ્યા પ્રત્યેક પદાર્થમાં ક્યારે રૂદ્ર શક્તિ વસેલી છે તો તે એક ઘાસના તરણામાં પણ વસેલી છે. એ રૂદ્ર સામર્થ્ય ત્રણનું નથી પણ રૂદ્રનું છે. એને માટે દૃષ્ટાંતો પુરાણોમાં ઘણા છે. થાંભલામાંથી નૃસિંહનુ પ્રકટ થવુ એક આહુતિ આપતાંજ જન્મેજય રાજાના યજ્ઞમાં તક્ષકનાગ સહિત ઈંદ્રાસન અગ્નિમાં પડી બળવા માંડ્યું બીજી આહુતિ આપતાં, તે બળતો બધ થઇ જઇ આકાશમા પોતાને સ્થાને ગયો.

એક બાલકે એક તરણુ ફેંકવાથી તૃણાવત નામનો મહાન દૈત્ય કે જેણે ત્રીલોકી જીતી લીધી હતી તેને મારી નાખ્યો. આ અદ્ભુત શકિતઓ તરણામાં છે કે ચપટી ચોખા કે તલમાં છે કે બ્રાહ્મણોના મંત્રોચ્ચાર કરવામા છે કે એ શુદ્ધ ચૈતન્ય રૂદ્રમાં છે કે અગ્નિમાં છે તે કોણ કહી શકે એમ છે જગતના સર્વ ધર્મો ઇશ્વરની અકલગતિ, સામર્થ્ય અને યોગિક શક્તિ અથવા મત્રશકિત સ્વીકારે છે.

**व्रत श्चमे ऋतवश्चमे तपश्चमे संवत्सरश्चमे अहोरात्रे ऊर्वष्ठीवे श्चमे बृहद्रथन्तरे श्चमे यज्ञेन कल्पन्ताम् ॥ २३ ॥**

આ મત્રના વ્રત ચેતસ્ય દેવતા ઋષિ, કાલવિદ્યા વિદ્યાત્મા, દેવતા, પંક્તિ છંદ અને પચમ સ્વર છે

**व्रत चमे**=સત્યાચરણ નિયમ પાળવા તે વ્રત. **ऋतव चमे**=વસત આદિ છ ઋતુઓ, **तप चमे**=ધર્માનુષ્ઠાનાર્થે શિતોષ્ણાદિ સહન કરવાં તે તપ. **संवत्सर चमे**=બાર માસનુ એક વરસ **अहोरात्र चमे**=રાત્રિ દિવસ. **ऊर्वष्ठीवे चमे**=શરીરના બે અવયવો જાગ અને ઘુટણ. **बृहद्रथन्तरे चमे**=બૃહદ રથન્તર નામના સામવેદના બે ગાયનો આ સર્વ મારો અહભાવ રહિત કરી શિવના ચરણમા મૂકુ છુ તેથી આ નિષ્કામ સેવાથી શિવ મારા ઉપર પ્રસન્ન થઇ આ સર્વ સુખોની મને પ્રાપ્તિ કરાવો અને તે તે પદાર્થ પોત પોતાના કામ કરવાને સામર્થ્યવાન થઓ

**एका श्चमे तिस्रश्चमे, तिस्रश्चमे पञ्च श्चमे, पञ्च श्चमे सप्त श्चमे सप्त श्चमे नव श्चमे, नव श्चमे एकादश श्चमे एकादश श्चमे त्रयोदश श्चमे, त्रयोदश श्चमे पञ्चदश श्चमे पञ्चदश श्चमे, सप्तदश**

क्षमे सप्तदश क्षमे नवदश क्षमे नवदश क्षमे एकविंशति क्षमे एकविंशति क्षमे त्रयोविंशति क्षमे त्रयोविंशति क्षमे पंच विंशति क्षमे पंच विंशति क्षमे सप्त विंशति क्षमे सप्त विंशति क्षमे नव विंशति क्षमे नव विंशति क्षमे एक त्रिंशत क्षमे एक त्रिंशत क्षमे त्रयो त्रिंशत क्षमे यज्ञेन कल्पन्ताम् ॥ २४ ॥

આ મંત્રના ચેતસ્યદેવતા ઋષિ, અચ્યુતવિદ્યાત્મા, સંકૃતિ ७६ અને આધાર સ્વર છે.

| મારી બ્રહ્મશક્તિ | સમષ્ટિપ્રાણુ | વ્યષ્ટિપ્રાણુ |
|---|---|---|
| ૐકારના પાંચઅક્ષરોના પાંચદેવતા | ભૂઆદિ સાત લોક | વ્યાહૃતિ |
| નવધા ભક્તિ | અગીઆર રૂદ્ર | મન સહિત દશ ઇન્દ્રિયો મળી ૧૧ |
| સંવત્સર મહીનો | સમષ્ટિ મન | વ્યષ્ટિમન |
| ઇશ્વર | આત્મા | તપ |
| તપનું ફળ | સમષ્ટિ સૂર્ય | માનસ સૂર્ય |
| ધનયોગ | ધન | સમષ્ટિ |
| આત્મ પ્રતિબિંબ | તેજ | બ્રહ્મ ભક્તિ |
| જ્ઞાન સહિત દૈવી સંતતિ તથા તે પ્રાપ્ત કરવાના સાધન | યજ્ઞ અને તેનું ફળ | પ્રતિષ્ઠા અને તેનું સાધન |

આ સર્વ જે છે તે મારા ઉપર પ્રસન્ન થઇ શિવ કૃપાથી પ્રાપ્ત થાઓ તેટલા માટે આ સર્વ મારો અહંભાવ રહિત કરી શિવના ચરણમાં મૂકું છું તેથી આ નિષ્કામ સેવાથી ભગવાન શંકર મારા ઉપર પ્રસન્ન થઇ યજ્ઞદ્વારા આ સર્વ સુખોની મને પ્રાપ્તિ કરાવો.

ટીકા

આ મંત્રમાંથી ગણીત વિદ્યાની ઉત્પતિનું સૂચન થાય છે. તેનો વિસ્તાર વિજ્ઞાનશાસ્ત્રીઓ શિવની કૃપાથી મેળવશે. પ્રથમ આપણે અંકગણીત લઇએ. એમાં એકમાંથી અનંત સંખ્યા નિકળી છે તેમાં સંમેલન એટલે ગ્રહણ કરવું બાદ કરવું, (ત્યાગ કરવું) સરવાળા અને બાદબાકી ઉત્પન્ન થાય છે, વિભાગ

કરાવાથી ભાગાકાર થાયછે ટુંકી રીતે સરવાળા કરવાની રીત તે ગુણાકાર છે. જેવી રીતે કે ૧+૩ એટલે કે ૧ અને ત્રણ વાર એક 'એક એમ ગણતાં એકંદર ચાર વાર એક એટલે સરવાળો—૪ થાય છે. હવે ચાર આંકડામાંથી એક એકડો ભુંસી નાખીએ અથવા લઇ લઇએ અથવા બાદ કરીએ અગર ભાગ કરીએ તો ત્રણ એકડા શેષ રહે છે એનું નામ બાદબાકી. ચાર એકડાના બે વખત વિભાગ કરીએ એટલે ભાગાકાર બે આવે છે. ૧–૧–૧–૧ એમ ચાર વખત એકડા નો સરવાળો કરીએ તો ૪ આવે. એ સરવાળો સહેલી રીતે કરવા માટે બે વખત ૨ને ગુણવા એટલે ગુણાકાર ચાર આવશે આ પ્રમાણે સર્વ સંખ્યાનુ સમજી લેવુ.

આ આકડાઓની ગોઠવણી આડી અવળી ઉભી ચોરસ ગોળ ઘન ઇત્યાદિ વિવિધ રીતે ગોઠવીએ તો ત્રિકોણ ,ષટ્ કોણ, ચોરસ લાંબુ પહોળું ઊંડુ અને ઉંડુ એવા પરિમાણનું માપ કરી શકાય છે, એ ઉપરથી ભેય તથા ખેતર માપવા માટે ભૂમિતી છે. દુરથી પર્વતના શિખરો માપવાં જેવું કે હિમાલયનો ધવલગીરી માપવા માટે ત્યાં કોઇ જઇ શકતુ નથી, સૂર્ય ચંદ્ર તોપના ગોળાનો વેગ–વરાળ, જળ, પવનનો, વેગ, ઠંડી ગરમી, દુર અને સમિપના પદાર્થો ઇત્યાદિની ગણત્રી કરવા માટે ત્રીકોણ ભૂમીતી અક્ષર ગણીત વિગેરેની–રચના થઇ છે. આ સર્વ વિદ્યાઓનુ ફળ એ છે કે ખોટી કલ્પનાઓ અને ખોટા વાદવિવાદો વ્યવહાર અને પરમાર્થમા થાય છે તેને રદ કરી જે સત્યજ્ઞાન અજ્ઞાનીઓથી છૂપાયલું રહ્યું છે તેનો નિર્ણય કરી યથાર્થ દર્શન કરાવવું અને ભાવિ જાણવું એ એનું ફળ છે આથી કરીને વ્યવહાર સહેલો સીધો અને સત્ય થાય છે. અને સર્વ સુખોની પ્રાપ્તિ થાય છે ગણીત શાસ્ત્ર જેમ એક ઇશ્વરનું સ્વરૂપ હોય તેમ સત્ય બતાવનાર છે સખ્યા કેવી રીતે બને છે તે નીચે પ્રમાણે છે.

એક નહિ જણાય એવું નહિ સરખુ અગમ્ય અને અગોચર કાલ્પનિક પદાર્થનુ ઝીણામાં ઝીણુ ગોળ બિંદુ સરખું સ્વરૂપ છે તેને પરમાણુ એમ કરીને કહે છે, એ પરમાણુને અનેક વખત એક સીધા ગોઠવો એટલે એક બીંદુમાંથી એક લીટી થશે. એ લીટીને એટલેકે એ પરમાણુઓને વાંકવાળીને ગોઠવશો તો એક ગોળ થશે હવે લીટી અને ગોળ એ બેને જોડી શા તો તેમાથી ૧ થશે. એકડો એટલે બિંદુ બિંદુનો એક નવીન આકાર એમાથી ગોળ બીંદુ જરા ભુંસી નાખીએ તો ૨ થાય. બગડાની નીચેની સીધી લીટીને

આહલે તેને જરા વિંછીના જેવો વાંકો વાળીએ તો ૩ થાય આ પ્રમાણે એકથી ૯ સુધી સંખ્યા થાય છે. અને મીંડુ તો આપણે લયમાંથી નીકળ્યા અને લયમાં ગયા તેના જેવું છે. એ સંખ્યા એક ઉપર એક આવે એટલે અગીઆર થાય અને એ પ્રમાણે અસંખ્ય સંખ્યા થાય છે તેમજ ત્રગડેત્રણ લીટી આડીને ઉભી એમ કરીએ તો ત્ર અક્ષર થાય છે આ પ્રમાણે મીંડુ અને લીટીથી ૐ શબ્દ થયો–અને પછી ૐ થી સર્વ અક્ષરોના ચિન્હો નીકળ્યા. લીટી અને ગોળ ઉપરથી ભૂમિતી ત્રિકોણ મિતી અક્ષર ગણીત અને અંક ગણીત નીકળ્યાં એ સર્વ ભાષાઓ છબીઓ આકારો એ સઘળાં પેલા પરમાણુ એટલે બિંદુની ગોઠવણી સિવાય બીજુ કાંઇ નથી તે ૐ છે અને તેનુ નામજ રૂદ્ર છે એ રૂદ્ર सर्व विद्यानां ईशान: એટલે સર્વ વિદ્યાના ગુરૂ ભણાવનાર જાણીતા શિવ લય અથવા પરમાણુ અથવા બિંદુ જે કાંઇ નામ તમારે કહેવુ હોય તે નામથી ઓળખો તે આ સર્વ જગદાકાર રૂપે વ્યાપ્ત છે. મારૂ પણ તેજ સ્વરુપ છે એ સ્વરૂપનો હુ વિભાગ છુ અગ્નિની ચીનગારીમાં બાળવાની શકિત, તેજ અને સામર્થ્ય છે તેજ મારામા છે માટે હુ એ વ્યષ્ટિ ભાવના ફકત કાલ્પનિક છે પણ મારૂ સત્ય સ્વરૂપ જે સમષ્ટિનુ રૂપ છે તેજ છે.

આ મંત્રને અયુગ્મ સ્તોત્ર અને હોમને અયુગ્મ હોમ કહે છે, આ ક્રિયા ઓથી દેવોને સ્વર્ગ સુખની પ્રાપ્તિ થએલી છે. તેજ પ્રમાણે યજમાનને પણ સ્વર્ગ પ્રાપ્તિ અને સર્વ ભોગ ઇત્યાદિ મળે છે.

चतस्र' चमे अष्टौ चमे अष्टौ चमे द्वादश चम द्वादश चमे षोडश चमे षोडश चमे विंशति चमे चतुर्विंशति चमे चतु विंशति चमे अष्टविंशति चमे=अष्टा विंशति चमे द्वात्रिंशत चमे, द्वात्रिंशत चम षट्त्रिंशद् चमे षट्त्रिंशत चमे चत्वारिंशत चमे, चत्वारिंशत चमे चतु. चत्वारिंशत चमे, चतु: चत्वारिंशत चमे अष्ट चत्वारिंशत चमे ॥ २५ ॥

આ મંત્રના ચેતસ્ય પૂર્વ દેવ ઋષિ, સમારૂઢ ગણીત વિદ્યા વિદ્યાત્મા દેવતા. પંક્તિ છંદ અને પંચમ સ્વર છે.

આમણા મંત્રમાં એકીની સંખ્યાનો હોમ છે આ મંત્રમાં બેકીની સંખ્યાનો હોમ છે આ મંત્રનો અર્થ બેકીની ગણિત વિદ્યાના મૂળતત્વ

વિષયક છે. અને ચાર+આઠ+બાર+સોળ+વીશ+ચોવીશ+અઠ્ઠાવિશ+બત્રીશ આ પ્રમાણે અડતાલીસ સુંધી સંખ્યાનો ક્રમ છે. તે પ્રમાણે આહુતિ આપવી. એટલે તેનુ ફળ આગલા મંત્ર પ્રમાણેજ મળે છે.

મહાર્ષિના ૨૪ ગુણમાં સંખ્યા પરિમાણ પ્રથકત્વ સંયોગ વિભાગ એ પાંચ ગુણ ઇશ્વરથી ઉતરી આવેલા છે. જગતમા છ પદાર્થો છે.

૧ દ્રવ્ય, ૨ ગુણ ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ વિશેષ, ૬ સમવાય, આ પ્રમાણે તેના નામો છે

त्र्यविः च मे त्र्यवि च मे दित्यवाट् च मे दित्यौहि च मे पञ्चाविः च मे पञ्चावि च मे त्रिवत्सः च मे त्रिवत्सा च मे तुर्यवाट् च मे तुर्यौहि च मे यज्ञेन कल्पन्ताम् ॥ २६ ॥

આ મંત્રના ત્ર્યવી ચેતસ્ય દેવતા ઋષિ પશુવિદ્યા વિદ્વાત્મા દેવતા. બ્રાહ્મીબ્રહતિ છંદ, અને મધ્યમ સ્વર છે.

त्र्यवि च मे=અઢાર માસનો વૃષભ. त्र्यवि च मे=અઢાર માસની ગાય, दित्यवाट् च मे ચોવીશ માસનો વૃષભ. दित्यौहि च मे=ચોવીશ માસની ગાય પઞ્ચાવી च मे=ત્રીસ માસનો વૃષભ, पञ्चावि च मे=ત્રીસ માસની ગાય, त्रिवत्स च मे=છત્રીસ માસનો વૃષભ, त्रीवत्सा च मे છત્રીશ માસની ગાય, तुर्यवाट् च मे બેતાળીશ માસનો સંઢ અને तुर्यौहि च मे બેતાળીશ માસની ગાય, આ સર્વ મારો અહંભાવ રહિત કરી શંકરના ચરણમા મુકુંછુ તેથી આ નિષ્કામ સેવાથી ભગવાન શંભુ પ્રસન્ન થઇ આ સર્વની મને પ્રાપ્તિ કરાવો.

ટીકા

આ મંત્રમાં વિવિધ વયના ગૃહપશુઓ એટલે કે ગાય ભેસ બકરા ગાડરા કુતરા ગધેડા, વગેરેનુ રક્ષણ કરવાને વેદ એટલે ઇશ્વરની આજ્ઞા છે. અને તેમને પોતાના ઘરના મનુષ્યની માફકજ પાલન કરવા એમ કહ્યું છે. તેથી કરીને જેવી રીતે ખેતરમાથી ધાન્ય પાકી મનુષ્ય માત્રને તોષણ પોષણ અને રક્ષણ થાય છે તે પ્રમાણે ઢોરથી પણ રક્ષણ થાય છે. તેઓ દુધ ઘી દહી મલાઇ બરફી પેંડા ઇત્યાદી મનુષ્યને આપે છે. એટલુજ નહિ પણ તેમના નીભાવાથી ઊંચામાં ઊંચી સાલો કામળીઓ ધાબળીઓ વડે ટાઢ તડકો

વરસાદ ઇત્યાદિથી રક્ષણ થાય છે તેમના ચામડાથી છત્રીનુ કામ સરે છે. સેતરંજીનું કામ સરે છે. અને જોડાઓ બને છે. વીગેરે અનેક પદાર્થો બને છે. તેમના સીંગડા હાડકા રકત અને માંસથી છાણથી મુતરથી અને લીંડીઓથી ખાતર વીગેરે થાય છે. આ પશુઓ આપણા ઉપર ઘરના માણસની પેઠેજ વહાલ કરે છે અને નિમકહલાલ નોકર છે તેઓને ક્રૂર કસાઇઓ પેટ ભરવાના અન્ન જેવુ તેમનું માંસ ગણે છે. વેદની સાક્ષાત મનાઇ છે કે પશુ હિંસા કરવી નહિ. જેવુ આપણને કોઇ છરો મારે અને દુખ થાય છે તેવુ જ દુખ તેમને પણ થાય છે તેમને છરો મારી ગરદન કાપી તેમનુ ડોકુ ધડથી જુદુ પડી લોહીએ નીગળતું તરફડીયા મારે છે તે સમયે કસાઇ પણ તેની આખ સામે પોતાની આખ મેળવી શકતો નથી અને જોઇ શકતો નથી ડોકું કાપની વખતે અને તરફડતુ હોય તે વખત કસાઇ પોતાનુ મોઢુ આડું ફેરવી નાખે છે. મારા એક ડાકટર મિત્રે એક પશુનુ ગળું કાપતાં જોયુ હતુ એ ડોકટર ટગર ટગર પશુની આંખ સામે જોયા કરતો હતો તે સમયે ડોકટરના મનમાં એક જાતની કંપારી ઉઠી અને પ્રેરણા થઇ કે આ પશુ પોતાની આખથી એમ કહે છે કે આ વખત તો હુ તારા કબજામા છું તે મારો પ્રાણ લીધો છે પણ હે કસાઇ ! યાદ રાખજે કે આ વૈરનો બદલો આવતે જન્મે હુ તારી પાસે લીધા વીના છોડનાર નથી" આ જોઇને ડોકટરની આંખમા આસુ ભરાઇ આવ્યાં, અને વિચાર કરતો કરતો ચાલ્યો ગયોને પશુએ ડોકટરની સામે પણ જોયુ નહિ પણ અત્યત ક્રોધાયમાન અને વૈરભાવવાળી આખે હુ આનો બદલો લઇશ ત્યારેજ છોડીશ એમ કસાઇને પોતાની આંખથી દર્શાવ્યુ, આવી રીતના ઉપયોગી પશુનાં માંસથી પોતાનુ પેટ ભરવુ એ કેટલું બધુ દયા રહિત કર્મ છે. તે હે માંસ ભક્ષક મારા પ્રિય મિત્રો તમે જો તેમને તમારો ખોરાક માનતા હો તો તમારી જાતે હાથમા છરો લઇ એક ઘોડો ગાય કે બળદને મારીને તેને તરફડીયા મારતું જુઓ તેની કાતડી તમારે હાથેજ ઉતારો તેનુ પેટ કાપીને લોહી ચુસીને તમારી તૃષા તૃપ્ત કરો. તેનુ માંસ કાઢી તમારેજ હાથે તેનો ખીમો કરી ખાંડીને ખાઓ અને સ્વાદ ચાખો તે તમને સ્વાદીષ્ટ પણ લાગશે નહિ બુટલેલ એટલે રસોઇઆઓએ માસની અંદર મીઠુ મરચુ લોટ ખાંડ ખટાઇ નાખી તેને ઘીમાં તળી તેની દુર્ગંધ દૂર કરી તમારી આગળ ધરે છે તેથી તમને સ્વાદીષ્ટ લાગે છે. આ સ્વાદ તે કાંઇ માંસનો નથી, પણ તે તે પદાર્થનો છે માંસ જડ છે જઠરાગ્નિને પાચન થવા તે ઉપર દારૂ પીવો પડે છે. મહમદ સાહેબે સરાબ પીવાની મનાઇ કરી છે. અને જગતના સર્વ વિદ્વાનો કેફી વસ્તુ પીવાની

મનાઇ કરે છે તેનું કારણ એટલુંજ છે કે એમા જ્ઞાન વિવેક મર્યાદા રહેતીજ નથી અને નીતિ નિયમ જળવાતા નથી એટલે કે માસ મદ્ય અને વ્યભિચાર એ ત્રણ વસ્તુ પરસ્પર સહાયકારી મંડળીના મેમ્બરો જેવા મેમ્બરો છે અને તેનો પ્રેસીડેન્ટ દારીદ્ર્ય છે.

તમે તમારા હાથેજ હીંસા કરો તો અમને ખાત્રી છે કે તમારો અંતર્યામિં કરૂણાથી ઉભરાઇ જઇ તમારા હાથેજ તમે અહિંસક થશો એવી અમારી માન્યતા છે.

पष्ठवाट् च मे पष्ठौहि च मे उक्षा च मे वशा च मे ऋषभः च मे वेहत् च मे अनड्वाः च मे धेनु च मे यज्ञेनकल्पन्ताम ॥ २७ ॥

આ મંત્રના પષ્ઠવાટ્ ચેતસ્ય દેવતા ઋષિ પશુપાલનવિધા વિધાત્મા. ભુરિગાર્ષી પંક્તિ છંદ અને પંચમ સ્વર છે.

पष्ठवाट्च चमे=ચાર વર્ષનો વૃષભ, पष्ठौहि च मे ચાર વર્ષની ગાય તે પષ્ટૌહી उक्षा च मे યુવાન વૃષભ તે ઉક્ષા वशा च मे=વાંઝણી ગાય वेहत च मे ગર્ભઘાતક ગાય. अनड्वा च मे ગાડુ ખેંચનારો બળદ धेनु च मे प्रसूति ગાય.

મંત્રાર્થ.

આ મંત્રમાં હાથી ઘોડા ઊંટ ગાય વાંઝણી ગાય વિર્યહિન બળદ એને કેવી રીતે કામમા લેવા અને કેવી રીતે રક્ષણ કરવું ઇત્યાદિ પશુ વિધારૂપ મહેનત આ યજ્ઞ કર્મ વડે કરીને મારો અહંભાવ રહિત કરી શિવ શરણુમાં મુકુ છુ તેથી એ નિષ્કામ કર્મ કરવાથી ભગવાન શંકર મારા ઉપર પ્રસન્ન થાઓ. આ મંત્રથી ઘરડી ગાય, ઘરડો બળદ. વંધ્યા ગાય ઇત્યાદિને પણ મારી ન નાખવા એ સુચન થાય છે.

ટીકા.

માસ ભક્ષણ હિંદ જેવા અન્ન ફળ કંદ મૂળ, ભાજી પાલો, શાક ઇત્યાદિ ઘણું ઉત્પન્ન કરનારા દેશમા ઘણુ મોઘુ પડે છે. એટલુંજ નહિ પણ આ દેશનુ જીવનજ ખેતી અને ગાય ભેંસ બે વસ્તુ છે. એક પૈસાના મમરા અને એક પૈસાના ચણાથી પેટ ભરાય છે. પણ બે પૈસાના માંસથી પેટ ભરાતું નથી અને પેટમા શિશુ રેડયુ હોય એવી જડતા ઉત્પન્ન થાય છે. માટે

ઢોરની સખ્યા ઘટાડવી એ હિંદ તથા તેના રોજગારને મારી નાખ્યા જેવું છે. એજ લેનુ દ્રવ્ય છે.

**वाजाय स्वाहा प्रसवाय स्वाहा अपिजाय स्वाहा क्रतवे स्वाहा वसवे स्वाहा अहर्पतये स्वाहा अह्ने मुग्धाय स्वाहा मुग्धाय स्वाहा वैनंशिनाय स्वाहा अविनंशिने आन्त्यायनाय स्वाहा आन्त्याय भौवनाय स्वाहा भुवनस्य पतये स्वाहा अधिपतये स्वाहा प्रजापतये स्वाहा इयंते राण्मित्राय यंतासि यमन ऊर्जेत्वा वृष्ट्यै त्वा प्रजानां त्वा आधिपत्याय ॥ २८ ॥**

આ મંત્રના વાજ ચેતરય દેવતા ઋષિ, સગ્રામાદિ વિદત્મા દેવતા, પૂર્વસ્ય નિચૃદતિ શક્કરી છન્દ અને પચમ સ્વર છે.

આ મત્રમાં. અગ્નિ ઉપાશક યજમાનમાં કેવા કેવા ગુણો જોઇએ તેનું વર્ણન છે તેમજ યજ્ઞ કરનાર યજમાનમાં તે તે ગુણો પ્રાપ્ત થાય એટલા માટે યજ્ઞરૂપ રૂદ્રશક્તિની પાસે યાચ્યા કરી માગણી કરેલી છે. તેમજ બારમાસના બાર અધિપતિ દેવતા વિષયક રૂદ્ર પ્રસન્ન કરવા માટે આહુતિ આપવા લખ્યુ છે. આ મત્રનો અર્થ નીચે મુજબ છે

શ્રુતિમાં લખેલુ છે કે-

**अग्नौ प्रास्ताहुति सम्यगादित्यमुपतिष्ठते आदित्या ज्जायते वृष्टि वृष्टे रन्नं तत प्रजा।**

એટલે અગ્નિમા આહુતિ વિધિ વડે આપવાથી તે ધુમાડા દ્વારા સૂર્યમડળ તરફ જાય છે અને આદિત્યના કિરણ વડે કરીને તેનો વિસ્તાર થઇ મેઘમડળમા જળની શુદ્ધિ કરે છે. આકાશમાનુ જળ વરસાદ થઈ અન્નના વીર્ય રૂપે બીજમાં પ્રવેશ કરી તૃણ ધાન્ય વૃક્ષાદિ ઉત્પન્ન કરી અન્ન અને જળ વડે કરીને પ્રાણીઓના પ્રાણ અને શરીરનુ પોષણ કરે છે અને તેમાથી પ્રજા ઉત્પન્ન થાય છે આ પ્રમાણે જો ઇંદ્ર દેવતા, સુર્ય નારાયણ, અગ્નિદેવના ચદ્ર દેવતા, વાયુ દેવતા, વૃષ્ટિ દેવતા કે જે રૂદ્ર શક્તિના વિવિધ રૂપ છે તે ન હોય તો આ જગતમાં ઉત્પતિ સ્થિતિ અને લય થાય નહિ સૂર્ય યજ્ઞ કરે છે એટલે કે આઠમાસની અદર પૃથ્વિમાં વરસેલુ જળ પોતાના કિરણો દ્વારાએ આકાશમા ખેચવાનુ ઇત્યાદિ કામ કરે છે એ સૂર્ય નારાયણ યજ્ઞ કરીને રૂદ્રને પ્રસન્ન કરે છે. હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓ અને પદાર્થ વિદ્યાના જાણકારો આ જગતની

વિદ્યુત શક્તિઓ તથા સ્વભાવથી ફેરફારો પોતાની મેળે થાય છે તે જડ છે એમ માને છે તેમના માનનારાઓ તેમણે અતિ પ્રયાસ કરી જગત રૂપી વૃક્ષનું પાંદડે પાંદડુ તપાસ્યું છે. પણ આ મત વેદથી કેવળ વિરૂદ્ધ છે સર્વ ધર્મથી ઉલટું છે અને કર્તા વિના કાર્ય થાય છે. કર્તા જ્યોતિ રૂપ ચૈતન્ય રૂપ, જ્ઞાન સ્વરૂપ વિદ્વાન નથી, પણ પથ્થર જેવો છે એવુ માને છે ત્યારે સ્પેનસર જેવા મહા વિદ્વાનને પથ્થર જેવો જડજ માને પણ માણસ જેવો માનતા નથી એમ કરી જાય એ પ્રમાણે સર્વ દેવો વિષે સમજવુ, સર્વ દેવો યજ્ઞ કરે છે. ચાર વેદમા ઋગવેદ પ્રથમ છે ઋગ વેદનો પહેલો મંત્ર **અગ્નિમીળે** એમાં સહુથી પ્રથમ દૈવત અગ્નિને માનેલું છે એ અગ્નિની વિદ્યા જેણે ખોઇ નાંખીછે તે અરાજકતા પામી જંગલી જેવા રઝળતા રખડતા નાગા દરીદ્રી ધનહિન થઇ તેમને દરીયાથી અથવા જમીન માર્ગે આવી ચાચીયાઓ અને લુટારાઓ તેમના ઉગેલા ખેતરો ઉજ્જડ કરી તેમને ધન વીગેરેથી નિર્માલ્ય કરી નાંખે છે, એટલે કે સર્વથી શ્રેષ્ઠ જે અગ્નિ વિદ્યા છે તે વિનાના માણસો ઢોરના જેવાં ગળામાં બંધન સહિત ગાડીમાં જોડાયલા બળદની માફક છે. અને હાંકનારના ચાબુકના માર ખાય છે.

વેદ અને યજ્ઞ વિષે અમારે ઘણુ લખવાનુ છે પણ તે ગ્રંથ વિસ્તાર થયે અને અત્રે પદાર્થ વિદ્યાનો સંબધ ન હોવાથી તેનુ વિવેચન અસ્થાને થાય માટે અમારા બ્રહ્મસૂત્રમા એ વિષયનુ દિગ્દર્શન કરાવ્યુ છે

અગ્નિ છે તે ચૈતન્યાત્મક છે અને અષ્ટ મૂર્તિ શિવની એક વિભૂતિ છે **હવે મંત્રાર્થ લખીએ છીએ.**

**વાજાય સ્વાહા** ચૈત્ર માસ ચૈત્રમા સાધારણ રીતે શિયાળુપાક ઘઉં વીગેરે ઉતરી રહે છે. એટલે એને વાજ અર્થાત અન્નનો માસ કહે છે. **પ્રસવાય સ્વાહા** ઐશ્વર્ય, અને સતાનોત્પતિ તથા જલક્રિડા આદિ કરાવનાર વૈશાખમાસ **અપિજાય સ્વાહા.** જળક્રિડામાપ્રેમ કરાવનાર હોવાથી આપિજ એટલે જેઠ માસ **ક્રતવે સ્વાહા.** ચાતુંમાસ યજ્ઞ યાગ યોગ કરવા યોગ્ય આષાઢ માસ. **વસવે સ્વાહા.** દ્રવ્યઆદિની પ્રાપ્તિ કરાવી આપનાર શ્રાવણ માસ કેટલાક કાદવ કચરો હોવાથી આ માસમાં તીર્થ યાત્રાદિ મુસાફરી કરવાની ના કહે છે. **અહર્પતયે સ્વાહા.** ભાદ્રપદમ સમા સૂર્યનો તાપ પડતો હોવાથી તે અહર્પતિમાસ કહયો છે. **અર્હ મુગ્ધાય સ્વાહા.** મુઢ લોકોને તપશ્ચર્યા કરવા યોગ્ય આશ્વિનમાસ. **મુગ્ધાય સ્વાહા.** નહાનુ ધોવું

ઉપર આરાધાન કરવુ એવો કાર્તિક માસ. वैनंशिनाय स्वाहा. વિનાશ-રહિત વિષ્ણુ દૈવત વાળો માગસર માસ. अविमंर्यीने आन्त्याय स्वाहा જઠરાગ્નિને પ્રદિપ્ત કરવાવાળો પોષ માસ आनत्याय भोवनाय स्वाहा भुवन स्व पर्तये स्वाहा સપૂર્ણ પ્રાણીઓનાં સ્નાનાદિક ધર્મ ક્રિયારૂપ ફળ આપી પાલન કરવાવાળો માઘ માસ. अधिपतये स्वाहा પાલકરૂપ ફાગણ માસ. प्रजापतये स्वाहा દ્વાદશ મહિનાના અધિપતિ પ્રજાપતિ દેવ જે સૂર્યનારાયણ તેમના નિમિત્ત સ્વાહા

ટીકા.

આ બારમાસના બારસૂર્ય જે કાળરૂપ રૂદ્રનું સ્વરૂપ છે. તે આ મારી આહુતિઓ કે જે મે યજ્ઞના અગ્નિરૂપ અધિપતિ આરહૂત આપી છે તે હુ કે જે મારા અહભાવ રહિત થઇ આપને અર્પણ કરૂ છુ તેને સ્વીકારો.

आयुः यज्ञेन कल्पतां प्राणो यज्ञेन कल्पतां चक्षुः यज्ञेन कल्पतां श्रोत्र यज्ञेन कल्पता वाक् यज्ञेन कल्पतां मनः यज्ञेन कल्पतां आत्मा यज्ञेन कल्पतां ब्रह्मा यज्ञेन कल्पतां ज्योति यज्ञेन कपल्तां स्व यज्ञेन कल्पतां पृष्ठं यज्ञेन कल्पतां यज्ञः यज्ञेन कल्पतां= स्तोम च यजुः च रक् च साम च बृहत च रथन्तरं च स्वर्देवा अगन्म अमृता अभूम वेट स्वाहा ॥ २९ ॥

આ મત્રના આયુરિતસ્ય દેવઋષિ, અગ્નિ દેવતા, વિરાટ વિકૃતિછદ અને પચમ સ્વર છે.

મ ત્રાર્થ

યજ્ઞ પ્રસાદથી એટલે યજ્ઞનાં ફળથી મારૂ જીવન તથા તેનો હેતુજે પ્રાણ છે તે એટલેકે (જે વાયુ મારા ફેફસાઓમા આવજા કરે છે અને જેના નહી આવવાથી ફેફસાની હીલ ચાલ બધ થઈ આ માણુસ મરી ગયો એમ લોકો કહે છે અને આ દેહને બાળી મૂકે છે તે જીવનશક્તિ સમષ્ટિવાયુ રૂપ, રૂદ્ર છે અગ્રેજીમા એને ઓકસીજન કહે છે એટલે એ શબ્દ ઓકસીસ એટલે કે લાઇફ life અર્થાત્ જીવનશકિત એ ધાતુ ઉપરથી તેની ઉત્પત્તિ થઇ છે. વૈદકશાસ્ત્ર તથા વેદાંત દર્શનમા એને અતરસ્થ ઉસ્મા કરીને કહે છે ને મારા પ્રાણ રૂપ કે જે સમષ્ટિનુ સ્વરૂપ છે. તે સમષ્ટિરૂપ લોકસેવામા આ મારૂ આખુ જીવન સમર્પણ થાઓ એવી રૂદ્રદેવ પાસે મારી યાચના અને પ્રાર્થના અને માંગણી છે.

મારી આંખ અને કર્મેન્દ્રિય એ બને રૂદ્રની કૃપાથી નિરોગી થાઓ અને તે લોક કલ્યાણ અર્થે લોકની સેવામાં વપરાઓ એવું હુ તેમની પાસે માંગું છું. આ યજ્ઞ કર્મ તે પણ ત્રિભુવનના પ્રાણી માત્રની સેવા અર્થ મે આદર્યું છે. અને તે એજ રૂદ્રની સેવા છે. પૂજન છે પ્રસન્ન કરવાનુ સાધન છે. અને કર્તવ્ય કર્મ છે. તે હુ રૂદ્રની પ્રીતિ સંપાદન કરવા માટે કરૂ છું. મારી વાણી અને સંકલ્પ વિકલ્પ કરવાવાળું મન એ પણ લોક કલ્યાણમાં વપરાઓ. રૂપભક્તિના ગુણ કર્મ સ્વભાવનુ મનન અને ગાન તથા ધ્યાન રૂદ્રની પ્રીતિપાત્ર અને ભક્તિવાન થાઓ. (કારણ કે જેનુ ધ્યાન તેનુ જ્ઞાન જેનુ ગાન તેના ગુણ કર્મસ્વભાવ વાચ્ય વાચક સબંધ વડે પોતાનામાં પ્રાપ્ત થાય છે માટેજ હુ રૂદ્રનુ ગાન કરૂં છુ. મારૂ મન અને વાણી પરોપકારના કૃત્ય કરવામા રૂદ્ર કૃપાથી સામર્થ્યવાન થાઓ.

શરીર ઇંદ્રિય તથા પ્રાણ આદી પવનોમાં વ્યાપ્ત જે ભોક્તા અભિમાની જે મારો જીવાત્મા તે લોક સેવા કરવા સમર્થ થાઓ. અને તેથી કરીને રૂદ્રદેવ મારા ઉપર પ્રસન્ન થાઓ.

ચાર વેદ જાણનાર, ચાર વેદ ભણાવનાર, યજ્ઞ કર્મમાં ઋત્વિકો ઉપર દેખરેખ રાખનાર અધિપતિ દેવ આ મારા યજ્ઞ કર્મમાં અને લોકસેવામા અને રૂદ્રની પ્રસન્નતા કરવામા મને સાહાક થાઓ અને અમો સર્વ ઉપર અમારા સતકર્મની ક્રિયા વડે કરીને રૂદ્ર દેવ પ્રસન્ન થાઓ અને અમને તેના ફળ મળવા માટે સામર્થ્યવાન્ કરો

ન્યાય યુક્ત આ ધર્મ કર્મ અમારામા ઇશ્વરનુ જ્ઞાન થવા માટે પ્રકાશ કરો. કે જેથી કરીને અમે ચૈતન્ય જ્યોતિ જે આત્મા છે જેને ૐ કરીને કહે છે. જેને પ્રજ્ઞાન આનંદ સ્વરૂપ અને અદ્વૈત કહે છે અને જેને પરમાત્મા કહે છે. અથવા જેને મહારૂદ્ર કહે અથવા કાલાગ્નિ રૂદ્ર કહે છે કોઇ શિવ અને શંભુ કહે છે તે કે જે મનવાણીથી અગમ્ય અને અગોચર છે અને જ્યા અમારી બુદ્ધિ પહોચતી નથી તેની કૃપાને મારો પામર જીવ પ્રાપ્ત થાઓ. અને દેવયાન માર્ગે અમોને લઇ જાઓ.

સ્વર્ગના સર્વ સુખ અને ભોગ, આયુરદા જ્ઞાન વૈભવ મને યજ્ઞથી પ્રાપ્ત થાઓ. ઘણા લોકનું માનવુ એમ છે કે પાપ કરી રંકને રંજાડી તેના પૈસા છેતરી તથા લુટી લઇ પોતે સુખ ચેન કરવુ. ઇશ્વર સંબંધી

વાત આવી એટલે કે ત્યાંથી ફટાણુ મોઢું ફરી વાત ફેરવી નાંખવી અથવા ત્યાંથી છટકી જવું એમ કરવામાં આવે છે. ફરી જ્યારે પણ ઉત્તર દેવું કહેવું આવવું એવું છેજ નહિ. બધુ શુન્ય શુન્ય છે. આવા વિચારોના માણસો જણાય છે સ્વર્ગ કે નર્ક જેવું કાંઇ છેજ નહિ, ધર્મના પુસ્તકો ઠગ પ્રકારના ગપાષ્ટકો જેવાં છે આવા વિચાર માત્ર મોહાત્મક દૈત્ય પ્રકૃતિના માણસોનાં છે. તેમનું કહેવુ અશાસ્ત્રિય અપ્રમાણીક અસત્ય અને સૃષ્ટિક્રમની સમજણ વગરનું છે. એમ વેદાદિ શાસ્ત્ર ઉપરથી જણાય છે. શુ એક પૃથ્વિઉપરજ વસ્તિ છે? શુ આખા બ્રહ્માંડના અનંત ગોળાઓ અને ગ્રહોમા કોઇ પણ જીવની વસ્તી નથી? મનુષ્ય કરતાં મનુષ્યે પૃથ્વિ ઉપરના બીજા પ્રાણીઓને પોતાનાથી હલકા માન્યાં છે ત્યારે શુ મનુષ્ય યોની કરતા બીજા કોઇ ગ્રહોમા ચઢીયાતી બુદ્ધિના માણસો શું નથી? એ વિષે કોઇ વિચાર કરશે કે? શાસ્ત્ર તો એમ કહેછે કે સૃષ્ટિનો એક પણ પરમાણુ ચૈતન્ય વિનાનો અને આકાર વિનાનો નથી? શાસ્ત્રો ના અનુભવ ઉપરથી એમ જણાય છે કે વાયુની પ્રાણીઓના શરીર વાયુ આત્મક છે કેટલાએકના શરીર જલાત્મક છે. જાણે કે ભુતયોનિ પિતરની યોનીના જેવી છે. કેટલીએક અગ્નિમય યોની છે. કેટલીક માટીની યોનીઓ છે અને કેટલીએક આકાશ યોની છે પાણીમા માછલાં કોહી જતાં નથી એટલે તે જલાત્મક કહેવાય. આકાશમાં પક્ષીઓ હરફર કરી શકે છે પણ મનુષ્ય હરફર કરી શકતો નથી અને પૃથ્વિ ઉપર પથ્થર જેવો જડ રહે છે વગેરે આ ઉપરથી સ્વર્ગ છે એમ કોઇને પણ ખાત્રી થશે. સ્વર્ગમાં જનાર લોક કલ્યાણાર્થે પોતાના દેહનો બલી આપનાર પુરૂષ છે તે વિદ્વાન હોવો જોઇએ. એટલા માટેજ વિદ્યા શિખવામા આવે છે. સતિઓ થાય છે તે અગ્નિમાં સ્વર્ગ સુખને માટે બળી મરે છે. તેને દેવ કહે છે દેવ ધાર્મિક અને સત્ય પરાયણ હોવો જોઇએ પાપી અને લુચ્ચા જુઠા માણસો સ્વર્ગમાં જઇ શકતા નથી.

पृष्ठ यज्ञेन कल्पन्ताम= બ્રહ્મ વિદ્યાભ્યાસ વડે કરીને સ્વર્ગધામ શુ છે? પ્રભુનું ધામ શું છે? પ્રભુપદ શુ છે? તે સર્વ જાણવાની મારી ઇચ્છા આ યજ્ઞ કર્મ વડે કરીને તૃપ્ત થાઓ. यज्ञ यज्ञेन कल्पन्ताम= હે પ્રભુ! આ મારા યજ્ઞ કર્મથી સત્ય ધર્મ પરાયણ થઇ તમારૂં સંપૂર્ણ પુજન અર્ચન યજન ઇત્યાદી કરવાને અને તમારૂ યથાર્થ સ્વરૂપ જાણવાને મારી કલ્પના પહોચી શકતી નથી. તેટલા માટે આ યજ્ઞને તમેજ તમારા કરૂણા કટાક્ષોથી સહાય કરી પરિપૂર્ણ કરો. હુ કેવળ અસમર્થ છું તમારી

પ્રાપ્તિ કેમ કરવી તે હું જાણુતો નથી. અનન્ય ભાવે હુ તમને શરણે આવ્યો છુ. દ્રષ્ટાંત તરીકે ગજેન્દ્રને જ્યારે ગ્રાહ પાણીમાં ખેંચી ગયો અને બીજો કોઇ હાથી તેને બચાવી શકયોનહિ તેમ તેની હાથણીનુ જોર અને પોતાનું જોર પણ ગ્રહને મારવાને અજમાવ્યા છતા તે નિષ્ફળ નિવડયુ ત્યારે તેણે પ્રાર્થના કરીકે મારો મરણ સમય આવી પહોંચ્યો. તે સમયે ગજેન્દ્રે પોતાના સામર્થ્યનો અહમ ભાવ તજી દઇ આર્ત પોકાર કર્યો કે, હું પશુ છઉં ! નથી જાણુતો કે વિદ્યા તે શુ વસ્તુ છે ? નથી જાણુતો કે શંકર અને રૂદ્ર એવું નામ લે છે તે કોણુ અને કેવા હશે? તે હુ જાણુતો નથી હું જાણુનો નથી કે આ જગતનુ પોષન કરનાર રક્ષણુ કરનાર અને તારનાર વિષ્ણુભગવાન તે કોણુછે ? અને કેવા છે અને તેને પ્રાપ્ત કેવી રીતે કરી શકાય તે હુ જાણુતો નથી. પણ એટલું તો જાણુ છું કે આ મારૂં મોટું પેટ રોજ ભરવા માટે કોઇ અદ્દભુત શકિત મારે માટે તૃણુ અર્થાત ઘાસને ઉગાડનાર છે ખેતરના ખેતર હુ ખાઇને ઉજડ કરૂ છું પણુ બીજે દિવસે હું શુ ખાઇસ તેની ફીકર રાખનાર કોઇ અગોચર મહાશકિત છે તે વરસાદ આણીને ફરી પાછા ખેતર લીલા કરી મૂકેછે અને મારે માટે વિહાર કરવા-તથા પાણી પીવા તળાવો ભરી મૂકેછે એવો કોઇ મારો રક્ષક છે તેને અનન્ય ભાવે હુ શરણે આવ્યો છુ તે મને પ્રાપ્ત થાઓ પછી તે મને મારો કે ઉગારો, એટલુ કહેતાં વારનેજ તરત એક મહાન તેજના ગોળા જેવું તેને દેખાયુ અને તેણે હાથમાં ચક્ર લઇ મગરનું મુખ ચીરી નાંખ્યુ અને મરણુ ભયથી ગજેન્દ્ર મુકાયો તદનુસાર મારા યજ્ઞ કર્મને પરીપૂર્ણું કરનાર તમે છો અર્થવ વેદે કરીને મે કરેલો સ્તુતિ પાઠ તે સ્તોમ અનિયત પાદવાળા મત્રોરૂપ યજુંવેદથી મેં કરેલું આપનું યજન નિયત પાદવાળા મત્રોના ઋગ્વેદથી મેં કરેલું આપનુ યજન નૃત્ય ગાન જેમાં પ્રધાનપણે છે એવા સામવેદના મત્રોથી મેં કરેલું આપનું યજન, તેમજ બૃહત અને રથન્તર નામના સ્તોત્રોથી મે કરેલી આપની પ્રાર્થના, આ સર્વ યજ્ઞની ક્રિયાથી અમે રૂદ્રદેવતાને પ્રસન્ન કરીએ છીએ કે જેથી અમે હિરણ્યગર્ભ ભગવાનના લોકમાં જઇ દિવ્ય વૈભવ સુખ પામીએ વસટ્કારના ઉચ્ચારણુ વડે કરીને અપ્સરાઓના અભિમની દેવતાઓને અન્નની આહુતિ અને ઘીની સતતધારા યજ્ઞમાં હોમીછે તે તેઓ સ્વીકારો જેથી રૂદ્રદેવ અમારા ઉપર પ્રસન્ન થાય.

ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु।



# ઉપસંહાર.

હે વાચક વર્ગ ! ભોળા ભાવિકો. વેદ પઠન કરનારા બ્રાહ્મણો, રણવીર ક્ષત્રીયો, દાનશીલ વૈસ્યો, અને ભાવિક શુદ્રો તથા અત્યજો તમે સર્વ આસ્તિક છો અને ઇશ્વરને માનો છો પુનર્જન્મને માનો છો, દેવાર્ચન કરો છો, શ્રાદ્ધ કરો છો, અને વેદ શાસ્ત્ર પુરાણોમાં કહેલાં કર્મો કરી આચાર વિચાર અને ધર્મો પાળો છો એજ આર્ય ભૂમિનુ ભૂષણ છે પરતુ પ્રાશ્ચમાત્ય કેળવણી પામેલા કેટલાએક અધકચરા માણસો અનાર્ય આચરણવાળા થઈ ગયા છે તેઓ ઇશ્વરને માનતા નથી. અને પ્રત્યક્ષ સીવાય બીજુ કાઇ પ્રમાણ સ્વીકારતા નથી અને પુર્નજન્મને કબુલ કરતા નથી ધર્મની ઉપેક્ષા કરે છે, એવા માણસોને ઠેકાણે કેવીરીતે લાવવા તે હમને સુઝતુ નથી કેટલાએકનુ એમ માનવુ છે કે જેઓ ધર્મની ઉપેક્ષા કરે છે તેઓની ઉપેક્ષા પણ સુખ સ્વતત્રતાનો સરળ માર્ગ જે ધર્મ તે પણ તેની ઉપેક્ષા કરે છે. મીરાબાઇએ કાવ્યમાં કહ્યુ તે યથાર્થ હોય એમ અમને લાગે છે તે „કહેછેકે

"સાધુ સમીપ એ (ઇશ્વર) નિત્ય વસે છે,દુષ્ટથી રહે છે દૂર"

આ પ્રમાણે ખ પ ચ એ ત્રણ બીજનુ સેવન કરનારા, શિશ્નોદર પરાયણ પુરૂષો આ પુસ્તક વચવાના અધિકારી નથી એમ અમારૂ માનવુ છે. અમારૂ લખાણ વેદ શાસ્ત્ર પુરાણના ઉપર શુદ્ધ ભાવે દ્રઢ વિશ્વાસ રાખી ધર્મનુ અવલબન કરનાર હો તેજ આ પુસ્તક વાંચનાર અધિકારી છે. એમ અમારૂ માનવુ છે.

ઇશ્વરના અસ્તિત્વ વિષે માનનારા સર્વ ધર્મો છે અને દુનિયાના પોણા ભાગ ઉપરના મનુષ્યો ઇશ્વરને માને છે. અને ધર્મની ક્રિયાઓ કરે છે. ઇશ્વરના અસ્તિત્વ વિષે દરેક મહાવિદ્વાનોએ ઢેર ઢેર લખાણો કર્યાં છે. એટલે અમારે તે વિષે વિવેચન કરવાનુ નથી ટુકામાં અમે એટલુજ કહીશું કે એક વસ્તુ છે કે નથી. તે જાણવા માટે મનનશિલ મુનિવર્યોએ લખ્યુ છે કે એક છાકટો માણસ, મૂર્ખ, અથવા આડો હોય તે પોતાના મનમા અમે તેમ લવારો કરીને માને અને વિદ્વાનોની વાણી તુચ્છકારી કાઢે તો તે ઉપરથી તે પદ થેનું અસ્તિત્વ અથવા અભાવ સિદ્ધ થતો નથી પણ **लक्षण प्रमाणाभ्यां वस्तु सिद्धि** એટલે કે લક્ષણ અને પ્રમાણથી જે કાઇ સિદ્ધ થાય તો તે સત્ય છેજ એમ માનવુ. અષ્ટ પ્રમાણે કરીને અને લક્ષણથી ઇશ્વરનું અસ્તિત્વ છે એમ

સિદ્ધ થાય છે જેના અસ્તિત્વવિના એટલે કે કર્તાના અસ્તિત્વવિના જે કાર્ય અન્ય કશાથી થઇ ન શકે તો તે વસ્તુનુ અસ્તિત્વ છે તો તેના કર્તાનુ પણ છે. જેમકે ચંદ્ર સૂર્ય એ વસ્તુ છે તો એ કાર્યની ઉત્પત્તિ એનો કોઇ કર્તા છે તે વગર બીજા કશાથી ઉત્પત્તિ થઇ શકતી નથી તેથી તેનું અસ્તિત્વ છે લંબાણુ થાય તેથી ગ્રંથવિસ્તાર ભયે વધુ લખતા નથી.

ગુનાહ કરવાના અનેક પ્રકાર છે. અને તેની શિક્ષા પણ કરનારા જુદા જુદા છે

૧ જાહેર રીતે પાપ કરનારા હોય તેને ફોજદારી કાયદો અને પોલીસ તથા રાજા શિક્ષા કરે છે તે જો કહેશે કે ફોજદારી કાયદાને એટલે શબ્દ પ્રમાણુને હું તો માનતો નથી તો એના ન માનવાથી કાંઇ રાજા તેને છોડી દેતો નથી અને શિક્ષા કરે છે

કહેવત છે કે પીઠ પાદશાહની, રાજા પાપ કરે તેની પણ લોક પાછળથી નિંદા કરે છે. અને મનમાં સમજી બેસી રહે છે, અને લાગ ફાવે તો રાજાને પણ શિક્ષા કરવા દૈવત ચૂકતી નથી. ન ફાવે તો બબડીને બેસી રહે છે. તેજ પ્રમાણે સર્વ પાપીઓનુ સમજવું

ન્યાતવાળા ન્યાત બહાર મૂકે છે. કન્યા આપતા લેતા નથી છાકટા છીનાળવા ચોરને સારા માણુસો પોતાના ઘરમાં પેસવા દેતા નથી મનમા સમજી બેસી રહે છે

૨ જે ધર્માત્મા પુરૂષ હોય છે તેને ગુરૂ શિક્ષા કરે છે. જેમકે સ્કુલમાસ્તર નિશાળીઆને પાટલી ઉપર ઉભો રાખે છે છતા તેને ભણાવી પાસ કરવાની ધારણા રાખે છે, તેમજ માતા પિતા આચાર્ય ગાંધીજી જેવા આપ્તવર્ગ વીગેરે વીગેરે. તેવાને નિંદે છે પણ તેના ઉપર કરૂણા દ્રષ્ટિએ જોઇ ઉંચે ચઢાવવા પ્રબોધે છે.

પાશ્ચમાત્ય રાજ્યનીતિ અને આર્ય રાજ્યનીતિમાં પણ ફેર પડે છે. અંતર્યામીની સત્તા તો દરેક પ્રસંગમાં કાર્ય કર્યાજ કરે છે. તે પુણ્યવાનને આનંદ ઉત્પન્ન કરે છે. અને પાપીને ડંખ મારે છે.

ઇગ્લંડના રાજા કોનસ્ટન્ટના પાટવી કુંવર આર્થરનું ખૂન તેના કાકા રાજ્ય લોભી પાપી જોને રાજ્ય પોતાને મેળવવાના ઇરાદાથી એકબેથ પાસે કરાવ્યું હતુ તે સમયે આનંદને માટે પછી તેણે નાચરંગ કરાવ્યા, દારૂ પીધો, છતાં તે મરનારની ચીસ તેને દરેક પ્રસંગોમાં સંભળાયા કરતી હતી તેણે દરીયા વચ્ચે મહેલ બાંધ્યો તો પણ તેનું મન શાંત થયું નહિ પવનના સુસવાટામાં પણ તે મરનારની ચીસ સાંભળતો હતો. અને અરે! હાય હાય કરતો તેના મનમાં ભય ઉત્પન્ન થતું હતુ. અને મરણ સુધી તેને તેનું તેજ ધ્યાન રટણ, જાપ રહ્યા કર્યો આ લોકોએ મે ખૂન કર્યુ એ જાણ્યું હવે મારૂ શુ થશે એવા ભયે કંપતો હતો. હું હવે કેવી રીતે છુપાવુ એમ એનુ મન ડખતુ હતુ. જે કાંઇ ઘાતકી કૃત્ય અથવા પાપકર્મ હોય છે તે સ્ત્રીઓ અથવા પ્રાણો તાવની બીમારીમાં ગાંડપણમાં અથવા બેભાન અવસ્થામા બબડયા કરે છે તેથી તેનાં છુપા પાપ ખુલ્લાં પડી બહાર પડી જાય છે.

શ્રી રામચંદ્રજીને રાજગાદીએ બેસતી વખત કૈકૈયીએ વરદાનમા ભરતને ગાદીએ બેસાડો એમ દશરથ રાજા પાસે માગ્યુ તે સમયે શ્રીરામચંદ્રજીએ તરતજ ગાદીનો ત્યાગ કરી વનવાસ કર્યો દશરથ રાજાએ ભરતને રાજ્યાસન આપવા હુકમ કર્યો પણ ભરતે તે રાજ્યગાદી લીધી નહિ અને તપશ્ચર્યા કીધી શ્રીરામચંદ્રજીએ ગાદીપર બેસવા ના કહી ત્યારે તેમની પાવડી ગાદીપર બેસાડી અને શત્રુઘ્નને રૈયતનુ રક્ષણ કરવાનુ કામ સપુરત કર્યું. ભરતે રામચંદ્રજીને કહ્યું કે તમારી પ્રતિજ્ઞા પ્રમાણે ચૌદ વરસ ઉપર વનમાં એક ઘડી પણ વધારે થશે તો હું ચિતા ખડકી બળી મરીશ ઉપર પ્રમાણે રાજ્યનીતિ આસ્તિક અને નાસ્તિકોની છે.

એક ઠેકાણે રાજ્ય લોભ અને બીજે ઠેકાણે સત્યશીલ અને ધર્મ સ્પષ્ટ રીતે જણાઇ આવશે.

ઉપરના ત્રણ પાપથી જે શિક્ષા નહિ થઇ હોય એવાં ગુપ્ત પાપોની શિક્ષા યમરાજા કરે છે. તે ગરૂડપુરાણમાથી સહેજસાજ લોકોની જાણમાં આવવા માટે લખીએ છીએ. જેને વિસ્તારથી જાણવું હોય તેણે ગરૂડ પુરાણમાથી અથવા તો અન્ય પુરાણોમાંથી અથવા સ્મૃતિઓમાથી વાચી લેવું. ગરૂડપુરાણમાં અલંકારીક ભાષા અને અદ્‌ભુત કાવ્યશક્તિ દર્શાવી છે. માટે તેમાંના ભયાનક રસ, બિભત્સ રસ. કરૂણા રસ, શોક રસ, દયા અને ધર્મ તત્વ અતિશયોક્તિ અલંકાર, અન્યોક્તિ અલંકાર. શ્લેષ અલંકાર, રૂપકાલંકાર

વીગેરે દર્શાવ્યા છે તે વિદ્વાનોએ સમજીને અને વિચાર કરીને વાંચવા વિપરીત તર્ક અને ભાવના દોડાવ્યા વગર ધર્માનુકૂળ ભાવના અને વિચાર કરવા. સર્વે કોઇ ધર્મ મરણ પછી કંઇને કંઇ ક્રિયા કરે છે, આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે કોઇ મરી ગયો તે આ પડેલુ સબ નથી પણ સબમાંથી કંઇ નીકળી ગયુ તે છે. અને તેને માટેની પૂજા અથવા ક્રિયા છે અને અને તે ક્રિયા તેની પાછળ રહેલા માણુસ કરે છે તેનુ ફળ મૃતક જીવને મળે છે આ વાતતો સર્વ સિદ્ધાંત અને સવ માન્ય છે કે પાપનુ ફળ દુખ દારિદ્રય કલેશ રોગ પરતંત્રતા ઇત્યાદિ છે અને પુણ્યનું ફળ સ્વર્ગ સુખ અથવા આ દુનિઆનુ સુખ આરોગ્યતા, ઐશ્વર્ય, સંપતિ, વશવૃદ્ધિ. ધન વિગેરે સત્તા-સ્વતંત્રતા મળવુ વિગેરે છે

ગરૂડ પુરાણમાં વૈતરણી નદીનુ વર્ણંન છે, આ વર્ણંન વિવિધ પ્રાણીઓના શરીરરૂપી કારાગ્રહમાં જે લોહી રૂપી પાણી છે માંસ રૂપી કાદવ છે અને તેમાં કાયારૂપી તરણી એટલે હોડી છે, તેમા બેસી અનુકૂળ પુણ્ય પવનથી સામાતીરે આનદ કરતા જવાય છે, ને પાપ કર્મથી તો સળગેલી આગબોટ અથવા ભાગડુ પડેલુ ભર દરીયે વહાણુ હોય અને તેમાં જેમ બેસનારની ચીસા ચીસ અને દોડધામ થઇ રહે છે તેના જેવું છે.

યમરાજા જે શિક્ષા કરે છે તે સંબંધી હવે વિવેચન કરીએ છીએ, પુણ્યવાન પ્રાણીને જેમ શ્રી રામચંદ્રજી રાવણુને મારી ૧૪ વર્ષ અયોધ્યામાં આવ્યા અને આખા પુરજનોમાં આનંદ પસરી રહ્યો તે પ્રમાણે મહાત્મા તિલક જેવાના મરણુ સમયે સ્વર્ગના દુંદભી થાય છે, અને સ્વર્ગના રહેવાશીઓ તેને તેડવા આવે છે. યમરાજા વિમાનો અને પુષ્પની માળા લઇ પોતાનું સુંદર દેવનું રૂપ લઇ ધન્ય છે ધન્ય છે તમને એમ કરી વિમાનમા બેસાડી નમે છે વિગેરે વિગેરે.

પાપીઓને માટે ચોર્યાસી લક્ષ જાતના કારાગ્રહો છે, જેમકે યરોડા જેલ આન્ડામાનનો ટાપુ અને અમદાવાદ જેલ અને પોલીસની જેલ જેવા કારાગ્રહો છે દરેક કારાગ્રહમા એટલે યોનીમા ૧૦૦ વખત જન્મ લેવો પડે છે પુણ્યવાનના માર્ગને ઉત્તરાયાન અથવા દેવયાન મોક્ષ માર્ગ વીગેરે નામો અપાય છે તેનુ વર્ણન વેદમાં અને છાંદોગ્ય ઉપનિષદમા તે આપેલુ હોવાથી અત્રે લખતા નથી. આ માર્ગ યોગી, વિદ્વાન, સતિ, દેશોદ્ધારક વિગેરે નો છે, બીજો માર્ગ પુણ્યવાન વાણીયાઓ જેવા સ્વભાવના પણ શ્રદ્ધાવાન ધાર્મિક દાનેશ્વરી લોક કલ્યાણર્થે

દેવ બ્રાહ્મણ અતીથીનો સત્કાર કરી કૂવા તળાવ અન્ન છત્ર ભૂમિદાન, કન્યાદાન અન્નદાન વીગેરે કરનારા પુણ્યવાન પુરૂષોનો માર્ગ છે, તેનું વર્ણન પણ વેદ અને ઉપનિષદ્‌મા છે અને તેને પિતરો કરીને કહે છે તેપણ અત્રે લખતા નથી.

હવે પાપ અને પુણ્યની ખીચડીના જેવો મિશ્રણ હોય તે માર્ગને યમ યાતના કહે છે તે અમે દર્શાવીએ છીએ.

મનુષ્ય મરવા પડે અને એકડ ડો શ્વાસ તેને ઉઠે વૈદ્ય તેના જીવીતની આશા મૂકી દઇ ઓસડ બધ કરે તેવે સમયે પ્રાણાપાનની ગ્રથી એટલેકે રૂદ્ર દેવત પોતાની દશ ઇન્દ્રિયમાની શક્તિઓ જીવાત્મામા સમેટવા માડે છે. આખે કાચ વળે છે આખ મીચાઇ જાય છે કાને સાભળતો નથી સગા વહાલા બોલાવે છે અને હલાવે તોયે બોલતો નથી ત્યાર બાદ એ જીવનશક્તિ હૃદયમા આવે છે. એટલે તરતજ ડોક નાખી દે છે મૂર્છા અવસ્થા થાય છે. મન બુદ્ધિ ચિત્ત અહકાર એ પણ એ કારણ શરીરજીવાત્મામા સમાઇ જાય છે. તે વખત તે અર્તયામી નજીક હોય છે. અને ભાવિ જન્મનુ અને આખા વિશ્વનુ એને દર્શન થાય છે સહજવારમા તે કઠ પ્રદેશમા આવે છે અને આખ કાન મુખ રૂવાડા વગેરેમાથી ગમે તે માર્ગે નીકળી જાય છે અને ફરી તે દેહમા પ્રવેશ કરી શકતો નથી એમ માણસને સગાં વહાલાએ પુણ્યદાન કરાવી નહડાવી ભોંય ઉપર નાખ્યો હોય છે. સઘળા ત્યા રૂદન કરે છે એક પાળી બેસે છે ધૂપ સળગાવે છે. ભસ્મ, તુળશી, તલ દર્ભ વીગેરે પવિત્ર વસ્તુ ત્યા મૂકે છે. અને ઘીનો દીવોકરે છે તે વખતે અમારા પાટણના દાસી મા સુધરેલા અધકચરા અનિશ્વરવાદીઓમાંના કેટલાએક કહે છે કે આતો બધુ હમ્મગ છે અમે તેને પૂછીએ છીએ કે તમારો બાપ મરી ગયો તે તો અહીં પડ્યો છે ત્યારે તુ રડે છે કોને? દેહતો અહી છે ત્યારે મરી કોણ ગયો? અને બાળે છે કોને? બાપને બાળે છે કે કોઇ બીજાને જે કોઇ પોતાના બાપને બાળી મૂકે તેને તો કાયદા પ્રમાણે ફાસીની શિક્ષા લખેલી છે.

આ સર્વ પ્રશ્નના ઉત્તરમાં તે અમને કહે છે. કે દેમ રાસ્કલ. આ સિવાય બીજુ તેને કાંઇ સુઝતુ નથી, અમે તેના ઉત્તરમાં કહીએ છીએ કે જે આ સ્થુલ મુડદુ પડ્યું છે તે કાંઇ તારો બાપ નથી. પણ એ મુડદાંમાં એક એવો માણસ હતો કે જેને અમે લીંગ શરીર કરીને સબોધીએ છીએ. દેહમાથી તે ગયો જે હુ અને મારૂ કહેતો હતો તે ગયો જે મને ટાઢ વાય છે ભૂખ લાગી છે એમ કહેતો હતો તે ગયો. શત્રુઓ ઉપર ક્રોધ, અને મિત્ર

ઉપર પ્રીતિ રાખતો હતો તે ગયો. આજે કઇ પડ્યું છે તેનો તેનું શબ છે એટલે કે ખાધેલા અન્નના રસથી બંધાએલું સ્થુલ શરીરનું ખોખું છે. એનું નામ જેલ એટલે કારાગ્રહ છે. ભોગાયતન છે. એટલે ભોગ ભોગવાનું સાધન છે. ઇત્યાદિ ઇત્યાદિ નામ આપેલા છે. એમાંનો જીવાત્મા એટલેકે ૧૭ તત્વનું લીંગશરીર તે માત્ર એને છોડીને ગયુ છે હવે એ ક્યાં ગયુ ? કેમ ગયુ ? અને આ સબ પડ્યું છે. તેનુ શું થાય છે તે સાંભળો વેદશાસ્ત્ર અને પુરાણો તેમાં મુખ્યત્વે ગરૂડપુરાણમાં એ વિષય સવિસ્તરે લખ્યો છે. ગ્રંથ વિસ્તારભયે અમે ટુંકમાં બતાવીએ છીએ.

એક દોરીમાં એક પથરો મૂકી ગલોલ બનાવી તેને ઘર ઘર ઘર ફેરવવાનું કર્મ કરી એકદમ છોડી દઇએ એટલે તેમાં એ ગલોલ ફેરવનારનો આવેગ એ પથ્થરમા આવે છે. અને આવેગથી જોરમા ધસ્યો ચાલ્યો જાય છે અને જે કાંઇ એની સામે આવે તેમા ભરાઇ બેસે છે. જેમકે એ પથરો નદીના કાદવમાં પડયો તો કાદવમાં ભરાઇ બેસે છે જળમાં પડયો તો જળમાં ભરાય છે અગ્નિમાં પડયો તો પથ્થરનો ચૂનો બની જાય છે પવનમાં ફેંકીએ તો વંટાળીયો અને ઊંચે ચઢાવી નજરમા આવે ત્યાં ફેંકી દૈછે અને આકાશમાં ફેંકીએ તો જ્યાં જશે ત્યાં અવકાશ છે જ આકાશ એજ જગ્યાનુ નામ છે. તે પ્રમાણે આ લીંગ શરીર પોતાના પૂર્વ સસ્કાર વડે કરીને જ્યા આશ્રય મળે ત્યાં પાછુ ભરાઇ બેસે છે. એટલે કે એને બીજો દેહ મળે છે તેમજ આ શબ અન્નની જે અવસ્થા તે અવસ્થાને પામે છે એટલે કે ધડને બાળી નાંખીએ તો એની રાખ થાય છે અને પૃથ્વિમા જાય છે ધડને ચાવી ખાઇએ તો એના વિષ્ઠા મુત્ર થાય છે. અને એને જમીનમા કહોવા દઇએ તો મહિ કીડા પડે છે. તે પ્રમાણે શબરૂપ શરીરની અવસ્થા થાય છે. એટલે પંચમહા ભૂતમાં મળી જાય છે.

હવે જીવાત્માની શી ગતિ થાય છે તે લખીએ છીએ. જીવાત્મા જ્ઞાન સ્વરૂપ છે. અને તેમાં કર્મ સસ્કાર મિશ્ર થયલો છે અનેક જન્માતરોના કર્મ સસ્કાર અને આ જન્મના સસ્કાર કર્ પ્રદેશમા જ્યારે જીવ આવે છે ત્યારે એકઠા થઇ જાય છે અને બને સસ્કારો એકત્ર થઇ જાયછે. અને તેમાંથી ભાવિ જન્મમાં જે જે કાંઇ કર્મ કરવાનાં છે તેનુ જ્ઞાન થાય છે. જ્ઞાની, દાતા, વીર, ઇત્યાદિ પુણ્યવાન સિવાયના જીવો મરણ પછી તરતજ પ્રેત શરીર ને પામે છે,

પ્રેત શરીર એટલે વાયુ રૂપ શરીર છે તે વખતે ભૂત પિશાચ થાય છે કે જે કંઇ મળે તેનો આશ્રય કરીને રહે છે. તેને પોતાના સ્ત્રી પુત્ર રડતાં અને દેહ બળતી જોય છે, પણ તેનાથી સ્થુલ શરીર વગર તેની સાથે બોલી ચાલી શકાતું નથી.

મરતી વખત પાળી બેસે છે એનું કારણકે લોઢું એ યમનો રાજ્ય દંડ છે અને લોઢાની તિક્ષ્ણ ધાર ઉપર ચેતન્યનો વિશેષ વાસ છે, તેથી મૃતકના શરીરમા ભયને લીધે ભૂત પ્રેતાદીક ફરી પ્રવેશ કરી શકતાં નથી. તેમજ ઘીનો દીવો એટલે કે દૃઢ તેજ એ પણ શુદ્ધ ચૈતન્યની છેક નજીકની વસ્તુ છે, પ્રકાશ એ તમાત્મક પ્રકૃતિનુ વિરોધિ છે માટે જ્યાં પ્રકાશ હોય ત્યા ભૂત પ્રેતાદિક આવી શકતા નથી. ધૂપસળી હોય, તુલસી, તલ, ભસ્મ, ગૌમૂત્ર, ગંગાજળ દર્ભ ઇત્યાદિ પવિત્રવસ્તુ હોય ત્યા અપવિત્ર વસ્તુ આવી શકતી નથી. માટે એ સર્વ પ્રેતને ઘરમાથી નસાડવાને માટે શુદ્ધિને અર્થે પ્રેતત્વ નિવારણાર્થે, તેમ શબની અંદર પેસી જતુ અટકાવવાને માટે છે. દુનિયામા શેરને માથે સવા સેર છે. એટલેકે દરેકના એન્ટીડોસ એટલે પ્રતિકાર હોય છે જેવી રીતે કે ખટાસનો ઉતાર ખાર છે, અને ખારનો ઉતાર ખટાસ છે તે પ્રમાણે અધર્મનો ઉતાર ધર્મ છે અને ધર્મનો ઉતાર અધર્મ છે. માટે કોઇ પણ માણસે પોતાના હાથમા કંઇપણ સતા આવ્યાથી અભિમાન વડે છકી જવુ નહિ. અભિમાનનો ઉતાર નમ્રતા અને વસ્તુ વિવેક છે. પ્રેત શરીરને લાંબુ ટુંકું નાક કાન વાળુ અગર નાક કાન વગરનુ થતાં આવડે છે અને ગમે ત્યાં પેસતાં આવડે છે કારણ કે તે વાયુનો આશ્રય કરીને રહેલુ છે પ્રેત હમેશા હાય? હાય? કરે છે. હાય! મને ભૂખ લાગી છે. પણ પાણી મળતું નથી ઊંઘ આવે છે અને ઊંઘાતુ નથી. શરીર ધારણ કરવાનુ મન થાય છે, પણ શરીર મળતુ નથી ઇત્યાદિ પોતાના કર્મના વિવિધ સંસ્કારો જે પાપ સંસ્કારો છે જેને મિથ્યાભિલાષા કહે છે. કહે છે જેને મૃગ તૃષ્ણા કહે છે, તે પ્રેતને ઉત્પન્ન થાય છે, પણ મળતું કંઇ નથી અને તૃપ્તિ થતી નથી મળે છે માત્ર પાપનુ ફળ કલેશ અને હાય હાય કર્યા કરે છે, એવે સમયે તેનો પુત્ર તેને છ ઠેકાણે પીંડ આપે છે પીંડ અન્નથી બને છે પુત્ર પ્રેતને કહે છે હુ આ ઇશ્વર આરાધના કરૂં છું તે મંત્રના સામર્થ્ય બલ વડે કરીને તારૂ પ્રેતત્વ નિવારણ થઇ પીંડમાં તું ભરા આ તને અન્નનો આશ્રય છે ઇત્યાદિ ઇત્યાદિ.

આમ થતાં થતા એક વર્ષે તે ફરી પાછો ગર્ભમાં આવે છે. ક્રમે ક્રમે માર્ગે કેવી રીતે એ શુદ્ધિ પામતો જાય છે અને ઉત્તમ ઉત્તમ પદાર્થનો આશ્રય લેતો જાય છે એ વાત ગર્ભઉપનિષદ્‌મા તથા અન્ય ઉપનિષદોમાં વર્ણવેલી છે. માટે જેને જાણવુ હોય કે ગર્ભમાં શુ છે ગર્ભ કેવી રીતે થાય છે? જન્મ મરણ કેમ થાય છે દેહ કેમ બંધાય છે તે સર્વ તે તે ઠેકાણે જોઇ લેવુ અત્રે વિસ્તાર ભયે તે આપી શકતા નથી.

દરેક વસ્તુને તેના જીવીતનો કાળ હોય છે એટલે કે અમુક વસ્તુ અમુક વખત સુધી ટકશે તે પ્રમાણે જેને કોઇ પછાડી ક્રિયા કરનાર નથી એવા માછલા, પક્ષી, ગાય, ઢોર, કીટ, પતંગ સમુદ્રમાં ડુબી ગએલા, અને નાસ્તિકો પ્રેતત્વ પામીને અમુક કાળે એનુ પ્રેતત્વ નિવારણ થાય છે. ધર્મની ક્રિયા વાળાને તો તુરતજ પ્રેતત્વ નિવારણ થાય છે અને ધર્મ ક્રિયા રહિતને ઘણો વખત સુધી પ્રેત દશામાં રહેવુ પડે છે

હવે જીવ ક્રમે ક્રમે કેમ ચઢે છે તે કહીએ છીએ

ગલોલમાથી છૂટેલો પથ્થર દમ લેતો ગમે ત્યા પડે છે તે પ્રમાણે મહા મૂર્ચ્છા જે મોત છે. તેમાં મુચ્છિત થએલો જીવાત્મા ગમે ત્યાં પડે છે એટલે કે

सविता प्रथमे अहन्

(યજુર્વેદ સંહિતા અધ્યાય ૩૯ મંત્ર ૬)

એ શ્રુતિ પ્રમાણે પહેલા દિવસે આ જગતના પ્રસવિતા એટલે ઉત્પાદક તેનો આશ્રય આકાશમા કરી રહે છે અને ત્યાં મુર્ચ્છિત દશામા પડયો રહે છે. ભીંતમાંથી કાકરો પડયો તે કયા જાય પરમેશ્વરનો ખોળો જે આકાશ તેમા એ જાય છે.

શમને બાળવાથી એ જીવ અગ્નિમા પ્રવેશ કરે છે અને વરાળનુ શરીર ધારણ કરે છે મૂર્ચ્છામાથી જાગી વરાળરૂપ થાય છે એ વરાળરૂપ જીવાત્મા પછી ત્રીજે દિવસે વાયુમાં ભળે છે એટલે કે પ્રેતાવસ્થા પામે છે અને વરાળ નાશ પામે છે ચોથે દિવસે સૂર્યના કિરણોનો આશ્રય લઇ આદિત્યમા જાય છે. પાચમાં દિવસે ચંદ્ર કિરણનો આશ્રય લઇ ચંદ્રમાં જાય છે. છટ્ઠે દિવસે ઋતુઓમાં જાય છે. જેમ જેમ શુદ્ધિ થતી જાય છે તેમ તેમ એ વિશેષ ને વિશેષ ઉચ્ચ પદાર્થમાં ગતિ કરવાને શક્તિમાન થાય છે. ઋતુમાં જવું એટલે કે તેને તે જન્મ લેવાને માટે અનુકૂળ સમય. એટલે

ફરીનો જન્મ લેવો હોય તો શિયાળો ચોમાસુ જાય અને વસત ઋતુ આવે ત્યારે એને જન્મ લેવાનો વખત આવે છે. ત્યાં સુધી એને ઠેરવુ પડે છે. સાતમે દિવસે મરૂત ગણુમા જાય છે આઠમા દિવસે બ્રહસ્પતિ દેવતા, નવમાં દિવસે મિત્ર દેવતા, દશમે દિવસે વરૂણ દેવતાનો તે જીવ આશ્રય લે છે. અગિઆરમા દિવસે ઇન્દ્ર દેવતાનો અને બારમે દિવસે વિશ્વેદેવામા એટલે સર્વ ત્રિભુવનમાં એને જવા આવવાની ગતિ થાય છે ગમે ત્યા જન્મ લેવો એ તો એના કર્મ સસ્કારને આધિન અને ઇશ્વરને આધિન છે આ છત્રી મારી છે એટલે કે હુ કાઇ છત્રી નથી મારે વાપરવાની વસ્તુ એ એક છત્રી છે અને તે ઉપર મારૂ મમત્વ એટલે માલકી માત્ર છે તેજ પ્રમાણે આ સ્થુલ દેહ મારો છે પણ તે એક મારે વાપરવાની ચીજ છે એટલે કે મારા સુખનુ સાધન છે પણ દેહ તે કાઇ "હુ" નથી યજુર્વેદનો ૩૯મા અધ્યાયનો સાતમો મત્ર યતેષ્ટ કર્મ મુડદુ બાળતી વખત કરવાનો છે *

તે યત્ન થયા પછી **उग्रश्च भिमश्च** એ મત્રમા લખ્યા પ્રમણે જેમ સાપ પોતની કાચળી ઉતારીને કાચળીથી છૂટો થઇ રહે છે પણ સર્પનુ સર્પત્વ કઇ નાશ પામતુ નથી તે પ્રમણે મુડદુ બળી ગયુ એટલે માણુસ જેવા સ્વભાવનો હતો તેવોજ તે રહે છે ક્રોધી હોય તો તે બીજા જન્મમાં પણ ક્રોધીને ક્રોધી સ્વભાવનોજ રહે છે લોકોને બ્હીવડાવી અર્થાત્ દમ આપી અથવા તોપ ગોળાની ધાસ્તી આપી દબાવે છે તો તેનોજ સ્વભાવ પુનં જન્મમા પણ તેનો રહે છે આ જન્મમા જો માણુસ ધ્વનિ કરવાવાળો કોલાહલપ્રિય અથવા ધૂન ભરાઇ હોય તેમ કરવાવાળો, શત્રુઓને કપાવવા વાળો એટલે વિરત્વવાળો, સર્વનો પરાજય કરી પોતાનુ મહત્વ સ્થાપન કરનાર, સાધન સપન્ન હોય છે તો પરજન્મમા પણ તેવોજ થાય છે.

આ મત્રમા વીરત્વ વીગેરે કહેલુ છે. પરતુ ખૂની, અને ચોર એ પણ વીરત્વવળા અને સાધન સપન્ન હોય છે પણ કોઇ તેને વીર પુરૂષ કહેતું નથી તેના કર્મ વખાણતુ નથી કારણકે તે પોતાનુ બળ સામર્થ્ય અને સાધન પાપાચરણુમા વાપરે છે તેથી તેની અધો ગતિ થાય છે પણ જે ગો બ્રાહ્મણ પ્રતિપાલક વેદનુ સ્થાપન કરી લોકોને નીતિને માર્ગોએ ચલાવનાર

---

* અમે બ્રાહ્મણોને વિનતી કરીએ છીએ કે આ યતેષ્ટિ કર્મ દહન ક્રિયા વખતેજ કરવાનુ છે હાલ તો ઘણે ભાગે ૧૧માં દિવસે તે કરાતું જોવામા આવે છે પણ ખરી રીતે તેમા ઉપર પ્રમાણે ફેરફાર થવાની જરૂર છે.

હોય અને તેને અર્થે પ્રાણ અર્પણ કરનારનેજ વીરપુરૂષ કહે છે ધર્મી અને અધર્મી એ બંનેના પરાક્રમ સરખા છે. પણ એક પોતાની સત્તાનો સદુપયોગ અને એક દુરૂપયોગ કરે છે તેથી વીર પુરૂષ વખાણાય છે અને પાપીઓ નિંદાય છે

હવે એ જીવાત્મા વીર્યદ્વારા કઇ કઇ યોનીમાં પ્રવેશે છે તેના નામ અને તેના કરેલા કર્મના ફળ ઇશ્વર તરફથી કેવા અપાય છે, તે નીચે મુજબ દર્શાવીએ છીએ

૧ મૃતકના પુત્રે પ્રેતત્વ નિવારણાર્થે ક્રિયા કરવાની છે જો તે પ્રેતત્વ નિવરણાર્થે ૧૧મા સુધીની ક્રિયા કરવામા ન આવે તો છોકરો પણ બાપની સાથે મરણ પછી પ્રેત થાય છે માટે એનો અધિકાર છે તેણે ના પાડવી નહિ

૨ બ્રહ્મવિવાહે કન્યાનું દાન કરવાનું છે. પણ પૈસાના લાભે જે કોઈ કન્યાવિક્રય કરે છે તેને મનુષ્ય વેચ્યા બદલ ગુલામગીરીના અંગ્રેજી કાયદા પ્રમાણે અત્રે શિક્ષા થતી નથી પણ ઇશ્વરી ફટકાથી પૈસા જતા રહે છે અને મરણ પછી યમરાજા તેને શિક્ષા કરે છે અને સ્વર્ગ સુખ ગુમાવે છે

૩ દાન કરની ગૌ ચરણ જેવી પૃથ્વી જે કોઇ ધન લોભથી હરે છે અને તેમા જે મનાઇ કરતો નથી તો તે ઘોર નરકમા તે હરનારની સાથે જ પડે છે (ગરૂડપુરાણ અધ્યાય ૩૫ શ્લોક ૨૮) અને ૬૦ હજાર વર્ષ વિષ્ઠામા કૃમિ થઇ રહે (ગ પુ અ ૩૫ ૨૯)

૪ કોઇની વૃત્તિ છેદન કરે તેને લાખ ગાય માર્યાનું પાપ થાય છે. ગ પુ. ૩૫ ૨૩

આનો અર્થ એવો સમજાય છે કે હિંદની મલમલનો વેપાર બંધ કરાવવા માટે કારીગરોના અંગુઠા કાપી લેવાયા હતા એવુ અમે સાંભળ્યું છે તો એવા મનુષ્યને ઉપરનું પાપ લાગે છે

૫ અસત્ય બોલનાર અને વિશ્વાસઘાત કરનાર માણસના જેવો કોઇ પાપીજ નથી તેને ઘોર નર્કમાં નાખવામા આવે છે ગ પુ ૩૫ ૧૬.

૬ જે પોતે મેળવેલા પૈસાનું દાન આપતો નથી અને સદ્વ્યય ધર્મ કરતો નથી તે અદાતા પુરૂષ દરિદ્રી થાય છે. (ગ પુ ૩૯ ૧૦) જેને પિતૃ પીડા હોય છે તે અન્ય કશાથી મટતી નથી પણ પિતૃઓને તૃપ્ત

કરવાથીજ મરે છે. (ગ. પુ ૧૧. શ્લોક ૧૪) અનાજ વીગેરે ઉપર ધરાક પાસે લીધેલા પૈસા (માલના વેચાણ ઉપર ધર્માદા ચઢાવેલા) જો ધર્માદા ન ખર્ચે તો તે પ્રેત ભાવને પામે છે તેમજ લોક કલ્યાણ અર્થે ગોચરણ કુડો કરટો ધર્મશાળા, કુવા, વાવ. ખેતર. રસ્તા જમીન ઝાડો જે પ્રજાના આગેવાનોના વિશ્વાસ ઉપર રાખ્યા હોય છે તેને ખાઇ જનાર તથા કન્યાઓના પલ્લાં ખાઇ જનાર પણ પ્રેતભાવને પામે છે. (ગ પુ અ. ૧૨. શ્લોક ૫) પોતે સારૂ અન્ન ખાઇ ધર્માદામા સડેલો દાણો આપનાર પર્યુશિલ નામનો પ્રેત થાય છે. બ્રાહ્મણોને ગાળ દઇ અથવા લોક લજ્જાએ દાન આપે તે શુચિમુખ પ્રેત થાય છે. યાચકને તિરસ્કાર કરવાથી તથા તે વખત નીચું જોઇ લખ્યા કરવાથી પણ લેખક પ્રેતયોની થાય છે (ગ પુ ૧૩ ૧૨)

આ પ્રમાણે જુદા જુદા પાપ કર્મ કરનારને ફળ મળે છે. અને વિવિધ દુખયોની પ્રાપ્ત થાય છે

જે કોઇ પચ માણસના કુટુંબનુ પોષણ કરે છે તે પરમેશ્વર તુલ્ય ગણાય છે જે અત્રે વિદ્વાન છે. તે મરણ પછી દેવ થાય છે, જે કોઇ નિશાળ દેવાલય અન્ન છત્ર, જલાશયો ધર્મ શાળા અને વાડીઓ, ઉપદેશ કરવાના મકાનો, પાઠશાળા ઘર ઇત્યાદિના બંધાવનારને બ્રહ્મપુરનુ દાન આપ્યું એમ કહેવાય છે. તે પિતૃ લોકમાં જઇ વસે છે. પિતર તરીકે ગણાય છે એટલે લોકના માતા પિતા જેવો પૂજાય છે, જેકોઇ બીજાનો પ્રાણ બચાવે અથવા ધર્મ યુદ્ધમા પોતાનો પ્રાણ ગુમાવે તે ૬૦ હજાર વર્ષ સુધી સ્વર્ગ સુખ અક્ષય ભોગવે છે (ગ. પુ ૩૫-૧૩-૧૪)

જેટલાં પગલાં ભૂમીદાન તેટલાં વર્ષ સ્વર્ગ સુખ મળે છે

વિદ્યા પાઠ કરવાથી મોક્ષ સુખ મળે છે.

ખેતર ખેડવાથી લોકોની અન્ન પામવાને લઇ ક્ષુધા તૃપ્ત થાય છે, તેથી નિરવંશ જતો નથી અને સુખ મળે છે.

ગોદાન સર્વ શ્રેષ્ઠ છે. તેના બળદ વડે કરીને ભાર ખેંચાય છે, પૃથ્વિ ખેડાય છે. અને દૂધ વડે કરીને ગાયનુ ગળુ કાપનાર જે કસાઇ તેને અને તેના બચ્ચાને પણ દૂધ પાતી જાય છે તેથી આવા પરોપકારી ગ્રહ પશુઓનુ દાન દેનારા સ્વર્ગ સુખ ભોગવે છે (ગ. પુ. ૩૫-૧૮) ધર્મ કૃત્ય, કરવાથી ભોગ, પ્રભુત્વ, રૂપ, બળ, બુદ્ધિ, અને પરાક્રમ વૃદ્ધિ. પામે છે.(ગ. પુ. ૩૯-૧) અને એથી અવળુ, પાપ કર્મથી તેનો નાશ થાય છે.

અધર્મ કરવાનું મન થાય તો ડાહ્યા માણુસે તેની સામા લડવા માટે ધર્મને ખડો કરવો એટલેકે પ્રતિ પ્રક્ષ ભાવના કરવી. સર્વ કર્મના ફળો મનોભાવના ઉપરજ અવલંબીને રહયા છે જાણે કે આપણુને જૂઠું બોલવાનું મન થયું તો તેની સામે સાચુ બોલવાનો પ્રબળ સંકલ્પ કરવા એટલે જૂઠું નાશી જશે. કંજુસાઇ અને યોગ્ય સ્થળે નહિ ખરચવાનુ મન થાય તો તે ઠેકાણે દાનને સામે લાવવુ નાસ્તિકપણા સામે આસ્તિકપણુ લાવવુ અને વિચાર કરવો કે આખી દુનિયાના સર્વ ધર્મો સર્વ વિદ્વાનો ઇશ્વરને માને છે અને હું ન માનુ તો મારા જેવો મૂર્ખ કોણુ ? વ્યભિચાર કરવાની ઇચ્છા થાય તો તેની સામે બ્રહ્મચર્ય ખડુ કરવુ. અને વિચાર કરવો કે ધણી એ તજી દીધેલી રખડતી રંડીથી મને વિસ્ફોટક વિગેરે ભયંકર રોગો પ્રાપ્ત થશે. મારી સ્ત્રી અને મારા ઘરનુ સર્વ સુખ અને ધન નષ્ટ થઇ ઇશ્વરનો કોપ થશે.

મરણુ પછી વિવિધ માર્ગે શરીરો ધારણુ કરી તથા યમયાતનાના દેહો ધારણુ કરી વિવિધ સ્થળે, વિવિધ કાળે ફરતા ફરતા પંચેન્દ્રિય યુક્ત કર્મ દેહ પ્રાપ્ત થાય છે. જીવજ્ઞાન સ્વરૂપ છે. તેના ઉપર અજ્ઞાન પાપ અને જડતા આદિનુ પ્રકૃતિનુ આવરણુ છે માટે એ જ્ઞાન સ્વરૂપ જીવ પ્રકૃતિના કોઇ પણુ આશ્રય વિના રહી શકતો નથી. ગરૂડપુરણુમા ૬ઠ્ઠા અધ્યાયના ૨૦મા શ્લોકમા આ બાબતનુ વિવેચન કરતા જણુાવ્યુ છે કે જીવાત્મા ત્રણુ દહાડા જળને વિષે, ત્રણુ દહાડા અગ્નિ વિષે, ત્રણુ દહાડા આકાશને વિષે, અને ત્રણુ દહાડા ઘરને વિષે રહે છે. પછી સુક્ષ્મ પીંડ દેહ જે બંધાયો હોય છે. તે બાર માસ પછી કર્મ દેહને ધારણુ કરે છે. (ગ. પુ અ ૭. શ્લોક ૪૨) ત્રણુ જળુકાની માફક દેહ ધરે છે.

પોતાના જેવા કર્મ હોય તે અનુસાર મનુષ્ય, દેવ, પિતૃ, માનવ, અને પશુનીયોની પામે છે (ગ. પુ. અ (શ્લોક ૧૮)

મરણુ પામેલો મનુષ્ય ઘણે ભાગે તો છોકરાને ઘેર છોકરો થઇનેજ અવતરે છે. (ગ. પુ. અ. ૬ શ્લોક ૧૯)

મરણુ પામેલા મનુષ્ય નીમિત જે કાંઇ દાન આપવામા આવે છે તે વરણુ દેવતા લે છે. વરુણુ ભગવાનને આપે છે ભગવાન સૂર્યને આપે છે. અને સૂર્યદ્વારા તે પ્રાણીને મળે છે. (ગ. પુ. અ. શ્લોક ૨૦)

ઇન્દ્રિયો જ્યારે વિકળ થાય છે. ત્યારે ચૈતન્ય જડ થાય છે. (ગ. પુ. અ. શ્લોક ૯)

અગ્નિ સસ્કાર થયા પછી પ્રાણી તેજ દિવસે સ્મશાનમા અથવા કલે આવી અન્ય દેહની ઇચ્છા કરે છે (ગ પુ અ ૬૦–શ્લોક ૬)

માતા પિતા સમાન બીજુ દૈવત નથી તેથી તેનુ નિત્ય પૂજન કરવું. (૧૧–૧૮) સસ્કાર રહિત જે મરે તે પ્રેત ભાવને પામી વાયુ માર્ગે રહે છે. (૧૨–૯) પોતાના કુલ ધર્મને મુકી સ્વેચ્છા પ્રમાણે ચાલનાર પ્રેત ગતિને પામે છે ૧૨–૧૪) વિકાળ અને બીક લાગે તેવા ભયાનક પ્રેત હોય છે. તેઓ મનમા આવે તેવા લાબા ટુકા નાક કાનવાળા બ્હીયામણા રૂપને પણ ધરે છ (૧૩–૧૦) દેશદ્રોહી ધર્મ દ્રોહી, માતા પિતા દ્રોહી, વિશ્વાસ ઘાતક દેવાળુ કાઢનાર, અને ચોરી કરનાર માત પિતા મિત્ર ઇત્યાદિ અને પોતાના રાજા તથા સ્વદેશ ગાત્રોનુ અહિત કરનાર ભૂખ તરસથી પીડાયલા પ્રેત શર્મ ન પામે છે (ગ પુ ૧૩–૧૧) જે ઘરમા મલિનતા હોય, કલ્યાણકારી લક્ષ્મ ન હોય, ચગે હોય ત્યા પ્રેતોની ભોજનશાળા છે મળ મુત્ર વીગેરે ગદા પદાર્થો ઉચ્છિષ્ટ પદાર્થો પ્રેતોનુ ભોજન છે ગ પુ ૧૨–૨૫–૨૭.

જ્યા સ્ત્રીઓનુ રાજ્ય હોય, દેવ પૂજન ન હોય, ત્યા પ્રેત ભોજન કરે છે જ્યા છતે ધણીએ સ્ત્રીઓ વ્યભિચાર કરે છે ત્યા પ્રેત નિવાસ કરે છે. (ગ પુ. ૧૨–૨૮)

કુસજાતિ કરનાર પણ પ્રેત થાય છે. પ્રેત પીડાથી દુષ્ટ સ્વપ્નો પણ આવે છે.

પ્રેત ભાવ ધમ કૃત્યથી છૂટે છે.

જેનુ તેનુ ખાય, પરસ્ત્રીમા ચિત્ત રાખે તે ૧૦૦ વર્ષ પહેલા અકાલ મૃત્યુ પામે છે ૧૫–૬.

પાપકર્મથી નિર્માણ થએલુ આયુષ્ય ઘટે છે તેથી ૧૦૦ વર્ષનું આયુષ્ય વેદમાં કહેલુ છે તે લોકો ભોગવી શકતા નથી.

જ્ઞાન, કામ, અને ચિત્ત એક થાય ત્યારે ગર્ભ રહે છે ૨૩–૧૭.

નુવમે માસે ગર્ભને પૂવ જન્મનું જ્ઞાન થાય છે, (૨૩–૧૪)

આયુંદા, કર્મ, વિત્ત, વિદ્યા અને નાશ એ ગર્ભમાથીજ લઇને દશમે માસે પુરૂષ કે સ્ત્રી થઇને જન્મે છે. બચપણુથીજ તે સાધન સપન્ન હોય તો તેને વિજય પ્રાપ્ત થતો જાય છે. સાધન વિનાના તો પરેચ્છાને આધિન હોવાથી સાધન સપન્ન થઇ શકતા નથી અને નિષ્ફળતા પામ્યા કરે છે. ધર્મનો માર્ગ સહેલો, સીધો, સરળ, શકા, ભય, અવિશ્વાસથી રહિત છે. માટે જેને સુખની ઇચ્છા હોય તેણે સત્ય દઢ નિમલ અને શશાસ્ત્ર સકલ્પવાન થવુ, છેલ્લી વારે શિર ચરણુમા એજ પ્રાથના છે કે

આ ક્ષણીક મૃગ જળના સરખુ મારૂ અવિદ્યા ગ્રસ્ત અ શાસ્ત્રોય નિષ્ફળ નિવદન, ફ ફ્રી મારૂ મન પોતાના મિથ્યાભિમાનને છોડી દઇ પુર્ણ શુદ્ધ ચૈતન્ય ત ્ર ગ કરની કૃપાપાત્ર થઇ વળજો અને સદા અધકારમાથી સત્ય સમગ્ર વિદ્યાના પ્રકાશથી ભરપુર થજો અને સ્થુલ સુક્ષ્મ અને કારણુદેહ જે અહભવ વડે કરીને બહિર। ધારણુ કરી રહ્યુ છે તે શત થાઓ, શાન્ત થ ાે, શાન્ત થ ાે, અને મૂળ જે મારૂ નષ્ટિ ચૈતન્ય રૂપ છે તે મને પ્રાપ્ત થાઓ

ૐ શાતિ: શાતિ શાતિ

